# પ્રસ્તાવના.



શ્રીમંત સરકાર મહારાજા સાહેબની સ્વારી કડી પ્રાંતમાં ગઈ હતી, તે વખતે પાટણના પ્રખ્યાત જૈન ભંડાર તેઓ સાહેબના જોવામાં આવતાં તેમાંના ઉપયોગી અને દુર્લભ ગ્રંથોની નકલો લેવાનું તથા તેમાંથી સારા ગ્રંથની પસંદગી કરી તેનું દેશી ભાષામાં ભાષાંતર કરવાનું ફરમાન થયું.

જનસમૂહમાં કેળવણીનો બહોળો પ્રસાર દેશી ભાષાની મારફતે થવાનો વિશેષ સંભવ હોવાથી પ્રાકૃત ભાષાઓનું સાહિત્ય (પુસ્તક ભંડોળ) વધારવાની અગત્ય શ્રીમંત સરકાર મહારાજા સાહેબને જણાઈ. એટલે સંસ્કૃત તથા અંગ્રેજી ભાષામાંથી સારાં પુસ્તક પસંદ કરી તેમનું મરાઠી તથા ગૂજરાતી ભાષાઓમાં ભાષાંતર કરાવવાની કિંવા તે આધારે સ્વતંત્ર પુસ્તકો રચાવવાની આજ્ઞા કરવામાં આવી.

કુમારપાળ પ્રબંધ, પાટણ જૈન ભંડારોમાંથી મેળવેલા ગ્રંથો પૈકી જે જે ભાષાંતર માટે મુકરર થયા છે તે માંહિલો એક ગ્રંથ છે અને તેનું ભાષાંત્તર રા. રા. મગનલાલ ચુનીલાલ વૈદ્ય રહેવાસી વડોદરાના એમની પાસે ઇનામ આપી કરાવવામાં આવ્યું છે.

હ. દ્વા.

# ઉપોદ્ઘાતઃ



શ્રીજિનેંદ્રના મત પ્રમાણે આ પ્રવાહ રૂપે ચાલતા આવેલા જગતમાં પ્રાણિમાત્ર યથામતિ પ્રવર્તે છે. છીપમાં રૂપાની ભ્રાંતિ જેમ જગતને મિથ્યા માનનારા અદ્વૈત વાદીઓ સત્ય બ્રહ્મમાં મળી જવાની ઇચ્છા રાખે છે, દ્વૈતમતવાળા પરમાત્મત્વ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે અને જડવાદીઓ પંચત્વ પામ્યા પછી કંઈજ નથી એમ ધારી વ્યવહાર પુરતો કૃત્યાકૃત્યનો વિચાર કરી રાત્રદિવસ વિષયની તૃપ્તિ માટે મથન કરે છે; પણ સેવ્ય સેવકનો ભેદ અને અભેદ માનનારા બંને મોક્ષ, નિર્વાણ, બ્રહ્મત્વ, કૈલાસ, વૈકુંઠ, બેહસ્ત અને સાલ્વેશન વિગેરે અનેક નામોથી કહેવાતું શાશ્વત સુખ મેળવવા ચિત્તને જેમ બને તેમ પ્રવૃત્તિમાંથી આકર્ષી નિર્વૃતિ-પર લક્ષ રાખવાનું એક મતે બતાવે છે. પરંતુ કહેવું અને લખવું સહેલું છે પણ તે પ્રમાણે વર્તવું એ ઘણું કઠિન છે. કહ્યું છે કે,

કથણી કથે સૌ કોઈ,
રહણી અતિ દુર્લભ હોઈ;
કહણી સાકર સમ મીઠી,
રહણી અતિ લાગે અનીઠી.

(ચિદાનંદજી.)

મહાપુરુષો કહી બતાવવા કરતાં પોતેજ કરી બતાવે છે અને સંકટ સમયે પણ ધૈર્ય રાખી નીતિધર્મનું ઉલ્લંઘન કરતા નથી; તેથી કરીને તેમના ઉપદેશ તરફ લોકોનું વળણ પણ બહુધા થયા વગર રહેતું નથી. એવા નરવીરો પૂર્વે ઘણા થઈ ગયા છે. તેમાંના એકાદનું દ્રવ્યક્ષેત્રકાળભાવની યોગ્યતા પ્રમાણે અનુકરણ કર-

વામાં આવે તો ખરેખર કલ્યાણ થયા વગર રહે નહીં. સર્વ શાસ્ત્રોની પણ એજ શિક્ષા છે કે, महाजनो येन गतः स पंथाः " મહાપુરુષો જે રસ્તે ગયા તેજ માર્ગ." મતલબ કે મહાપુરુષો જે રીતે વર્ત્યા હોય તે રીતે વર્તવું. એવા પરમાર્થ માટે સ્વાર્થનો ભોગ આપનારા મહાપુરુષોનાં નામ અમર રાખવા જુના વખતમાં ગામની ભાગોળે પાલિયા ઉભા કરવામાં આવતા હતા અને હાલ સુધરેલા દેશોમાં તેમનાં બાવલાં ઉભાં કરવામાં આવે છે, જે જોનારને આ જગત નાશવંત છે અને આખરે મૃત્યુ એક દિવસ મૂકનારું નથી એમ શિખવી કીર્તિ અને પરોપકારાર્થે પ્રાણ તૃણવત્ ગણવાની પ્રેરણા કરે છે. તેવીજ રીતે મંદિરોમાં પધરાવેલી દેવની મૂર્ત્તિયો દેવના શીલ, શાંતિ, દયા અને ક્ષમા વિગેરે ગુણોનું પૂજનારને સ્મરણ કરાવે છે. પણ એ બધું થવાને આંધળાને લાકડી અને ભૂલેલાને ભોમિયાની માહક ઇતિહાસ એજ ખરૂં સાધન સમજવામાં આવે છે.

આ ભરતખંડમાં એક વખતે ઘણીજ સુધારણા થઈ હતી એમ પ્રાચીન અનેક ગ્રંથો ઉપરથી સિદ્ધ થાય છે. તથાપિ તેવા વખતમાં પણ આ દેશમાં પાશ્ચિમાત્ય પદ્ધતિ પ્રમાણે ઇતિહાસ લખી રાખવાની ચાલ હતી એમ દેખાતું નથી. તો પણ પ્રસિદ્ધ પુરુષોનાં ચરિત્ર લખવાં, તેમના પ્રબંધો યોજવા અથવા તેમના રાસ રચવા, એ રીત પૂર્વે પણ જૈનોમાં થોડા ઘણા પ્રમાણમાં હતી અને તેજ લેખો હાલ આપણા દેશનો ઇતિહાસ તૈયાર કરવામાં આધારભૂત થયેલા છે. મિ. ફૉર્બસે રાસમાળામાં ઈતિહાસ સંબંધે જે કંઈ અજવાળું નાખ્યું છે તે પણ એજ સાધનોથી. હાલ તે સર્વે સાધનો પ્રગટ કરવાનું કામ સરસ્વતીભક્ત અને પાશ્ચાત્યદેશાનુભવી પ્રતાપી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ મહારાજા સાહેબ તરફથી જારી થયું છે. પરમાર્હત કુમારપાળ રાજાનો પ્રબંધ પણ એક ઐતિહાસિક સાધન છે. કુમારપાળના અતિ અદ્ભુત ચરિત્રે ઘણા વિદ્વાનોના ચિત્તનું હરણ કર્યાનું જણાય છે. જૈનાચાર્ય

શ્રીહેમચંદ્રે દ્વ્યાશ્રય મહાકાવ્યમાં તેનું કીર્તન કર્યું છે, શ્રીસોમતિલકસૂરીએ કુમારપાળપ્રતિબોધચરિત્રમાં તેના ગુણ ગાયા છે, શ્રીમેરૂતુંગાચાર્યે પ્રબંધચિંતામણિમાં તેનો અધિકાર આણ્યો છે અને ખંભાતના શ્રાવક ઋષભદાસે તેનો રાસ રચ્યો છે. આ સર્વ ગ્રંથો ઈતિહાસ સંબંધે કંઇ ને કંઈ નવીન પ્રકાશ પાડે તેવા હોવાથી પ્રસિદ્ધિને પાત્ર છે.

કુમારપાળ પ્રબંધમાંથી ગૂર્જર દેશના ઇતિહાસનો ઘણો ભાગ આપણને સમજવા સરખો છે. એમાં અણહિલ્લપુર ( પાટણ ) ની સ્થાપનાથી કુમારપાળના રાજ્યના અંતસુધી પૃથ્વીનું રક્ષણ કરવામાં અગ્રેસર ગણાતા નામાંકિત ૩૬ ક્ષત્રિય કુલો પૈકી ચાવડાદિ કુલોની સંક્ષિપ્ત માહિતી આપેલી છે. સિદ્ધરાજ જયસિંહને બંગાલામાં આવેલા મહોબકપુર ( મહોત્સવપુર ) ના રાજા મદનવર્મા સાથે સમાગમ થયાનું આજ પ્રબંધમાં જોવામાં આવે છે, જે બીના જનરલ કનિંગ્હામ કૃત હિંદુસ્તાનની પ્રાચીન ભૂગોલમાંની હકીકતને પુષ્ટિ આપે છે. તેમજ જૂદા જૂદા દેશના રાજાઓની સાથે યુદ્ધ કરી દેશ સર કરવા, વિદ્યાકલાકૌશલ્યાદિને ઉત્તેજન આપવું, નીતિ અને દયા ધર્મનો પ્રસાર કરી હિંસાદિ દુષ્ટ કાર્યો બંધ પાડવાં, શ્રીસોમેશ્વર અને શ્રીશત્રુંજયાદિ તીર્થોના જીર્ણોદ્ધાર કરવા અને શ્રાવકોનાં બાર વ્રત લેવાં ઈત્યાદિ નાનાપ્રકારના વિષયોનું મનોરમ વિવેચન આ ગ્રંથમાં આપેલું છે. એટલુંજ નહીં પણ તે કાળમાં વિદ્યાકળા કેટલી ઉજ્જ્વલ સ્થિતિને પામેલી હતી અને રાજ્યવૈભવાદિ દેશસ્થિતિ કેવા પ્રકારની હતી ઇત્યાદિ બાબતોનું આ પ્રબંધ ઉપરથી સહજ જ્ઞાન થાય છે. વધારે શું ? પણ તે સમયની રાજકીય, ધાર્મિક અને સામાજીક સ્થિતિનું આ પ્રબંધ એક ઉત્તમ ચિત્ર છે અને તે વાંચતાં આપણે જાણે તેજ ભાગ્યશાળી સમયમાં છીએ કે શું? એવો ભાસ થવા જાય છે.

એ મૂલ પ્રબંધ ગીર્વાણ અને પ્રાકૃત ભાષામાં પંદરમી સદી-ના જૈન પંડિત શ્રીજિનમંડનગણિની કલમથી લખાયલો છે. એમની વિદ્વત્તા વિષે અને તે પણ પૂર્વાચાર્ય કૃત ગદ્યપદ્યથી વ્યાપેલા આ ગ્રંથ ઉપરથી મારા જેવાએ વિચાર દર્શાવવો એ અનુચિત કહેવાય. તો પણ એમણે કરેલા આ, શ્રાદ્ધગુણ વિવ-રણ અને યોગશાસ્ત્રાવચૂરિ વિગેરે અત્યાર સુધીમાં મળી આવેલા ગ્રંથો ઉપરથી એમના બહુશ્રુતપણા વિષે મને સંશય રહેતો નથી.

એ મૂળ પ્રબંધનું ગૂર્જર ભાષાંતર કરવામાં સરકારી પ્રત શિવાય બીજી બે પ્રતોનો મેં ઉપયોગ કર્યો હતો. તેમાંની એક પ્રત આ સમયમાં જગતના પંડિતોને માન્યવર જૈનાચાર્ય શ્રીમદ્ આ-ત્મારામજી મહારાજના શિષ્ય મુનિરાજ શ્રીકાંતિવિજયજી મહારાજે અને બીજી વડોદરા મેહેતાપોળના તપગચ્છના ઉપાશ્રયના પ્રાચીન સંગ્રહમાંથી યતિ શ્રીચંદ્રવિજયજી એમણે આપવાની કૃપા કરી હતી. તે બંને પ્રતો લગભગ ગ્રંથ રચનાના સમયમાંજ લખાયલી છે. તેમાં મેહેતાપોળના ઉપાશ્રયના પ્રાચીન સંગ્રહમાંની પ્રત તો બીજી પ્રતોમાં નહીં એવી કેટલીક ઉપયુક્ત માહિતી આપે છે. ભાષાંતરમાં બને ત્યાં સુધી મૂળને અનુસરવાનો યથામતિ પ્રયત્ન કર્યો છે. તો પણ વિષયનો જલદીથી ખ્યાલ આવે તેટલા કારણસર જૂદાં જૂદાં ભાગો કલ્પતાં ગ્રંથની સત્યતા અને ખુબી ન બગાડવા દેતાં જૂજ ફેરફાર ન ચાલે થયો છે તે મારે જણાવવું જોઈએ. કઠિન અને ઘણા ખરા પારિભાષિક શબ્દોની જે તે સ્થળે ટીપો આપી કેટલાક પારિભાષિક શબ્દોનો કોષ જોડવામાં આવ્યો છે.

હવે મને પ્રતો આપનાર સાહેબોનો અને ભાષાંતર સંબંધે સૂચના આપનાર મારા ગુરુ મહારાજ અને ઇષ્ટ મિત્રોનો ઉપકાર સ્વીકારી આ મારા પ્રથમ લઘુ પ્રયાસનું પરિણામ વાંચક વર્ગ

સમક્ષ અર્પણ કરૂં છું અને તેઓ એમાંથી જે કંઈ બોધ મળે તેનો સદુપયોગ કરી શ્રીમંત મહારાજા સાહેબને એવાં કામોને ઉત્તેજન આપવા વિશેષ ઉત્સાહિત કરશે એવી આશા રાખું છું. મુકામ વડોદરા. કાર્તિક શુદ્ધ ૫, વિક્રમ સંવત્ ૧૯૫૦.

મ. ચુ. વૈદ્ય.

---

# અનુક્રમણિકા.




| ભાગ | વિષય | પૃષ્ઠ. |
|---|---|---|
| | મંગલાચરણ. .... .... | ૧-૨ |
| | પીઠિકા. .... .... | ૨ |
| ૧ લો | —અણહિલ્લપુરની સ્થાપના અને ચાવડા-વંશ. .... .... .... .... | ૩-૬ |
| | ચૌલુક્યવંશ—મૂળરાજથી કર્ણદેવ. .... | ૭-૧૪ |
| ૨ જો | —સિદ્ધરાજ જયસિંહ—દિગ્વિજયાદિ વર્ણન | ૧૫-૨૬ |
| ૩ જો | —શ્રીહેમાચાર્ય—જન્માદિ વૃત્તાંત. .... | ૨૭-૩૮ |
| ૪ થો | —શ્રીહેમાચાર્ય—સિદ્ધરાજને ધર્મસન્મુખ કરવો અને સિદ્ધહૈમવ્યાકરણની રચના..... | ૩૯-૪૭ |
| ૫ મો | —શ્રીહેમાચાર્ય—કુમારપાળને સત્વધારણ અને પરસ્ત્રીસંગનિષેધ સંબંધી ઉપદેશ. .... | ૪૮-૫૭ |
| ૬ ઠ્ઠો | —સિદ્ધરાજજયસિંહ—પુત્રમાટે પ્રયત્નમાં કુમારપાળનું દેશાટન. .... .... | ૫૮-૮૫ |
| ૭ મો | —કુમારપાળ—રાજ્યાભિષેક. .... .... | ૮૬-૯૧ |
| ૮ મો | —કુમારપાળ—વિજયયાત્રા. .... .... | ૯૨-૧૦૩ |
| ૯ મો | —કુમારપાળ—રાજવિનોદ. .... .... | ૧૦૪-૧૦૮ |
| ૧૦ મો | —કુમારપાળ—શ્રીસોમેશ્વરનો જીર્ણોદ્ધાર અને શ્રીહેમાચાર્ય ઉપર નિષ્ઠા. .... .... | ૧૦૯-૧૧૬ |
| ૧૧ મો | —કુમારપાળ—હેમાચાર્ય સાથે બ્રાહ્મણોનો વાદ-વિવાદ. .... .... .... | ૧૧૭-૧૨૩ |
| ૧૨ મો | —કુમારપાળ—હેમાચાર્યનો તત્વોપદેશ. .... | ૧૨૪-૧૩૧ |
| ૧૩ મો | —કુમારપાળ—દેવબોધિ સંન્યાસીનું જૈનધર્મ | |

| ભાગ | વિષય | પૃષ્ઠ. |
|---|---|---|
| | સંબંધી શ્રદ્ધા ફેરવવામાં નિષ્ફળ થવું. | ૧૩૨–૧૩૮ |
| ૧૪ મો | ધર્માત્મા રાજર્ષિ કુમારપાળ–શ્રાવક ધર્મનો અંગીકાર અને હેમાચાર્યનો દયા સંબંધી ઉપદેશ. .... .... | ....૧૩૯–૧૪૯ |
| ૧૫ મો | પરમાર્હત કુમારપાળ–અહિંસા ધર્મનો પ્રસાર. .... .... .... | ....૧૫૦–૧૬૨ |
| ૧૬ મો | રાજર્ષિ કુમારપાળ–કૃપાસુંદરીનું પાણિગ્રહણ, મોહનો પરાજય અને ધર્મરાજ્યસ્થાપન. .... ... .... | ....૧૬૩–૧૭૭ |
| ૧૭ મો | સૌરાષ્ટ્રના સમરરાજાની હાર, ઉદયન મંત્રીનું મરણ અને શ્રીશત્રુંજયાદિનો ઉદ્ધાર. | ૧૭૮–૧૮૮ |
| ૧૮ મો | સપાદલક્ષના રાજાને જીતી સાળવી લોકોને પાટણમાં લાવવા અને ધર્મનિંદકોનું ઠેકાણે આવવું. .... | ....૧૮૯–૧૯૧ |
| ૧૯ મો | ધર્મનું સેવન અને બાર વ્રતનું ગ્રહણ | ....૧૯૨–૨૨૨ |
| ૨૦ મો | સાત ક્ષેત્રનું પોષણ .... | ....૨૨૩–૨૩૭ |
| ૨૧ મો | યાત્રા..... .... .... | ....૨૩૮–૨૬૧ |
| ૨૨ મો | કુમારપાળનો પૂર્વ જન્મ અને લૂતારોગનિવારણ. .... .... | ....૨૬૨–૨૬૯ |
| ૨૩ મો | હેમાચાર્યનો મોક્ષ સંબંધી ઉપદેશ, આભાસની ચાંદની અને જૈન ધર્મ ઉપર બ્રાહ્મણોનો દ્વેષ હોવાનું કારણ. | ...૨૭૦–૨૭૪ |
| ૨૪ મો | શ્રીહેમાચાર્ય અને કુમારપાળનો અંતકાળ. .... ... .... | ....૨૭૫–૨૮૨ |

# શુદ્ધિપત્રક.



| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૬-૧૮ | સદા ઉદયવડે શોભનારા અને નિરંતર પોતાની વાણી રૂપી પ્રભાથી જગતનો ઉદ્યોત કરવા ઇચ્છનારા સુર્યં સમાન તે ગુરૂ મહારાજ જયવંતા વર્તો. | સદા ઉદયવડે શોભનાર જેમની વાણી રૂપી પ્રભા નિરંતર જગતમાં ઉદ્યોત કરવાની લાલસાવાળી છે તે શ્રી ગુરૂ રૂપી સૂર્ય જયવંતો વર્તો. |
| ૧ | ૨૧-૨૩ | જે સુમન પંડિત રૂપી સુમન પુષ્પમાં ભમરીની પેઠે વાસ કરે છે અને જેનું મહાત્મ્ય સંગીતની શ્રેષ્ટતામાં સમાયલું છે. | જે સુમન ( પંડિત ) રૂપી સુમન ( પુષ્પ ) ની ભમરી છે. અને જેના ગુણનો વૈભવ સમ્યક્ પ્રકારે ગવાયલો ( પ્રસિદ્ધ ) છે. |
| ૧૫ | ૫ | સિદ્ધરાજ જયસિંહ | સિદ્ધરાજ જયસિંહ-દિગ્વિજયાદિ વર્ણન. |
| ૨૯ | ૨૯ | ખાંડ. | તળેલા પદાર્થ. |
| ૧૧૭ | ૫ | હેમાર્ય સાથે | હેમાચાર્ય સાથે. |
| ૧૭૮ | ૨૩ | ૭ હાથ. | ના હાથ |
| ૨૧૧ | ૨૬ | સ્નેહ શિવાયનું. | વિગય શાક વિગેરે શિવાયનું. |
| ૨૧૧ | ૨૮ | ખાંડ. | તેલ. |

# વંશવૃક્ષ.



| ચાવડા વંશ. | ચૌલુક્ય વંશ. |
| --- | --- |
| વનરાજ.<br>સં. ૮૦૨ માં ગાદી<br>૬૦ વર્ષ રાજ્ય. |  |
| યોગરાજ.<br>૩૫ વર્ષ રાજ્ય | |
| ક્ષેમરાજ.<br>૨૫ વર્ષ રાજ્ય. | |
| ભુવડ.<br>૨૯ વર્ષ રાજ્ય. | ભુવડ. |
| વૈરસિંહ.<br>૨૫ વર્ષ રાજ્ય. | કર્ણાદિત્ય.<br>ચંદ્રાદિત્ય. |
| રત્નાદિત્ય.<br>૧૫ વર્ષ રાજ્ય. | સોમાદિત્ય.<br>ભુવનાદિત્ય. |
| સામંતસિંહ. ૭ વર્ષ રાજ્ય. — લીલાદેવી. | રાજ. — બીજ. — દંડક. |

લીલાદેવી + રાજ

મૂલરાજ.
સંવત ૯૯૮ મા ગાદી.
૫૫ વર્ષ રાજ્ય.

# ચૌલુક્ય વંશ.

- **મૂલરાજ.** સંવત ૯૯૮ માં ગાદી. ૫૫ વર્ષ રાજ્ય..
  - **ચામુંડ.** ૧૩ વર્ષ રાજ્ય
    - **વલ્લભરાજ.** ૬ માસ રાજ્ય.
    - **દુર્લભરાજ.** ૧૩ વર્ષ ૬ માસ રાજ્ય.
    - **નાગરાજ.**
      - **ભીમદેવ.** ૪૨ વર્ષ રાજ્ય.
        - **ક્ષેમરાજ.**
          - **દેવપ્રસાદ.**
            - **ત્રિભુવનપાળ.**
              - **કુમારપાલ.** સં. ૧૧૯૯ થી સં. ૧૨૩૦ સુધી.
              - **મહીપાલ**
              - **કીર્તિપાળ.**
        - **કર્ણદેવ.** ૨૯ વર્ષ રાજ્ય.
          - **સિદ્ધરાજ જયસિંહ.** ૫૦ વર્ષ રાજ્ય.



ॐनमः

# પૂજ્યપાદ શ્રીમદ્ જિનમંડણગણિ મહારાજ વિરચિત શ્રીકુમારપાળ પ્રબંધ ગૂર્જર ભાષાંતર.



## મંગલાચરણ.

ॐनमः श्रीमहावीरजिनेंद्राय परात्मने ॥
परब्रह्मस्वरूपाय जगदानंददायिने ॥ १ ॥

ઓમ્કારના સ્મરણપૂર્વક જગતને આનંદ આપનાર પરબ્રહ્મસ્વરૂપ પરમાત્મા શ્રીમહાવીર જિનેંદ્રને નમસ્કાર થાઓ.

सार्वाः सर्वेपि कुर्वन्तु करस्थाः सुखसंपदः ॥
स्वनामस्थापनाद्रव्यभावैः पावितविष्टपाः ॥ २ ॥

પોતાના નામ સ્થાપના દ્રવ્ય અને ભાવથી જગતને પાવન કરનારા સર્વ તીર્થંકરો સુખસંપદાને કરસ્થ ( હસ્તગત ) કરો.

जीयात्स श्रीगुरुः सूर्यः सदाभ्युदयभासुरः ॥
यस्य वाचः प्रभाः शश्वद्विश्वभासनलालसाः ॥ ३ ॥

સદા ઉદયવડે શોભનારા અને નિરંતર પોતાની વાણીરૂપી પ્રભાથી જગતનો ઉદ્યોત કરવા ઇચ્છનારા સૂર્ય સમાન તે ગુરૂ મહારાજ જયવંતા વર્તો.

सुमनःसुमनोभृंगी संगीतगुणवैभवा ॥
सरस्वती जगन्माता पुनीयान्मे सरस्वतीम् ॥ ४ ॥

જે સુમનપંડિતરૂપી સુમનપુષ્પમાં ભ્રમરીની પેઠે વાસ કરેછે અને જેનું માહાત્મ્ય સંગીતની શ્રેષ્ઠતામાં સમા-

ચલું છે, તે જગદ્માતા સરસ્વતી મારી સરસ્વતી (વાણી) ને પાવન કરો.

---

## પીઠિકા.

પૂર્વે શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞાનું પાલન કરનાર શ્રેણિક વિગેરે ઘણા પ્રભાવિક[1] શ્રાવકો રાજપદવીને ધારણ કરી ગયા, પરંતુ જગતમાં અત્યંત આશ્ચર્યકારક અહિંસાપ્રવર્તન વિગેરે ગુણોથી કુમારપાળ રાજાની તુલનાને પહોંચે એવો કોઇ થયો નથી. એક પ્રાચીન ગ્રંથકાર પણ લખેછે કે, શ્રીજૈન કુમાર નરપતિએ તેની આજ્ઞામાં રહેનાર અઢાર વિશાળ દેશોમાં પ્રસરેલી હિંસા તેના પ્રતાપથી ચૌદ વર્ષપર્યંત આદરપૂર્વક બંધ કરાવી અને કીર્તિને અમર રાખવા.કીર્તિસ્તંભ સમાન ચૌદસેં રમણીય જિનમંદિરો બંધાવી પોતાના પાપનો તદ્દન નાશ કર્યો; માટે હું મારી રસનાને પાવન કરવા ચૌલુક્ય વંશમાં અદ્વિતીય મૌક્તિક સમાન, જેનું હૃદયકમળ શ્રીજૈન ધર્મપર લાગેલા રસના આવેશથી પ્રફુલ્લિત રહેતું હતું, જે સર્વ જીવોપર દયા રાખતો હતો અને જે શ્રીહેમચંદ્ર સુરીંદ્રના ચરણકમલની ઉપાસના કરતો હતો તે પરમાર્હત કુમારપાળ રાજર્ષિના સંબંધમાં કેટલીક પ્રબંધ લખુંછું.

---

૧ પ્રતાપી.

# ભાગ ૧ લો.

## અણહિલ્લપુરની સ્થાપના અને ચાવડાવંશ.

આ ભારતભૂમિમાં ક્ષત્રિયો તેમના નામપ્રમાણે ક્ષત્ર એટલે રાજ્યનું રક્ષણ કરવામાં હમેશ અગ્રભાગ લેતા હતા. કાળાનુક્રમમાં તેમના જૂદા જૂદા છત્રીશ વંશો થયા, તેમનાં નામઃ—

૧ ઇક્ષ્વાકુ, ૨ સૂર્ય, ૩ સોમ (ચંદ્ર), ૪ યાદવ, ૫ પરમાર, ૬ ચાહમાન (ચોહાણ), ૭ ચૌલુક્ય, ૮ છિંદક, ૯ સિલાર, ૧૦ સૈંધવ, ૧૧ ચાપોત્કટ (ચાવડા), ૧૨ પ્રતિહાર, ૧૩ ચંદુક, ૧૪ રાટ, ૧૫ ફૂર્પટ, ૧૬ શક, ૧૭ કરટ, ૧૮ પાલ, ૧૯ કરંક, ૨૦ વાઉલ, ૨૧ ચંદેલ, ૨૨ ઉહિલ્લ, ૨૩ પૌલિક, ૨૪ મૌરિક, ૨૫ ચંદુયાણક, ૨૬ ધાન્યપાલક, ૨૭ રાજપાલક, ૨૮ અમંગ, ૨૯ નિકુંભ, ૩૦ દધિલક્ષ, ૩૧ તુરૂદલિયક, ૩૨ હૂણ, ૩૩ હરિયડ, ૩૪ નટ, ૩૫ માષર અને ૩૬ પૌષર. આમાંના ચૌલુક્ય વંશનો ભૂવડ નામે રાજા વિક્રમ સંવતના લગભગ આઠમાં સૈકાની વચમાં જાણે છત્રીશ લાખ ગામોથી આબાદ હોય એવા કન્યકુબ્જ (કનોજ) દેશની કલ્યાણી નામની રાજધાનીમાં રાજય કરતો હતો. તેણે ચાવડાવંશના જયશિખર રાજાનો પરાભવ કરી' મેળવેલી ગૂર્જરભૂમિ તેની પુત્રી મિનળદેવીને કંચુકસ્થાનમાં આપી હતી.

એ પ્રસંગે તે ગૂર્જરભૂમિના વઢિયાર પ્રદેશમાં આવેલા પંચાસર ગામની નજીકના કોઈ જંગલમાં શ્રીશીલસૂરિ નામના જૈનાચાર્ય શકુન જોવાસારૂં જઈ ચઢયા. તેમણે ત્યાં ઝાડીમાં એક વૃક્ષની શાખાએ બાંધેલી ઝોળીમાં એક ભવ્ય બાળકને સૂતેલો જોઈ પાસે ઉભેલી તેની માતાને પૂછ્યું, ભદ્રે! તમે કોણ છો? તે બાઇએ જવાબ દીધો કે, " હું રણભૂમિમાં પડેલા ગૂજરાતના રાજાની રાણી છું; પરંતુ કનોજ દેશના ભૂવડરાજાના ભયથી ચાવડા કુળના કમળબંધુ

આ મારા કુંવરની રક્ષા કરવા અહીં રહીછું." પછી ત્રીજે પહોરે પણ તે વૃક્ષની છાયાને ઝોળી ઉપર સ્થિર રહેલી જોઈ તે આચાર્યે "ભવિષ્યમાં આ કોઈ મહાન્ નરેશ્વર થશે" એમ વિચારીને તે બાળકનું 'વનરાજ' એવું નામ પાડયું. પછી ગામમાં જઈ શ્રાવકોને તે સર્વ હકીકત કહીને તેમનીપાસે તે બાળકનું સારીરીતે રક્ષણ કરાવ્યું. જ્યારે તે આઠ વર્ષનો થયો ત્યારે બીજા બાળકોનીસાથે છત્ર ચામરાદિ રાજચિન્હો કલ્પી ક્રીડા કરવા લાગ્યો.

पीऊण पाणीयं सरवरम्मि पिट्ठिं न दिंति सिहिंडिभा ॥
होही जाण कलावो पयइ च्चिय साहए ताण ॥ १ ॥

સિંહણના બચ્ચાં સરોવરમાંથી પાણી પીને કદી પાછી પૂઠે નજ ફરે. કેમકે, જેમની ડોકઉપર યાળ આવવાની હોયછે તે સિંહકિશોરને સ્વાભાવિકરીતેજ તે ગુણ પ્રાપ્ત થાયછે.

પણ પેલા બાળકોથી તો વનરાજનો પ્રતાપ જીરવાયો નહીં. એમ કેટલોક વખત ચાલતાં શ્રાવકોએ તેના ઉત્તમ ગુણોથી ઉસ્કેરાઈ તેની મા રૂપસુંદરીને તેને કોઈ શૂરવીરપાસે રાખવાની સલાહ આપી. તેથી તેણીએ પોતાના ભાઈ શૂરપાળનીસાથે વનરાજને બહારવટું કરવા મોકલ્યો.

પ્રથમ વનરાજે કાકર ગામમાં કોઈ શેઠને ઘેર ખાતર પાડયું. ત્યાં પ્રવેશ કરતાંજ દહીંના ગોરસામાં તેનો હાથ પડવાથી તે થોડુંક દહીં ખાઈ બીજી સર્વ વસ્તુઓ પડી મૂકી જતો રહ્યો. પ્રાતઃકાળે તે શેઠની પુત્રી શ્રીદેવીએ ગોરસામાં પડેલી હાથની રેખાઓ ઘીથી ભરેલી જોઈ વિચાર્યું કે, "આ કોઈ મોટો ભાગ્યશાળી પુરૂષ જણાય છે. તે મને બંધુ સમાન છે, માટે હું તેનાં દર્શન કર્યા શિવાય ભોજન કરીશ નહીં." વનરાજને એવી પ્રતિજ્ઞાની ખબર પડી, તેથી તેણે

---

૧ ટીકા– સિંહણનાં બચ્ચા પાણીમાં પોતાનું પ્રતિબિંબ (પડછાયો) દેખાય તેને સિંહ માની પૂઠ ન કરે; કારણ કે, તેમનો જાતિસ્વભાવજ એવો હોય છે કે, રણમાંપૂઠ ન બતાવવી.

બીજી રાત્રે ત્યાં જઈ શ્રીદેવીએ ગુપ્તરીતે ભોજન વસ્ત્રાદિથી કરેલો સત્કાર સ્વીકાર્યો અને પ્રસન્ન થઇ રાજ્યાભિષેકસમયે તેનીપાસે ભગિનીતિલક કરાવવાનું વચન આપી વિદાય થયો.

વળી એક વખત વનરાજે વગડામાં જાંબ ( ચાંપા ) નામના કોઈ વાણિયાને રોક્યો, તેથી પેલા વાણિયાએ એકદમ ગુસ્સે થઇ પોતાનીપાસેનાં પાંચ બાણોમાંથી બે બાણ જમીનઉપર ફેંકી દીધાં, ત્યારે વનરાજે પૂછ્યું કે, "તમે આમ કેમ કર્યું?" તે બોલ્યો, "તમે ત્રણ જણ છો અને બાણ પાંચ છે, માટે એ બેની શી જરૂર છે?" તેના એવા જવાબથી વનરાજે આ કોઈ પરાક્રમી ચતુર પુરૂષ છે એમ ધારી તેને વચન આપ્યું કે, "મારા રાજ્યાભિષેકસમયે હું તમને મારા મુખ્ય પ્રધાન નિમીશ." જાંબ તે વચન મસ્તકે ચઢાવી થોડી વાટખરચી આપીને ચાલતો થયો.

એક વખત ભૂવડે ગૂજરાતમાં રાખેલું પંચકુળ ( સૈન્ય ) સૌરાષ્ટ્રદેશમાંથી છ મહિને ખંડણી ઉઘરાવી ૨૪ લાખ સોનૈયા અને ૪૦૦ પાણીદાર ઘોડા લેઇ કૂચ કરતું હતું, તેનાઉપર વનરાજે એકદમ હૂમલો કરી સર્વસ્વ હરી લીધું. પછી એક વર્ષ કાલુંભાર નામના વનમાં રહી ધીમે ધીમે કનોજની રાજસત્તાનો અંત આણ્યો અને નવીન રાજધાની વસાવવાસારૂ ભૂમિનું અવલોકન કરવા લાગ્યો. તેવામાં તેને અણહિલ્લ નામનો કોઇ ભરવાડ મળ્યો. તે ભરવાડે જે જગામાં સસલાથી બીને કૂતરો નાઠો તે જગા બતાવી. વનરાજે સાનંદાશ્ચર્યમાં તે જગો પસંદ કરી, તે ભરવાડના નામથી વાસ્તુશાસ્ત્રના સર્વ ધોરણોને અનુસરી વિશાળ અણહિલ્લપૂર પાટણ વસાવ્યું. પછીથી તે નગરને ખાઈથી વિંટાયલા કિલ્લા, રાજમાર્ગો, દેવાલયો, રાજમહેલો, હવેલીઓ, સભામંડપો, રંગમહેલો, ભૂમિગૃહો, [1]શિરોગૃહો, વિહારસ્થાનો, આરામસ્થાનો, અનાથાશ્રમો, પરબડીઓ, ધર્મશાળાઓ, દાનશાળાઓ, અશ્વશાળાઓ,

૧ અગાસીઓ અથવા બનાવટી પહાડઉપર ગરમીની મોસમમા બેસવા અથવા ફરવાની જગા

હસ્તિશાળાઓ, આયુધશાળાઓ, હુન્નરશાળાઓ, નાટકશાળાઓ, [1]કોષ્ઠાગારો અને [2]ભાંડાગારો ઇત્યાદિથી સારીરીતે શણગાર્યું. વિક્રમ સંવત ૮૦૨ માં શ્રીશીલસૂરિપાસે જૈન મંત્રોવડે રાજ્ય સ્થાપના કરાવી, પચાસ વર્ષની ઉમરે ગાદીએ બેઠો. આ પ્રસંગે પ્રથમ વચન આપ્યાપ્રમાણે તેણે શ્રીદેવીપાસે રાજતિલક કરાવ્યું અને સર્વ રાજ્યભાર વહન કરવાને સમર્થ જાંબને મહામંત્રી નિમ્યો.

સદરહુ સમારંભ થઇ રહ્યા પછી તે પુણ્યાત્મા કૃતજ્ઞ ભૂપતિએ પોતાના ગુરૂ શ્રીશીલસૂરિના ઉપદેશથી પંચાસરથી પાટણમાં મહોત્સવસાથે શ્રીપાર્શ્વનાથની પ્રતિમા આણી અને પંચાસરા પાર્શ્વનાથના નામનું સુવર્ણ કળશોથી સુશોભિત મોટું મંદિર બંધાવીને તેમાં એ મૂર્તિ પધરાવી; અને તેજ મંદિરમાં પોતાની આરાધક મૂર્તિ પણ બેસડાવી.

ગૂર્જરોનું આ રાજ્ય આપ્રમાણે વનરાજના સમયથીજ જૈન મંત્રોવડે સ્થાપેલું હોવાથી જૈનમતના દ્વેષીઓ તેની વિશેષ સ્તુતિ કરતા નથી. વનરાજ સાઠ વર્ષ રાજ્ય કરી એકસો દશ વર્ષની ઉમરે સ્વર્ગવાસી થયો. પછી યોગરાજ, ક્ષેમરાજ, ભૂવડ, વૈરસિંહ, રત્નાદિત્ય અને સામંતસિંહ એમણે અનુક્રમે ૩૫,૨૫,૨૯,૨૫,૧૫ અને ૭ વર્ષ ગૂજરાતની ગાદી દીપાવી. એ રીતે ચાવડા વંશને તાબે ગૂજરાતનું રાજ્ય એકંદર ૧૯૬ વર્ષ સુધી રહ્યું. પછી તેમની કન્યાના વંશમાં એટલે ચૌલુક્ય વંશમાં ગયું.

---

૧ કોઠારો ( અનાજ વિગેરેના )
૨ ભંડારો-ખજાના.

## ચૌલુક્યવંશ–મૂળરાજથી કર્ણદેવ.

કનોજ દેશના ભૂવડ રાજાને કર્ણાદિત્ય નામનો પુત્ર થયો. તેનો પુત્ર ચંદ્રાદિત્ય અને ચંદ્રાદિત્યનો સોમાદિત્ય થયો. સોમાદિત્યના પુત્ર ભુવનાદિત્યને રાજ, બીજ અને દંડક એ ત્રણ સહોદર પુત્રો થયા. તેમાંના પાટવી કુંવર રાજના મનમાં એવો વિચાર ઉઠયો કે, દેશાટનથી વિવિધ પ્રકારના અદ્‌ભુત દેખાવો નજરે પડે છે, સજ્જન અને દુર્જનમાં તફાવત સમજાય છે અને પોતાની શક્તિનો પણ અનુભવ થાય છે; માટે મારે પણ દેશાવલોકન કરવા જવું, એવો દૃઢનિશ્ચય કરી તે બહાર નિકળી પડયો. ફરતાં ફરતાં અણહિલ્લપૂર આવી પહોંચ્યો. તે વખતે ત્યાં ચાવડા વંશનો છેલ્લો રાજા સામંતસિંહ અશ્વક્રીડા કરતો હતો, તે જોવા ઉભો રહ્યો. રાજાએ તેવામાં ઘોડાને વગરવાંકે ચાબૂક મારી, તેથી ખેદ પામી કુંવર હા! હા! કરી ઉઠયો. રાજાના કાને તે શબ્દ પડયો. તેથી કુંવરને બોલાવી હા! હા! કરવાનું કારણ પૂછ્યું. કુંવરે કહ્યું કે, “ઘોડાની મનોહર ગતિ છતાં આપે વિનાકારણ ચાબૂક મારી, તેથી મારૂં અંતઃકરણ દુખાયું. બીજું કંઇ કારણ નથી.” ત્યારે નરપતિએ તેને પોતાનો ઘોડો ફેરવવા આપ્યો. દૈવયોગે કુંવર અને અશ્વનો સંયોગ તો ઠીક થયોઃ કારણ અશ્વ, શસ્ત્ર, શાસ્ત્ર, વાણી, વીણા, નર અને નારી એ સર્વની યોગ્યતા અને અયોગ્યતાનો આધાર તેમને કેળવનાર પુરૂષઉપર રહેછે. પેલા વાજીક્રીડામાં કુશળ કુંવરે પોતાની અદ્‌ભુત ચાલાકી બતાવી સર્વને મોહિત કરી નાંખ્યા. રાજાને તેના આચરણ વિગેરે ઉપરથી તે મોટા કુળનો હોય એમ લાગ્યું. કહ્યું છે કે,

अभणंताणवि नज्जइ माहप्पं सुपुरिसाण चरिएण ॥
किं बुल्लंति मणीओ जाओ सहस्सेहिं घिप्पंति ॥ १ ॥

સત્પુરૂષોનું માહાત્મ્ય તેમના મ્હોડેથી કહ્યા વગર તેમના ચરિત્રવડે સમજાય છે. જે રત્નો હજારોની કિંમતથી વેચાય છે, તે શું બોલે છે?

એમ વિચારી સામંતસિંહે પોતાની બેન લીલાદેવીને રાજવેરે મોટા આગ્રહથી પરણાવી. થોડો વખત વીત્યાપછી લીલાદેવીને ગર્ભ રહ્યો; પણ એટલામાં તેણીનું અકાળ મૃત્યુ થયું. ત્યારે પ્રધાનોએ બાહોશીથી તેનું ઉદર ચીરાવી બાળકને બહાર કાઢયો અને તે વખત મૂળનક્ષત્ર હોવાથી તેને 'મૂળરાજ' એવું નામ આપ્યું. મૂળરાજના જન્મથી રાજ્યાદિકની વૃદ્ધિ થવા લાગી. સામંતસિંહે એક દિવસ દારૂના ઘેનમાં મૂળરાજને ગાદીઉપર બેસાડયો અને શુદ્ધિ આવતાં ઉઠાડી મૂક્યો. આ વખતે ચાવડાઓની હાંસી થઇ કહેવત ચાલી કે, "ભાઈ! એતો ચાવડાઓનું દાન છે." ફરીથી જ્યારે તે મદાંધ સામંતસિંહે મૂળરાજને રાજ્યાસનપર બેસાડયો ત્યારે મૂળરાજે મામો ગાંડો છે, એમ કહીં મારી નાખ્યો, અને પોતે વિક્રમ સંવત ૯૯૮ થી રાજ્ય કરવા લાગ્યો. તે અતુલ બળવાન અને પરાક્રમી હતો. તે ક્ષિતિપતિએ પોતાના પ્રતાપથી તમામ સરહદપરના રાજાઓને વશ કર્યા, તથા કચ્છના લાખા નૃપનો પરાજય કર્યો, તેનું કિંચિત્ બયાન આ સ્થળે આપુ છું.

કચ્છ દેશમાં પરમારવંશનો કીર્તિરાજ નામે રાજા રાજ્ય કરતો હતો. તેની કુંવરી કામલતા એક દિવસ બાલ્યાવસ્થામાં રાત્રે કોઇ ભુવનમાં પોતાની સખીઓસાથે વરવહુની રમત રમતી હતી. તે વખતે સ્તંભના ઓથે અંધારામાં લપાઇ રહેલા ફુલ્હડ નામના કોઇ પશુપતિને સ્તંભની ભ્રાંતિથી 'આ મારો વર' એમ કહી તે બાળા રમતના ઉમંગમાં બાઝી પડી; તેથી પેલો પશુપતિ ચમકીને હાલી ઉઠયો. તેને કુંવરીએ નજરમાં ધાલી મૂકયો. પછી વર્ષાંતરે તેને વિવાહયોગ્ય જાણી સુજ્ઞ અને કુલીન વરો દેખાડવામાં આવ્યા. તે સર્વેનો અનાદર કરી તે પતિવ્રતા બાળા તે પશુપતિનેજ વરી. પરસ્પર પ્રેમ રાખનાર તે દંપતીથી કાળાંતરે લાખા નામનો તેજસ્વી પુત્ર પેદા થયો. તે કીર્તિરાજના પછી કોઇથી જીતાય નહીં એવો કચ્છનો અધિપતિ થયો. તેણે અગીઆરવાર મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડી હઠાવી મૂક્યું; પરંતુ એક વખત મૂળરાજે લાગ જોઇ તેને કપિલકોટમાં ઘેરી લઇ દ્વંદ્વયુદ્ધપર

આણ્યો. ત્રણ દિવસમાં તેની અજેય પતાકા પડાવી લીધી અને ચતુર્થ દિવસે પોતાની કુળદેવીનું સ્મરણ કરી તેની સહાયથી લાખાને સ્વધામ પહોંચાડયો. આથી સંતોષ ન પામતાં મૂળરાજે રણભૂમિપર પડેલા લાખાની દાઢીના પવનથી હાલતા વાળને અપમાનપૂર્વક પગથી સ્પર્શ કર્યો. તે જોઇ પતિવ્રતાના ઉગ્રવ્રતમાં એકનિષ્ટ લાખાની માતાએ શ્રાપ દીધો કે, " તું અને તારા વંશજો લૂતા ( કોઢ ) રોગથી નાશ પામજો. "

મૂળરાજે ૫૫ વર્ષ નિષ્કંટકપણે રાજ્ય કર્યું. એક દિવસ સંધ્યાની આરતી થયાપછી તે બેઠો હતો, તેવામાં એક અનુચરે આવી રાજાએ થુંકેલા તાંબૂલમાં કીડા બતાવ્યા, તે જોઈ મૂળરાજે ગજાદિકનું દાન દેઈ સંન્યાસ ગ્રહણ કર્યો અને અઢાર પહોરે જમણા પગના અંગુઠામાં પોતાના હાથે અગ્નિ પ્રદીપ્ત કરી સ્વર્ગલોક પહોંચ્યો.

તેના પછી ચામુંડરાજે ૧૩ વર્ષ પૃથ્વીનું પાલન કર્યું અને તેના પુત્ર વલ્લભરાજે ગાદીપર બેઠા પછી માત્ર છ માસ તેનું સુખ ભોગવ્યું. તેની પાછળ તેનો લઘુ બંધુ દુર્લભરાજ ૧૧ વર્ષ ૬ માસ રાજ્યઋદ્ધિ ભોગવી વૈરાગ્ય આવવાથી પોતાના ભત્રિજા ભીમદેવને રાજ્ય સોંપી યાત્રા કરવા નિકળી પડયો. ફરતાં ફરતાં માળવે જઇ પહોંચ્યો. ત્યાં મુંજરાજે તેને રાજચિન્હનો ત્યાગ અગર યુદ્ધ બેમાંથી એક કબૂલ કરવાની ફરજ પાડી. યુદ્ધ કરવાથી ધર્મમાં અંતરાય થશે, એમ વિચારી દુર્લભરાજે શાંત વૃત્તિથી ભગવાં કપડાં ધારણ કર્યાં. આ બનાવની ભીમદેવને ખબર પડતાં ગૂજરાત અને માળવા વચ્ચેના વિરોધનું બી રોપાયું.

ભીમદેવને બે રાણીઓ હતી. તેમાંની પટ્ટરાણી બકુલદેવીએ ક્ષેમરાજને અને બીજી ઉદયમતીએ કર્ણદેવને અનુક્રમે જન્મ આપ્યો. તે બે રાજકુમારો રામલક્ષ્મણનીપેરે પરસ્પર પ્રીતિભાવ રાખતા હતા. કોઇએક પ્રસંગે ભીમદેવે કર્ણની માતાઉપર પ્રસન્ન

થઇ કર્ણદેવ નાનો છતાં તેને રાજ્ય આપવાનું વચન આપ્યું. તે ૪૨ વર્ષ રાજ્ય કરી સ્વર્ગે સિધાવ્યો. હવે સૌંદર્ય, ગાંભીર્ય અને પ્રજ્ઞાબુદ્ધિ આદિ ઉત્તમ ગુણોથી ભૂષિત ક્ષેમરાજ રાજ્યલાયક હોવાથી કર્ણદેવે રાજ્યની ઈચ્છા ન કરી; પણ રામની પેઠે ક્ષેમરાજે પોતે પિતાનું વચન યાદ લાવી મોટા આગ્રહસાથે કર્ણદેવને રાજ્યપર બેસાડયો. તે લોકોમાં 'ભોગી કર્ણ' ના નામથી પ્રસિદ્ધ થયો. તેને મિનળદેવી નામની એક રાણી હતી. તેનો સંબંધ આ પ્રમાણે થયો.

કર્ણાટક દેશમાં જયકેશી નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને મિનળદેવી નામની એક કદ્રૂપી કન્યા હતી. તે એક દિવસ તેના પિતાનીપાસે રાજસભામાં બેઠી હતી; તેવામાં કેટલાક સોમેશ્વરના યાત્રાળુઓએ ત્યાં આવીને શ્રીસોમેશ્વરની યાત્રાનું વર્ણન કર્યું. તે સાંભળવાથી મિનળદેવીને પૂર્વભવનું સ્મરણ થયું કે, "હું પૂર્વે બ્રાહ્મણી હતી. તે વખતે બારમાસના ઉપવાસ કરી તેના ઉદ્યાપનમાં પ્રત્યેક વ્રતીને બાર બાર વસ્તુઓ આપી હું શ્રીસોમનાથની યાત્રા કરવા નિકળી. માર્ગમાં બાહુલોડ ગામ આવ્યું; ત્યાં આગળ યાત્રાળુઓપાસેથી કર લેવાતો હતો. તે આપવાની શક્તિ નહીં હોવાથી હું આગળ જતી અટકી પડી અને તેજ વખતે પ્રભુપાસે મારા તપના પ્રભાવથી આવતા ભવમાં આ કર મૂકાવનારી થવાની પ્રાર્થના કરી મરીને અહીં રાજપુત્રી થઇ." પછી જાતિસ્મરણવાળી[1] તે કન્યાએ સદર કર છોડાવવાસારૂ ગૂર્જરેશ્વર શ્રીકર્ણદેવને વરવાની પોતાની અભિલાષા સ્વપિતા જયકેશી આગળ દર્શાવી; તેથી તેણે તે કન્યા શ્રીકર્ણદેવને વિવાહમાં આપી. પણ પછી જયકેશીના સાંભળવામાં આવ્યું કે, મિનળદેવીની કદ્રૂપતાવિષે કોઇરીતે કર્ણદેવને ખબર પડવાથી હવે તે મિનળદેવીતરફ અનાદર બતાવે છે; તેથી તેણે કર્ણદેવનેમાટે કદાગ્રહે[2] લેઈ બેઠેલી પોતાની સ્વયં-

---

૧ પૂર્વ જન્મના જ્ઞાનવાળી.

૨ ખોટી હઠ.

રવા કન્યાને કોટિ સોનૈયા, બે હજાર પાણીદાર અશ્વ અને મંત્રીઓ વિગેરેસાથે પાટણ મોકલી દીધી. અહીં કર્ણદેવે ગુપ્ત વૃત્તિથી તેની કદ્રૂપતાની જાતે ખાત્રી કરી લેઈ તેને પરણવાને ના પાડી. તેથી મિનળદેવીએ સાક્ષાત્ મૂર્તિમતી દેવકુંવરીઓસમાન પોતાની આઠ સખીઓસાથે નૃપતિને સ્ત્રીહત્યા આપવા અગ્નિપ્રવેશ કરી બળી મરવાની તૈયારી કરી. કર્ણની માતા ઉદયમતીએ પણ તેમનું દુઃખ જોઇ ન રેહેવાયાથી તેમનીસાથે પ્રાણત્યાગ કરવાનો સંકલ્પ કર્યો. કહ્યું છે કે,

स्वापदि तथा महांतो नयांति खेदं यथा परापत्सु ॥
अचला निजोपहतिषु प्रकंपते भूः परव्यसने ॥ १ ॥

"મહાપુરૂષોને જેટલો બીજાની આપદામાં ખેદ થાય છે તેટલો પોતાની આપદામાં નથી થતો. પૃથ્વી પણ પોતાનાપર ઘા પડતાં અચળ રહી પારકાના સંકટવખતે કંપાયમાન થાય છે."

કર્ણદેવ સ્વમાતાના આવા આગ્રહથી કંટાળી, મરજી ન હતી તોપણ તે કન્યાને મહાજનપાસે તેના મામાનું કાર્ય કરાવી પરણ્યો. પણ પરણીને તરત ત્યાગ કરી દૃષ્ટિમાત્રથી પણ તેની સંભાવના કરવાનું મૂકી દીધું. આમ કેટલોક વખત ગયા પછી એક દિવસ કોઇ ગાનતાન કરનારી રૂપવાન નટીઉપર રાજાનું મન ગયું. તેની અમાત્યોને ખબર પડવાથી તેમણે મિનળદેવીને આબેહૂબ નટીનો વેષ આપી રાજાપાસે મોકલી દીધી. તે તર્કટની ખબર નહીં હોવાથી કર્ણદેવને નટડી ભોગવ્યાબદલ પશ્ચાત્તાપ થવા લાગ્યો. ત્યારે મંત્રીઓએ સર્વ હકીકત જાહેર કરી. તે સાંભળી રાજા ઘણો હર્ષ પામ્યો. તે મિનળદેવીની કુક્ષિથી પ્રતાપી જયસિંહદેવનો જન્મ થયો. તે બાળકુમાર ત્રણ વર્ષની લઘુવયે સ્વયમેવ રાજસિંહાસન પર ચડી બેઠો; તે જોઇ રાજાએ જોશીઓને બોલાવી પૂછ્યું કે, "આ સમય કેવો છે?" તેમણે જવાબ દીધો કે, "મહારાજ હમણાં રાજ્યાભિષેકનેલાયક મહામુહૂર્ત્ત છે." તે સાંભળી રાજાએ તેજ વખતે જયસિંહ કુંવરને રાજ્યાભિષેક કર્યો.

એક વખત જયસિંહદેવને એકલો રાજ્યનું પાલનકરવા મૂકી કર્ણસમાન દાનેશ્વરી કર્ણદેવ યાત્રા કરવા નિકળ્યો. માર્ગમાં દેવ પાટણથી આણીગમ સાત કોસ છેટેથી શ્રીસોમનાથનો પ્રાસાદ જોઇ તેણે એવો અભિગ્રહ કર્યો કે, "જ્યારે હું પાપક્ષય હાર, ચંદ્રાદિત્ય કુંડળ, શ્રીતિલક અને બાજુબંધ શ્રીસોમેશ્વર દેવને ચઢાવી એકાગ્ર ચિત્તે ભક્તિપૂર્વક તેમની પૂજા કરીશ" ત્યારે અન્નપાણી લેઇશ; નહીંતો તાંબૂલ પણ ગ્રહણ નહીં કરૂં." પછી દેવપાટણમાં આવી કર્ણદેવે સ્નાન કરી સદરહુ આભૂષણો માગ્યાં; ત્યારે કોષાધિપતિ નમ્રતાપૂર્વક બોલ્યો કે, "મહારાજ નિકળતી વખતે મને સૂચના નહીં થવાથી તે આભૂષણો પાટણમાં રહ્યાં છે." તે સાંભળી રાજાનું મન ઘણું ઉદાસ થયું. આ વખતે મદનપાલ નામનો માંડલિક રાજા તેનીપાસે બેઠેલો હતો તે બોલ્યો, "મહારાજ આપ દીલગીર શા માટે થાઓછો? મારીસાથે મંત્રસિદ્ધિમાં વિશારદ શ્રીધનેશ્વરસૂરિ પધાર્યા છે. તે આપના સર્વ મનોરથ પૂર્ણ કરશે. આ સમયોચિત ભાષણથી રાજાને હિંમત આવી, એટલે તેણે સૂરિશ્વરપાસે જઇ પ્રાર્થના કરી. સૂરીશ્વરે આકર્ષણ વિદ્યાના બળથી ઇષ્ટ આભરણો મંગાવી આપ્યાં. તેથી કર્ણદેવે સૂરિને વિજ્ઞપ્તિ કરી કે, "મહારાજ, આપે મારો અભિગ્રહ પૂર્ણ કરી મને જીવિતદાન આપ્યું છે, માટે આ રાજ્યનો સ્વીકાર કરો." સૂરિ બોલ્યા, "રાજેંદ્ર, અમારે રાજ્યથી પ્રયોજન નથી. માત્ર બે નવરાત્રમાં જીવહિંસાનું નિવારણ કરાવો." ભૂપતિએ હાથ જોડી કહ્યું કે, "હું આપની આજ્ઞા મસ્તકે ચઢાવું છું"

પછી કર્ણદેવે સૌરાષ્ટ્રમંડળ પોતાને તાબે કરી વામનસ્થળીમાં જઈ સજ્જનને ત્યાંનો દંડનાયક નિમ્યો અને મદનપાળે વિજ્ઞપ્તિ કરવાથી શ્રીધનેશ્વરસૂરિસાથે તે રેવતાચળપર ચડ્યો. ત્યાં શ્રીનેમિનાથ ભગવાનનું દેવાલય જીર્ણ કાષ્ટમય જોઇ શ્રીધનેશ્વર સૂરિએ ભાગ્યશાળી સજ્જનને તેનો ઉદ્ધાર કરવાસારૂ એવો ઉપદેશ કર્યો કે, "જેઓ ખખળી ગયેલાં અને પડીગયેલાં જિન મંદિરોનો ભક્તિપૂર્વક ઉદ્ધાર કરે છે તેઓ ભયંકર ભવસમુદ્રમાંથી

પોતાના આત્માને ઉદ્ધારે છે. પોતાના આત્માને ઉદ્ધારે છે એટલુંજ નહીં, પણ પોતાના કુળને અને જિનભુવન જોઇ અનુમોદન કરનાર બીજા અશક્ત ભવ્ય જીવોને પણ ઉદ્ધારે છે. જેઓ સુવર્ણ, માણેક, અને રત્નાદિનાં જિનપ્રાસાદો કરાવે છે તે પુણ્યમૂર્ત્તિઓનાં ઉત્તમ ફળ તો કોણ જાણે ? પરંતુ જિનચૈત્યમાં વાપરેલા કાષ્ટાદિના જેટલાં પરમાણું હોય તેટલાં લાખ વર્ષ તે ચૈત્ય બંધાવનાર સ્વર્ગસુખ ભોગવે એ વાતતો પ્રસિદ્ધ છે. વળી નવીન જિનમંદિર કરાવવાથી જેટલું ફળ થાય છે તેનાથી આઠ ગણું ફળ જીર્ણ મંદિરનો ઉદ્ધાર કરાવવાથી થાય છે. આગમમાં જિનકલ્પી મુનિઓને પણ રાજા, મંત્રી,અમાત્ય, શેઠિયા અને જમીદારોને ઉપદેશ કરી જિનમૂર્ત્તિ અને જિનાયતનનો ઉદ્ધાર કરાવવાનું કહેલું છે. ”

પછી સજ્જને પોતાના ગુરૂ શ્રીભદ્રેશ્વરસૂરિ અને સંઘને સાથે લેઇ કર્ણદેવની પાછળ જઇ જીર્ણોદ્ધારસારૂ યાચના કરી; ત્યારે તે ઉદાર નરપતિએ સૌરાષ્ટ્રની ઉપજ જીર્ણોદ્ધાર ખાતે ખર્ચ કરવાની પરવાનગી આપી અને પછી તે પાટણતરફ પાછો વળ્યો. હવે ઉદાર બુદ્ધિના સ્વામી ભદ્રેશ્વરસૂરિએ સજ્જનસાથે અષ્ટમ તપ કરી અંબિકા દેવીનું સ્મરણ કર્યું. તેથી દેવીએ પ્રત્યક્ષ થઈ કહ્યું કે, “ તમે શામાટે મારૂં સ્મરણ કરો છો ? ” સૂરિ બોલ્યા “ આ સજ્જન શ્રીનેમીશ્વર ભગવાનના ચૈત્યનો ઉદ્ધાર કરવાનો છે. માટે તેને તમારો આદેશ આપી પાષાણની ખાણ બતાવો.” દેવીએ કહ્યું, “ ઠીક, પણ સજ્જનનો આવરદા ટુંકો છે. ”

તે સાંભળી સજ્જન બોલ્યો, “ ત્યારે તો મારે અવશ્ય તીર્થોદ્ધાર કરવો જોઇએ. કારણ, પરલોકમાં ગમન કરનારાઓનું ધર્મ એજ પાથેય છે. કહ્યું છે કે, જેમ દીવો ઝાંખો બળે તો તેલ પૂરવું, ઝાડ સૂકાય તો પાણી રેડવું, ટહાડ પડે તો ડગલો પહેરવો, ઉનાળાનો તાપ લાગે તો જળઘરમાં પેસવું, બાણ વાગે તો [3]નિર્વાત

૧ ત્રણ ઉપવાસ.

૨ ભાથું. ૩ જેમાં વાત ( પવન ) પ્રવેશ કરી ન શકે એવું.

કવચ ધારણ કરવું અને રોગ થાય તો ઔષધ લેવું; તેમ મરણનો મહા ભય નજીક આવે તો ધર્મનું સેવન કરવું એ સત્પુરૂષોને ઉચિત માર્ગ છે. ”

આ પ્રમાણે અંબિકાની આજ્ઞાથી સજ્જને પાષાણની ખાણ મેળવી. ૭ માસમાં શ્રીનેમીશ્વર ભગવાનનું ચૈત્ય કળશસુધી લાવી મૂક્યું. પણ જ્યેષ્ઠ સુદિ ૫ ને દિવસે એકાએક શિરોવેદના થવાથી તેને દેવીનું વચન યાદ આવતાં મરણવિષે ખાત્રી થઈ. તેથી તેણે પોતાના પુત્ર પરશુરામને ધ્વજારોપણ કરવાનો આદેશ આપી પોતે શ્રીભદ્રેશ્વરસૂરિપાસે [1]સંસ્તારવ્રત અંગીકાર કરી આઠ દિવસ [2]અનશન પાળી સ્વર્ગે સિધાવ્યો. પછી તેના પુત્ર પરશુરામે તેની આજ્ઞા પ્રમાણે ધ્વજારોપણ કર્યું.

હવે કર્ણદેવના મનમાં એવું આવ્યું કે, “ એકજ સ્થળમાં બે રાજાઓની સત્તા શામાટે જોઇએ ? ” તેથી તેણે આશાપલ્લીમાં લાખ ભિલ્લસાથે રેહેનાર પ્રબળ ભુજબળવાળા આશા નામના ભિલ્લપતિને જીતી લેઇ ત્યાં આગળ પોતાના નામથી કર્ણાવતી નામની નગરી વસાવી. તે એકંદર ૨૯ વર્ષ રાજ્ય કરી સ્વર્ગે ગયો.

---

૧ મરણસમય નજીક જાણી, શરીર ઇંદ્રિયો વિગેરે ઉપરથી મમતા મૂકવાના સંકલ્પપૂર્વક પથારીમાં શયન કરવું તેને સંસ્તારવ્રત ( સંથારો ) કેહે છે.

૨ અન્નપાણીનો ત્યાગ કરી.

# ભાગ ૨ જો.

## સિદ્ધરાજ જયસિંહ.

હવે જયસિંહદેવ પોતે રાજ્ય કરવા લાગ્યો. તેણે સમુદ્ર મર્યાદિત પૃથ્વી જીતી બર્બર નામના સૂરને સિદ્ધ ( વશ ) કર્યો; તેથી તે સિદ્ધરાજના અપર ( બીજા ) નામથી ઓળખાવા લાગ્યો. તેના પ્રતાપથી સર્વ અધિકારીઓ થરથર કંપતા હતા. આ વખતે સૌરાષ્ટ્રમાં સજ્જનની પછી તેનો પુત્ર પરશુરામ દંડાધિપ થયોહતો. તેને પણ ચિંતા થઇ કે, મારા પિતાએ શ્રીગિરિનારના ઉદ્ધારમાં ખરચી નાંખેલી ઉપજ જયસિંહદેવ માગશે તો હું ક્યાંથી આપીશ? તેથી તેણે વામનસ્થળીના શાહુકારોપાસે જઈ ઉપરની હકીકત જાહેર કરી. ત્યારે તેમણે તેનીવતી સર્વ ઉપજ આપવાનું માથે લીધું. એવામાં જયસિંહદેવ પણ વિજયયાત્રા કરતો કરતો વામનસ્થળીમાં જઈ પહોંચ્યો અને પરશુરામનીપાસે ઉપજ માગી. પરશુરામે નમ્રતાપૂર્વક કહ્યું કે, “ મહારાજ મેં સર્વ ઉપજ રેવતાચળઉપર નિર્ભય સ્થાનકે સ્થાપન કરી છે; માટે કૃપા કરી ત્યાં પધારો. ” ત્યારે બ્રાહ્મણો બોલ્યા કે, “ મહારાજ, આ પર્વત લિંગાકાર છે, માટે ન ચઢાય.” પણ કર્ણદેવ પૂર્વે તે પર્વતપર ચઢ્યા હતા એવી ખાત્રી થવાથી જયસિંહદેવ પોતે પણ તે પર્વતપર ચઢયો. ત્યાં જઇ ગજેંદ્રપદ કુંડમાં સ્નાન કરીને શ્રીનેમીશ્વર ભગવાનની પૂજા કરી. પછી ધર્મશાળામાં આરામ લેવાને બેસી ત્યાં પ્રાસાદની રમ્યતા નિહાળી બોલ્યો કે, જેણે આ અલૌકિક પ્રાસાદ કરાવ્યો છે તેનાં માતપિતાને ધન્ય છે! ” જયસિંહદેવને એ પ્રમાણે પ્રસન્ન થયેલો જોઈ પરશુરામ બોલ્યો, “ મહારાજ, આ પૃથ્વીપર શ્રીકર્ણદેવ અને મિનળદેવી એ બેનેજ ધન્ય છે. જેમના આપ પુત્રરત્ન છો. કારણ ત્રણ વર્ષની સૌરાષ્ટ્રની ઉપજ ખરચી મારા પિતા સજ્જને બંધાવેલો ‘ કર્ણવિહાર ’ નામનો આ પ્રાસાદ છે. માટે જો આપની

પ્રાસાદ બંધાવ્યાનું પુણ્ય લેવાની મરજી હોય તો આ પ્રાસાદ, અને ઉપજ લેવાની મરજી હોય તો તે શાહુકારોને ઘેરથી અપાવું." પરશુરામનાં આવાં નમ્ર વચનોથી રાજાને ઘણો આનંદ થયો; અને તે બોલ્યો કે, "સજ્જને એ બહુ સારૂં કામ કર્યું છે. મને તેથી ઘણો સંતોષ થયો છે. હવે જે કંઈ અધુરૂં હોય તે કાળજીપૂર્વક પૂરૂં કરાવો." એમ કહી દેવની પૂજાના ખર્ચસારૂ બાર ગામ ધર્માદાય આપી શ્રીસિદ્ધાચળ ગયો. ત્યાં પણ બ્રાહ્મણોએ તલવારો કાઢી ઉપર ચઢવાનો નિષેધ કર્યો. ત્યારે સિદ્ધરાજ લાગ જોઇ રાત્રે પર્વતપર ચઢી ગયો અને પ્રાત:કાળે શ્રીયુગાદિ દેવની પૂજા સ્તુતિ કરી દેવદાયમાં બાર ગામ આપી ઉતર્યો. ત્યાંથી ક્ષેમકુશળ અણહિલ્લપૂર આવ્યો અને 'ચક્રવર્તી' એવું વિરૂદ ધારણ કરી પૃથ્વીનું પાલન કરવા લાગ્યો.

એક વખત અણહિલ્લપૂરના કેટલાક બ્રાહ્મણ અડસઠ તીર્થોની યાત્રા કરી હિમાલયપર્વતપર ગયા. ત્યાં ઔષધીઓની શોધમાં ફરતાં અચળનાથ નામનો કોઇ યોગી તેમની દૃષ્ટિએ પડયો. તેને નમસ્કાર કરી તેઓ તેનીપાસે બેઠા, એટલે તે યોગીએ પૂછયું કે, "તમે ક્યાંથી પધાર્યા?" બ્રાહ્મણોએ કહ્યું કે, "અણહિલ્લપૂર પાટણથી." ત્યારે યોગિનીપાસે બેઠેલી સિદ્ધિ બુદ્ધિ નામની બે ચેલીઓ બોલી, "ત્યાં રાજા કોણ છે?" બ્રાહ્મણોએ કહ્યું કે, "સિદ્ધચક્રવર્તી જયસિંહદેવ." 'સિદ્ધ ચક્રવર્તી' એ વિરૂદનું શ્રવણ માત્ર સહન ન થવાથી તે બે યોગિનીઓ એકદમ સિદ્ધરાજની પરીક્ષા કરવા કદલીપત્રપર બેસી આકાશ માર્ગે તેની સભામાં આવી. સિદ્ધરાજે રાજસભાસાથે ઉભા થઈ પ્રણામ કરી સુવર્ણમય આસનપર બેસાડી પૂછયું કે, "મારા ઉપર આજે ક્યાંથી અનુગ્રહ કર્યો?" યોગિનીઓ બોલી, "રાજેંદ્ર, આપનો 'સિદ્ધચક્રવર્તી' વિરૂદ જગતમાં અતિ પ્રખ્યાત થયો છે. તે કળા મંત્ર, તંત્ર, આસન, પવન, ધારણા અને અણિમામહિમાદિ આઠ મહા સિદ્ધિઓ પૈકી શેના અતિશયપણાથી એટલો બધો પ્રસાર

પામ્યો છે તે જોવાની ઇચ્છાથી અમે હિમાલયપર્વતથી અત્રે આવ્યાં છીએ." રાજાએ **निर्विषेणापि सर्पेण कर्तव्या महती फटा, विषं भवतु वा मा वा फटाटोपो भयंकरः** ( ઝેર વગરના સાપે પણ મોટી ફણા કરવી, ઝેર હોય અથવા ન હોય તોપણ ફટાટોપ તો ભયંકરજ રાખવો. ) એ ન્યાયથી 'કળાકૌશલ્ય આપને ધીમે ધીમે બતાવવામાં આવશે. પણ હમણાં તો આપ ઉતારે પધારી સ્વસ્થ થાઓ' ઈત્યાદિ બહુમાનયુક્ત શીતળ વચનોથી આનંદિત કરી એકવાર તે યોગિનીઓને કોઈ આવાસમાં મોકલી દીધી. પછીથી મનમાં વિચારવા લાગ્યો કે, અહીં શો ઉત્તર દેવો? આ યોગિનીઓ મહાવિકટ છે, તેથી કોઈ પણ અતિશયયુક્ત કળા બતાવ્યા શિવાય છૂટકો થાય તેમ નથી. નહીં તો વિરૂદ જશે! રાજ્યકાર્યની ચિંતામાં બિલકુલ ફુરસદ મળતી નથી ઇત્યાદિ જેવાં તેવાં બાનાં બતાવી છ મહિના તો કાઢી નાખ્યા. નગરમાં કળા જાણનારા અનેક પડ્યા છે, પરંતુ યોગિનીઓરૂપી વાઘણોના મુખઆગળ ટકી શકે તેવો એકકે જણાતો નથી. આ સંસારમાં સર્વ સુખના સાથી છે. સંકટ આવે કોઈ દાદ દેતા નથી. કહ્યું છે કેઃ—

> **सहपरिजनेन विलसति धीरो गहनानि तरति पुनरेकः ॥**
> **विषमेकेन निपीतं त्रिपुरजितासह सुरैरमृतं ॥ १ ॥**

"ધીર પુરૂષો વિલાસ ભોગવતીવખતે પોતાના પરિવારને સાથે રાખે છે, પણ સંકટસમુદ્રનું ઉલ્લંઘન તેમને એકલાનેજ કરવું પડે છે. જુવો, ત્રિપુરારિએ અમૃતપાનસમયે સર્વ દેવતાઓને સાથે રાખ્યા છતાં વિષપાન તેમને એકલાનેજ કરવું પડયું હતું."

આ પ્રમાણે ચિંતામાં ને ચિંતામાં તે દિનપ્રતિદિન ક્ષીણ થવા લાગ્યો. નગરમાં પણ એવી વાત પ્રસરી કે, રાજાજી મહાસંકટમાં આવી પડ્યા છે, પણ રાજવર્ગમાંથી કોઇ કળાવાન નિકળતો નથી. સાંતુ મંત્રીએ રાજાને દુર્બળ થતો જોઇ એકાંતમાં પૂછ્યું, "મહારાજ,

આપ શી ચિંતામાં છો ?" રાજા બોલ્યો, "હું સિદ્ધિબુદ્ધિના પ્રશ્નની ચિંતામાં છું. એ બાબતમાં તમારી શી સલાહ છે?" મંત્રીએ વિનંતિ કરી કે, "એ બાબત વિચારવા જેવી છે, માટે બીજી વખતે આવીશ," એમ કહી તે વિદાય થયો.

એક દિવસ સાંજે હરિપાળ સાકરિયો પોતાની હવેલીના ઝરૂખામાં ઉભો હતો. તે વખત તેના પુત્ર સજ્જને તેને પૂછયું કે, "પિતાજી, આપણા મહારાજા મહાસંકટમાં આવી પડ્યા છે, તેમાંથી મુક્ત થાય એવો કોઈ ઉપાય આપની ધ્યાનમાં આવે છે?" હરિપાળ બોલ્યો કે, "કર્ણદેવના રાજ્યમાં એવી તો ઘણીએ આફતો ઉડાવી દીધી; પણ હાલ રાજકુળમાં કોઈ મારો ભાવ પૂછતું નથી અને રાજા પોતે નટવિટવેશ્યાપ્રિય થઈ ગયો છે માટે આપણે તટસ્થ રહી કૌતુક જોવું એમાંજ મજા છે." આ વાત તે ઝરૂખાનીચે થઈ પોતાના મકાનપર જતા સાંતુ મંત્રીના કાને પડી. તેણે જઈ તત્કાળ રાજાને નિવેદન કરી. રાજાએ પ્રાતઃકાળે ફરીફરીને ત્રણવાર હરિપાળને બોલાવવા મોકલ્યું. ત્યારે હરિપાળે કહાવી મોકલ્યું કે, "રાજાની સેવા કરવાથી ધર્મમાં અંતરાય થાય છે, માટે મારી આવવાની ખુશી નથી." પછી રાજાને સમજાયું કે તે માનનો બહુ ભૂખ્યો છે; તેથી ખુદ મંત્રીને બોલાવવા મોકલ્યો. મંત્રીએ સુખાસનમાં બેસી તેને ઘેર જઈ બહુમાનપૂર્વક બોલાવ્યો. ત્યારે તે બોલ્યો કે, "હમણાં પૂજાના વખતે આપ મારા સદ્મમાં ભાઈ પધાર્યા છો, માટે હું આપને મારા અતિથિ તરીકે ગણું છું. આ સંસારમાં ખરૂં જોતાં અતિથિ અને અપવાદી એ બેજ મારા બાંધવો છે. અતિથિ મને સ્વર્ગની નિસરણી બતાવે છે અને અપવાદી મારા પાપનું હરણ કરે છે." એમ કહી મંત્રીને પોતાનીસાથે સ્નાન, દેવપૂજા અને ભોજનાદિ કરાવી તેનીસાથે રાજા પાસે ગયો.

રાજાએ કહ્યું કે, "કાકા, આજ કાલ તો આપનાં દર્શન ઘણાં દુર્લભ થઈ પડ્યાં છે."

હરિપાળ બોલ્યો, "आर्ता नरा धर्मपरा भवंति, वृद्धा नारी पतिव्रता. (દુઃખી પુરૂષો ધર્મમાં તત્પર થાય અને વૃદ્ધ સ્ત્રીઓ પતિવ્રતા થાય) એ ન્યાયથી આજે કાકા કહી બોલાવો છો અને બાકી તો નામ પણ નથી લેતા."

રાજાએ કહ્યું કે, "હવે મશ્કરીની વાત પડતી મૂકીને કોઈ એવી યોજના ઉઠાવો કે જેથી મારૂં વિરૂદ ન જાય."

હરિપાળ બોલ્યો, "ઠીક ત્યારે, મને એક શ્વેત ચંદ્રહાસ લોહની બનેલી-તલવારની મૂઠ અપાવો."

રાજાએ તે પ્રમાણે મૂઠ અપાવી, એટલે હરિપાળે બુદ્ધિચાતુર્યથી આઠ દિવસમાં તેનાઉપર ચંદ્રહાસ લોહના જેવું ઝળકતું એક સાકરનું પાનું લાગુ કર્યું. પછી સાંતુ મંત્રીએ તે તલવારને સારૂ એક રત્નજડિત સોનાની મ્યાન કરાવી અને એ પ્રમાણે પ્રપંચથી બનાવેલી શર્કરામય તલવારની સર્વ હકીકત રાજાને નિવેદન કરી. રાજાએ બીજે દિવસે પ્રભાતે યોગિનીઓને રાજસભામાં બોલાવી. ત્યાં નગરના લોકો પણ ચર્ચા જોવા એકત્ર થયા. સભા ભરાઇ રહી, એટલે સાંતુ અને હરિપાળ રાજાપાસે ઉભા થઈ બોલ્યા કે, "સિદ્ધચક્રવર્તીદેવ, આ યોગિનીઓને આવે ઘણો વખત થયો છે; માટે આજે કોઈ અપૂર્વ કળા દેખાડી સભાજનોના કોડ પૂરો.

સિદ્ધરાજ– "હો! યોગિનીઓ, આપ કઇ કઇ કળાઓ જાણો છો અને આપના ગુરૂનું નામ શુ છે તે કૃપા કરીને કહો."

યોગિનીઓ– "અચળનાથ."

રાજા—"મારા ગુરૂ પણ તેજ છે."

એરીતે વાર્તાપ્રસ્તાવ ચાલતો હતો તેવામાં પ્રતિહારી પ્રવેશ કરી બોલ્યો, "દેવ, કલ્યાણકટકના પ્રમાડિ રાજાના મંત્રીઓ દ્વાર આગળ આપની આજ્ઞાની રાહ જોઇ ઉભા રહ્યા છે, માટે જેવી મહારાજની મરજી."

રાજા—“ તેમને જલદીથી અહીં બોલાવી લાવ. ”

પ્રતિહારી તેમને સભામાં તેડી લાવ્યો, એટલે રાજાએ તેમને આદરસત્કાર આપી યોગ્ય આસનપર બેસાડ્યા. પછી તેઓ ઉભા થઇ હાથ જોડી બોલ્યા, “ દેવ, અમારા સ્વામી પ્રમાડિ રાજાએ સોળ હાથી, બાર રત્નાદિથી ભરેલી પેટીઓ અને બીજી વસ્ત્રાદિ ઘણી મૂલ્યવાન વસ્તુઓ આપ મહારાજાધિરાજને ભેટ મોકલી છે. તે બે ત્રણ દિવસમાં અત્રે આવશે. માત્ર અમે આપના દર્શનની ઉત્કંઠાથી આગળ આવ્યાછીએ. વૈરિક્ષયકારી આ ખડ્ગ પણ દેવયોગ્ય જાણી સાથે લાવ્યાછીએ, ” એમ કહી કપડાના સાત વેષ્ટનમાંથી બહાર કાઢી રાજાના કરમાં આપી. રાજાએ મ્યાનમાંથી ખેંચી પોતે અવલોકી સર્વ સભાજનોને દેખાડી. સાંતુ અને હરિપાળે હાથમાં લેઇ તપાસી. યોગિનીઓએ પણ જોઈ. રાજા ફરીફરીને તેનાતરફ જોઈ કહેવા લાગ્યો કે, “ અહો, આ કેવા લોહની બની હશે? આવી સમશેર મારા જોવામાં કદી આવી નથી. ”

સાંતુ અને હરિપાળ—“ દેવ, આ રાજલીલા કેવી અદ્ભુત છે? ચંદ્રહાસ જોવાથી બસ થયું. હવે યોગિનીઓનીસાથે આલાપ કરી કોઇ કળા વિશેષ બતાવો.

રાજા—“ ભો યોગિનીઓ ! ગારૂડ, વિષાપહાર, અગ્નિસ્તંભ, છત્રીશ પ્રકારના આયુધશ્રમ અને જલોપરિચલન ઈત્યાદિ બ્હોંતેર કળાઓમાંથી કઈ કળા જોવાની આપની ખુશી છે? ”

સાંતુ—“ દેવ, બીજી કળાઓ વારંવાર જોવામાં આવે છે, માટે આજે તો લોહ ભક્ષણ કરવાનું અપૂર્વ કૌતુક દેખાડો. ”

રાજા—“ ઠીક ત્યારે, એક લોઢાની સાંકળ લાવો. ”

મંત્રી ( ધીમે રહીને )—“ સ્વામિન્, બીજા લોઢાની શી જરૂર છે? આ તલવારનુંજ ભક્ષણ કરો એટલે બસ. ”

આ સમયે સર્વ લોકો હાહાકાર કરી ઉઠયા. પણ તેમના અને યોગિનીઓના દેખતાં રાજા તલવારનું ફલક ( પાનું ) ઝપાટાબંધ ચાવી ગયો; અને જ્યાં મૂઠ આવી કે તરત મંત્રીએ હાથ પકડી કહ્યું કે, “ મહારાજ, આપની આ અદ્‌ભુત કળા જોઈ અમે ઘણા ચકિત થયા છીએ માટે હવે બસ કરો. આતે શો ગજબ ! સારમય તીક્ષ્ણ ફલક ખાઇ ગયા ! વારૂ, હવે આ શેષ યોગિનીઓને આપો. એમની કળા પણ જોઇએ.

રાજા—“ ઉચ્છિષ્ટ મુષ્ટિ એમને શી રીતે અપાય? ”

મંત્રી—“ મહારાજ ધાતુને છોછ લાગતી નથી. ”

રાજા—“ ઠીક ત્યારે, જળથી પ્રક્ષાલન કરી આપો. ”

પછી મંત્રીએ સાતવાર પ્રક્ષાલી યોગિનીઓને આપવા માંડી, એટલે તેઓ બોલી કે, “ ભો રાજેંદ્ર ! આવી અપૂર્વ શક્તિને ધારણ કરનાર આપને સિદ્ધચક્રવર્તી બિરૂદ ખરેખર શોભા આપે છે. ”

એ પ્રમાણે ચમત્કૃતિ પામેલી તે યોગિનીઓ સ્વસ્થાનકે ગઈ. લોકોપણ સાનંદાશ્ચર્યમાં વિસર્જન થયા અને જયસિંહ દેવનો સિદ્ધચક્રવર્તી બિરૂદ સર્વત્ર પ્રસિદ્ધ થયો.

બારમા રૂદ્રનો પ્રસિદ્ધ બિરૂદ ધારણ કરનાર સિદ્ધરાજે દિગ્વિજય કરતાં બાર વર્ષે માળવા દેશની રાજધાની ધારાનગરી લીધી. તે મહા યુદ્ધમાં ત્રણ કોટ તોડી નગરીમાં પ્રવેશ કરવા જતાં દરવાજાની લોઢાની ભુંગળો ભાંગતાં સિદ્ધરાજના યશઃપટહ નામના હસ્તિના પ્રાણ વ્યંતર યોનિમાં ગયા, અને માલવેંદ્ર નરવર્મા ( યશોવર્મા ) રાજા જીવતો પકડાયો. આ યુદ્ધમાં પોતાની તલવાર બારવર્ષસુધી ખુલ્લી રહી તેથી કોપાયમાન થઈ સિદ્ધરાજે તે તલવારને નરવર્માના ચર્મની મ્યાન કરાવવાની ભયંકર પ્રતિજ્ઞા કરી, અને તે માટે તેના પગની થોડી ચામડી ઉતારી પણ ખરી. એટલામાં સિદ્ધરાજના મંત્રીઓ આવી પહોંચ્યા. તેમણે વિનંતી કરી

કહ્યું કે, "મહારાજ, નીતિશાસ્ત્રમાં રાજા અવધ્ય કહ્યો છે; માટે આપે એને જીવતો છોડવો જોઇએ.' ત્યારે રાજાએ તેને કાષ્ટપંજરમાં નખાવ્યો. પછી બીજા અનેક દેશો જીતી વિપુલ ધન મેળવી તે શ્રીપાટણ આવ્યો અને બહાર સીમમાં સૈન્યનો પડાવ નાખી રહ્યો. તેવામાં કોઈ પરદેશી ભાટ તેની રાજસભામાં આવી બોલ્યો કે, "અહો, શ્રીસિદ્ધરાજ મહારાજની સભા પણ મદનવર્માના જેવી મનને વિસ્મય પમાડે તેવી છે!"

રાજા— "મદનવર્મા કોણ છે?"

ભાટ— "દેવ, પૂર્વ દિશામાં મહોબકપૂર નામનું એક નગર છે, ત્યાં બુદ્ધિશાળી મદનવર્મા નામે રાજા રાજ્ય કરે છે. તે મહા દાની, ભોગી, ધર્મી અને ન્યાયી છે. તેના નગરનું વર્ણન હજાર વાર જોયા છતાં પણ કોઇનાથી થાય તેમ નથી. જો આપને મારા વચનપર વિશ્વાસ ન આવતો હોય તો કોઈ બાહોશ મંત્રીને મારી સાથે મોકલો, એટલે તે જાતે જોઇ આવી આપને સર્વ હકીકત નિવેદન કરશે."

તે પછી રાજાએ ખાત્રી કરવા પોતાના એક હુશીઆર મંત્રીને તે ભાટનીસાથે મોકલ્યો. તે ત્યાં છ માસ રહી આવી રાજાને પ્રણામ કરી કહેવા લાગ્યો કે, "દેવ, અહીંથી નિકળ્યા અમે વસંતોત્સવમાં ત્યાં પહોંચ્યા. તે મહોત્સવના સમારંભમાં ત્યાં વસંત અને અંદોલાદિ રાગોમાં ગીતો ગવાય છે. લલનાઓ શૃંગાર સજી વિલાસમાં આમતેમ ફરે છે. કામદેવની ભ્રાંતિમાં નાખનાર લાખો યુવાન પુરૂષો મરજીમુજબ વિલાસ ભોગવે છે. રસ્તાઓપર યક્ષકર્દમ એટલે કેસર, ચંદન, બરાસ અને કસ્તુરીવિગેરે સુગંધીમય પદાર્થોથી છંટકાવ થાય છે. દેવાલયોમાં મહાપૂજાઓ રચાય છે. ઘેરઘેર સારાં સારાં ભોજનની તૈયારીઓ ચાલે છે. રાજાની દાનશાળામાં કોઇને ભાતદાળ મૂકવામાં આવતાં નથી. અને કદા-

ચિત્ ચૂકથી તેમ થાય તો તે સંઘંટ હાથી ગેપ થયા જેવું ગણાય છે. રાજાના સ્વારો નગરની ચોતરફ ફરી લોકોને પાનનાં બીડાં વહેંચે છે. ધૂળેટીનો ઉત્સવ કર્પૂરના ચૂર્ણથી રમવામાં આવે છે. વાણિયા રાત્રે દુકાનો ઉઘાડી મૂકી પોતાને ઘેર જાય છે અને પ્રાતઃ-કાળે આવીને પાછા બેસે છે. લોકો માત્ર આચાર તરીકે ઉદ્યમ કરે છે, બાકી બીજા પ્રકારેપણ તેમના અર્થની સિદ્ધિ થવાનાં સાધનો જોવામાં આવે છે. રાજાનાં દર્શન મને થયાં નથી, પણ એટલું તો મારા સાંભળવામાં આવ્યું છે કે, તે નારીકુંજર કદીપણ રાજસભાને અલંકૃત કરતો નથી. નિરંતર સાક્ષાત્ ઇંદ્રનીપેઠે હાસ્ય અને લીલામાં નિમગ્ન રહે છે." એપ્રમાણે મંત્રીનું કથન સાંભળી સિદ્ધરાજે અપરિમિત સૈન્ય લેઇ મહોબકપૂરતરફ પ્રયાણ કર્યું અને થોડા વખતમાં તે નગરથી આઠ કોસ છેટે આવી પડાવ નાખ્યો. તેનું આગમન સાંભળી સર્વ દેશ ક્ષોભી ઉઠયો, અને મહો-બકનગર પણ સ્થાનથી ચલાયમાન થયું. તે જોઇ મદનવર્માના પ્રધાનોએ જ્યાં દિવ્ય ઉદ્યાનમાં તે સહસ્ર અંગનાઓ સાથે વિલાસ કરતો હતો ત્યાં જઇ કહ્યું કે, "મહારાજ, ગૂજરાતના જયસિંહદેવે આપણા નગરનીસમીપે સૈન્યસાથે પડાવ નાખ્યો છે, માટે શી આજ્ઞા છે?"

મદનવર્મા હસીને બોલ્યો, "બાર વર્ષસુધી યુદ્ધ કરવા ધારાનગરીમાં પડી રહ્યો તેજ સિદ્ધરાજ કે? જાઓ, તમે જઇને એને કહો કે, તમે તો કૈબાડિ રાજા છો. જો તમે અમારી ભૂમિ લેવાની ઇચ્છા ધરાવતા હો તો અમે લઢવાને તૈયાર છીએ; પણ પૈસાના ભૂખ્યા હો તો તે તમને મળશે. કેમ તમારી સલાહમાં એ વાત બેસે છે? હું ધારું છું કે, ધન આપવાથી આપણે કંઈ તૂટી જવાના નથી. વારુ, દ્રવ્યસારુ દુષ્ટ કર્મો કરનાર સિદ્ધરાજને ચિરકાળ જીવ-વા દો!" એટલામાં સિદ્ધરાજે મદનવર્માના મંત્રીઓને ખંડણી

૧ ઘટસહિત. ૨ શુભ. ૩ લોભી. ધૂર્ત.

આપવાનું કહેવડાવ્યું. તેમણે દૂત મારફત મસલતપ્રમાણે જવાબ આપ્યો. તેથી વિસ્મય પામી સિદ્ધરાજે ૯૬ કોટિ સોનૈયા માગ્યા; મંત્રીઓએ તે તત્કાળ પૂરા ગણી આપ્યા. પણ તે લેઇ સિદ્ધરાજ પાછો ન ફરતાં મોરચાપરજ પડી રહ્યો. ત્યારે મંત્રીઓએ તેને પૂછ્યું કે, "હજી તમે દેશ છોડીને કેમ જતા નથી?" સિદ્ધરાજ બોલ્યો, "ઇંદ્રથીપણ અધિકી લીલાના સાગર તમારા સ્વામીને જોવાની મારી ઈચ્છા છે." તે સાંભળી મંત્રીઓએ મદનવર્માપાસે જઇ કહ્યું કે, "દેવ, દ્રવ્યથી સંતોષેલો ક્લેશી રાજા વળી બીજું માગે છે—તે આપના દર્શનની ઉત્કંઠા રાખે છે." મદનવર્માએ આજ્ઞા કરી કે, "આવવા દ્યો." એટલે મંત્રીઓએ તેપ્રમાણે સિદ્ધરાજને સૂચના આપી. તેથી તે પરિમિત સૈન્યસાથે મદનવર્માના ઉદ્યાનમાં ગયો. ત્યાં મદનવર્માને મજબૂત કિલ્લાની અંદર રહેવાનો મહેલ આવેલો હતો. તેની આજુબાજુ એક લાખ યોદ્ધાઓની ચોકી રહેતી હતી. કિલ્લામાં પ્રવેશ કરી સિદ્ધરાજ જ્યાં મધ્યમાં આવ્યો એટલે દ્વારપાળે કહ્યું કે, "ફક્ત ચાર માણસો લેઇને અંદર પધારો." સિદ્ધરાજ તેના કહેવાપ્રમાણે વર્તી અંદર ગયો. અને અનુક્રમે સોનાના તોરણવાળાં સાત બારણાં, સોનાચાંદીની વાવો, જૂદાજૂદા દેશની ભાષા અને વેષમાં વિચક્ષણ અપાર સૌભાગ્યવાળી સ્ત્રીઓ, મૃદંગ ઢોલ વાંસલી અને વીણા વિગેરે વાજિંત્ર કળામાં આસક્ત પરિવારનાં ગીત, નંદનથી ચઢીઆતું ઉદ્યાન, હંસ સારસ વિગેરે પક્ષીઓ, સોનાનાં વાસણો, કદળીપત્ર જેવાં કોમળ વસ્ત્રો અને કામોદ્દીપન કરનાર ઉત્તમ પુષ્પના કરંડિયા એ સર્વ જોતો જોતો આગળ ચાલ્યો; એટલે પરિમિત રત્ન અને મોતીનાં આભરણોથી અલંકૃત, સુવર્ણકાંતિ મધુરસ્વર [1]કમળવનેત્ર ઉન્નતનાસિકા પુષ્ટગાત્ર અને સર્વાંગ લક્ષણોથી સુશોભિત, યૌવનાવસ્થામાં વિરાજમાન, સાક્ષાત્ મદનસમાન મદનવર્મા તેની નજરે પડયો. મદનવર્મા પણ તેને આવતો જોઇ જરા સામો જઇ ભેટયો. અને પછી સુવર્ણમય આસનપર બેસાડી હસિત વદનથી બોલ્યો,

૧ કમળનાજેવી આંખો

"હો સિદ્ધેંદ્ર, આજ અમારા પૂર્ણ પુણ્યનો ઉદય થયો કે આપ જેવા અતિથિ કૃપા કરી પધાર્યા."

સિદ્ધરાજ—"રાજેંદ્ર, આવું નમ્ર વચન વાપરવું મિથ્યા છે અને મંત્રીઓપાસે 'એ તો કબાડિ નૃપ છે' એમ જે કહ્યું હતું તે સત્ય છે."

મદનવર્મા (હસીને)—"આપને તે કોણે કહ્યું?"

સિદ્ધરાજ—"આપના મંત્રીઓએ. વારૂ, પણ મારી નિંદા કરવામાં આપનો શો ઉદ્દેશ છે?"

મદનવર્મા—"દેવ, આ કળિયુગનો સમય, અલ્પ આયુષ્ય, પરિમિત લક્ષ્મી, તુચ્છ બળ અને તેમાં પણ પૂર્ણ પુણ્યથી પ્રાપ્ત થયેલું રાજ્ય યથાન્યાયે ન ભોગવતાં જે પરદેશમાં ભટકયા કરે તેનાથી બીજો કબાડિ રાજા કોણ?"

સિદ્ધરાજ—"સત્ય છે. ધન્ય છે આપને કે, જેનું આવું અભિધાન છે. આપના દર્શનથી અમે અમારૂં જીવિત સફળ માનીએ છીએ. ઈશ્વરકૃપાથી આપ ચિરકાળ રાજ્યશ્રી ભોગવી આનંદમાં રહો!"

પછી સિદ્ધરાજ ઉભો થયો, એટલે મદનવર્માએ તેને પોતાનું દેવાલય તથા ભંડાર વિગેરે દેખાડયાં. તેથી તેમના પરસ્પર પ્રેમમાં વિશેષ વૃદ્ધિ થઇ. વિદાય થતી વખતે મદનવર્માએ સિદ્ધરાજને ૧૨૮ પોતાના પાત્ર અંગરક્ષકો આપ્યા. તેઓ સુકુમાર હોવાથી તેમાંના અડધા તો માર્ગમાંજ મરણ પામ્યા; અને અડધાઓએ માત્ર સિદ્ધરાજનીસાથે પાટણ અલંકૃત કર્યું. તે પ્રસંગે કવિયોએ સિદ્ધરાજની આપ્રમાણે સ્તુતિ કરી:—"જેણે મહોબકપૂરના મદનવર્મા રાજાને જીત્યો અને ૯૬ કોટિ સોનૈયા માન તરિકે મેળવ્યા, જેણે પાટણમાં ગંભીર પાણીના તરંગોથી આકાશનો

સ્પર્શ કરનાર સાક્ષાત્ પૂર્ણિમાના ચંદ્રમંડળસમાન સરોવર બંધાવ્યું, જેણે તેજ સરોવરના કિનારાપર કૈલાસ જેવો મનોહર જેના ઉપરની ધ્વજાનું વસ્ત્ર વાયુથી ફડફડતું હતું અને જે જાણે મૂર્તિમાન (નરપતિનો) યશજ હોય નહીં એમ શોભતો હતો એવો કીર્તિસ્તંભ સ્થાપન કર્યો અને જેણે ભુજબળથી દુષ્ટ બર્બર નામના સૂરને સિદ્ધ (વશ) કરી બીજાઓને માન્ય સિદ્ધચક્રવર્તી બિરૂદ ધારણ કર્યું તે શ્રી જયસિંહદેવ જેમ આરામિક (માળી) આરામ (બાગ) નું રક્ષણ કરે તેમ રૂદ્ર ઉપદ્રવોના નાશપૂર્વક વાત્સલ્ય ક્યારાથી સિંચન કરીને ભૂમિનું પાલન કરો."

# ભાગ ૩ જો.



## શ્રીહેમાચાર્ય-જન્માદિવૃત્તાંત.

એક વખત જૈન શ્વેતાંબર મતની કોટિક ગણની વજ્ર શાખાના ચંદ્ર ગચ્છમાં અલંકારભૂત શ્રીદત્તસૂરિ મહારાજ વિહાર કરતા વાગડ દેશના વટપદ્રપૂરમાં પધાર્યા. તે વખતે ત્યાં યશોભદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેનું અંતઃકરણ સ્વભાવથીજ દયાર્દ્ર હતું. સૂરિરાજ તે નરપતિના ભુવનની નજીક કોઈ પ્રાસુક (નિર્દોષ) ઉપાશ્રયમાં ઉતર્યા. તેમના આગમનની ખબર સાંભળી યશોભદ્ર રાજા એક દિવસ તેમને વાંદવાસારૂ ગયો. સૂરિવર્યે તે સમયે તેને ધર્મયોગ્ય જાણી નીચેપ્રમાણે ધર્મોપદેશ દિધો:—

"આ સંસારમાં મૂળદેવ[1] કાર્પટિકને આવેલા રાજ્ય આપનાર પૂર્ણ ચંદ્રના સ્વપ્નનીપેઠે મનુષ્યજન્મ પામવો અતિદુર્લભ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર તેના પુરૂષાર્થો ગણાય છે; તેમાં પણ ધર્મ એ શ્રેષ્ટતમ છે. ધર્મની સહાયશિવાય બીજા પુરૂષાર્થો સાધ્ય થઇ શકતા નથી. જેમકે,

धर्मोयं धनवल्लभेषु धनदः कामार्थिनां कामदः।
सौभाग्यार्थिषु तत्प्रदः किमपरं पुत्रार्थिनां पुत्रदः॥
राज्यार्थिष्वपि राज्यदः किमथवा नानाविकल्पै र्नृणां।
तत्किं यन्न करोति किं च कुरुते स्वर्गापवर्गावपि॥१॥

ધર્મ એ ધનાર્થીને ધન, કામાર્થીને કામ અને સૌભાગ્યાર્થીને સૌભાગ્ય આપનાર છે. વધારે શું? પુત્રાર્થીને પુત્ર અને રાજ્યાર્થીને રાજ્ય પણ તેજ આપેછે. અથવા નાના વિકલ્પો કરવાની શી જરૂર છે? પુરૂષોને એવી કઇ વસ્તુ ઇષ્ટ છે, જે ધર્મ નથી આપી શકતો?

---

૧. મૂળદેવ કાપડીના દૃષ્ટાંતસારૂ જુવો ઉત્તરાધ્યાયન વૃત્તિ (છાપેલી).

અરે! એતો સ્વર્ગ અને મોક્ષસુધીનાં સુખો ચખાડી શકે છે. જીવદયાએ ધર્મની જનની (માતા) કહેવાય છે. તે દેવતાઓને પણ માનવા યોગ્ય છે, માટે તેની (દયાની) વૈરિણી હિંસાનો બુદ્ધિવાન પુરૂષોએ આદર કરવો ન જોઇએ. જેઓ હિંસાનો ત્યાગ નથી કરતા તેમનાં દાન, શીલ, સત્ય, તપ, જપ અને પૂજા એ સર્વ નિષ્ફળ જાય છે. આપણા દેહમાં એક સાધારણ કાંટો વાગે છે, તો આપણને પીડા થયા વગર રહેતી નથી; તો પછી શસ્ત્રોના તીવ્ર ઘા મારી બીજા પ્રાણીઓનો વધ કેમ થાય?" આ ઉપદેશામૃત સાંભળી યશોભદ્ર નૃપ બોલ્યો, "મહારાજ, આપનું કથન સર્વ સત્ય છે. પરંતુ નિરંતર આરંભમાં મચ્યા રહેનાર અમારા જેવા સંસારીઓથી સમ્યક્પ્રકારે જીવદયા શીરીતે પળાય? તથાપિ હવેથી નિરપરાધી ત્રસ[1] જીવોનો વધ કરવાનું હું આપનીપાસે પ્રત્યાખ્યાન[2] કરૂં છું."

પછી કોઇવાર તે નરપતિ વર્ષાઋતુમાં નગર બહાર બાળેલાં ખેતરાં જોવા ગયો. ત્યાં કોઇ ખેડુતે બાળેલાં મૂળિયાં અને ઘાસના ઢગલામાં એક સાપણને બળેલી જોઇ મનમાં ખેદલાવી વિચારવા લાગ્યો કે, "અહો! આ ગૃહવાસ વિવેકી પુરૂષોએ ત્યાગ કરવા યોગ્ય છે. તેમાં અનેક પ્રકારના પ્રાણીઓનો ઘાત કરનારા આરંભો કરવા પડેછે. જે અસાર દેહનેમાટે ભોગી પુરૂષો દુર્ગતિનાં કારણભૂત પાપોનું આચરણ કરે છે તે દેહને કમકમાટ ઉપજે એવાં વારંવાર કષ્ટો આપી વ્યાધિયો ક્ષીણ કરી નાખેછે, જે યૌવનથી મોહિત થઇ લોકો પોતાના મનમાં હિતાહિતનો કંઇ પણ વિચાર કરતા નથી તે યૌવનને જેમ દાવાગ્નિ વનને બાળે તેમ વિકાળ જરા બાળી નાખેછે અને જે પ્રભુતાથી મદાંધ થઈ

---

૧. જીવના બે ભેદ છે. સ્થાવર અને ત્રસ (જંગમ). પોતાની મેળે હાલીચાલી ન શકે એવા શરીરરૂપ એક ઇંદ્રિયવાળા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ પાંચ સ્થાવર કહેવાયછે. તથા એ શિવાયના પોતાની-મેળે હાલીચાલી શકે એવા પ્રાણીઓ ત્રસ કહેવાય છે. ૨. પચ્ચખાણ. સંકલ્પ. નિયમ.

જીવો મદિરાપીત પુરૂષોનીમાફક બિલકુલ કૃત્યાકૃત્ય જોતા નથી તે પ્રભુતા જેવી રીતે વરસાદનો નાશ થતાં પર્વતમાં વહેતી નદીઓનો વેગ બંધ પડે છે તેવી રીતે પુણ્યનો નાશ થતાં એકદમ ત્રુટી પડે છે." આપ્રમાણે વૈરાગ્ય આવવાથી તે નરપતિ પોતાના પ્રધાનને સાથે લેઈ ડિંડણ ગામમાં વિરાજમાન શ્રીદત્તગુરૂપાસે ગયો અને પૂર્વે કરેલાં સર્વ પાપોનું આલોચન કર્યું. પછી કંઠે પહેરેલો એકાવલી હાર વેચી શ્રીવર્ધમાનસ્વામીનું નવીન મંદીર બંધાવીને પંચ મહાવ્રત અંગીકાર કર્યા અને દીક્ષાના દિવસેજ તે રાજમુનિએ ષડ્વિકૃતિનો ત્યાગ કરી એકાંતર ઉપવાસ કરવાનો અભિગ્રહ લીધો. થોડા વખતમાં સિદ્ધાંતનું અધ્યન કરી ગીતાર્થ થયા, એટલે ગુરૂએ તેમને આચાર્ય પદવી આપી. પછી ઘણા કાળસુધી સંયમ પાળી અંતસમયે તેર ક્ષપણ કરી સ્વર્ગે ગયા.

તેમના પછી શ્રીપ્રદ્યુમ્નસૂરિ પટ્ટાધીશ થયા અને શ્રીપ્રદ્યુમ્નસૂરિની પાટે શ્રીગુણસેનસૂરિ મહારાજ ગુણના સમુદ્ર થયા. તે ગુણસેનસૂરિના શિષ્ય શ્રીદેવચંદ્રસૂરિ એકલવિહાર કરતા ધંધુકા નગરમાં પધાર્યા. તે નગરમાં ચાચિગ નામે મોઢવંશનો (મોઢ વાણિયાની જાતનો) એક શેઠિયો રહેતો હતો. તેની ભાર્યા

---

૧. આલોચન શબ્દનો અર્થ 'સારી રીતે' પ્રકાશવું એવો થાય છે. દરરોજ સવારે સાંજે, પંદરે દહાડે, ચાર મહિને, વર્ષે અથવા જ્યારે સારા ગુરૂ(જૈન સાધુ)નો યોગ આવે ત્યારે પોતે કરેલાં સર્વ પાપોની પશ્ચાત્તાપપૂર્વક માફી માગવી તેને આલોચના (આલોયણ) લેવી એમ કહેછે ૨. એક સેરનો.

૩. શ્રી મહાવીર સ્વામી, જૈનોના ચોવીસમા તીર્થંકર.

૪. અહિંસા (જીવ મારવા નહી), સુનૃત (સાચું બોલવું), અસ્તેય (ચોરી ન કરવી), બ્રહ્મ (સ્ત્રીસંભોગનો ત્યાગ કરવો) અને અકિંચનતા (દ્રવ્ય ન રાખવું) એ પાંચ જૈન સાધુઓનાં મહા વ્રતો છે

૫. દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને ખાંડ એ છ વિકૃતિ (વિગય) કહેવાય છે. ૬. નિયમ. ૭. જૈન સિદ્ધાંતના અર્થ જાણનાર. ૮ ઉપવાસ.

પાહિનીને એક દિવસ શ્રીગુરૂમહારાજને રત્નચિંતામણિ અર્પણ કર્યાનું સ્વપ્ન આવ્યું. પ્રાતઃકાળે તે પતિવ્રતા સ્ત્રીએ શ્રીદેવચંદ્ર સૂરિપાસે જઈ તે સ્વપ્નનું ફળ પૂછ્યું. સૂરીશ્વરે કહ્યું કે, "બેન, તમને ચિંતામણિસમાન પુત્ર પ્રાપ્ત થશે; પરંતુ તમે તે પુત્રરત્ન ગુરૂમહારાજને અર્પણ કરશો અને તે શ્રીજૈન શાસનનો ઉદ્યોત કરનાર મહાન્ આચાર્ય થશે." એ પ્રમાણે શ્રીગુરૂના મુખથી સ્વપ્નનું ફળ સાંભળી આનંદિત થયેલી પાહિનીને દૈવયોગે તેજ દિવસે ગર્ભ રહ્યો, અને અનુક્રમે વિક્રમ સંવત્ ૧૧૪૫ ના કાર્તિક સુદિ ૧૫ ની રાત્રે પુત્ર પ્રસવ થયો. તે વખતે આકાશમાં દેવવાણી થઈ કે, "આ પુરૂષ મહાન્ તત્વવેત્તા અને જિનેશ્વર ભગવાનનીપેઠે શ્રીજૈન શાસનનો સ્થાપન કરનાર સૂરિશેખર થશે." પછી જન્મોત્સવપૂર્વક સ્વજનોએ તે બાલકનું ચાંગદેવ નામ પાડ્યું. તેની પાંચ વર્ષની ઉમર થઈ ત્યારે એક દિવસ તેની માતાસાથે તે મોઢ વસાહિકા(મોઢવશી)માં દેવવંદન કરવા ગયો અને ત્યાં દેવવંદનાર્થે પધારેલા શ્રીદેવચંદ્રગુરૂના આસનઉપર બાલ્યાવસ્થાના ચપલ સ્વભાવથી ચઢી બેઠો. તે જોઈ ગુરૂએ પાહિનીને કહ્યું, "હે સુશ્રાવિકે, પ્રથમ મેં કહેલું સ્વપ્નનું ફળ યાદ છે? હવે તે સફળ થવાનું છે." પછી બાળકના અંગ લક્ષણો જોઈ તેઓ ફરીથી બોલ્યા, "જો આ ક્ષત્રિયકુળમાં જન્મ્યો હોય તો સાર્વભૌમ રાજા થાય, બ્રાહ્મણ અગર વણિકના કુળમાં અવતરેલો હોય તો મહા અમાત્ય થાય અને જો દીક્ષા ગ્રહણ કરે તો આ કલિયુગમાં કૃતયુગ પ્રવર્તાવે તેવો થાય." એ પ્રમાણે ગુરૂના વચનામૃતથી ઉલ્લાસ પામી પાહિની પુત્રસહિત પોતાને ઘેર ગઈ. ગુરૂપણ ધર્મશાળામાં આવી શ્રીસંઘને એકત્ર કરી સાથે લઇ ચાચિગ શેઠને ઘેર ગયા. એ વેળાએ ચાચિગ શેઠ પરગામ ગયેલા હતા; માટે પાહિનીએ શ્રીસંઘને 'ભલે પધાર્યા' ઇત્યાદિ માનયુક્ત શબ્દોથી આદરસત્કાર કરી પ્રસન્ન કર્યો. પછી શ્રીસંઘે ચાંગદેવની યાચના કરી. તે સાંભળી હર્ષિત થયેલી પાહિનીના નેત્રમાંથી હર્ષના અશ્રુની ધારા

વહેવા લાગી અને જોકે તે પોતાને રત્નગર્ભા માનતી હતી તોપણ ચિંતામાં પડી. એકતો ચાંગદેવનો પિતા [1]મિથ્યાદૃષ્ટિ છે અને તેપણ પરદેશ છે. આણીગમ શ્રીસંઘ સ્વયમેવ ઘેર પધારી પુત્રની યાચના કરેછે. અહીં મારે શું કરવું? એવા વિચારમાં એક ક્ષણ તો તે સ્તબ્ધ બની ગઈ. પણ પછીથી તેના મનમાં આવ્યું કે, જેના ઘરનું આંગણું શ્રીસંઘ પાવન કરેછે તેને ઘેર કલ્પતરૂ ઉગેછે, ચિંતામણિ તેના હાથમાં લોટેછે અને ત્રણ લોકની લક્ષ્મીપણ તેને વરેછે. જેના પ્રભાવથી પૃથ્વી ફલદ્રૂપ, મેઘ અનુકૂળ અને મહાસાગર [2]કુંભ જન્મ થતાં અને જેમના [3]અંઘ્રિપીઠમાં આકાશનેવિષે ઉદ્યોત કરનારા સૂર્યચંદ્ર નિરંતર રહેતા એવા શ્રીજિનેશ્વર ભગવાન જે શ્રીસંઘને નમસ્કાર કરતા તે ભુવનત્રયનો ગુરૂ શ્રીસંઘ કોને માન્ય ન હોય? એવી સમયોચિત બુદ્ધિ થવાથી તે માનિનીએ શ્રીસંઘ-સહિત ઘેર પધારેલા ગુરૂ મહારાજને કલ્પવૃક્ષતુલ્ય ગણી પોતાના સ્વજનોની અનુમતિ મેળવી પોતાના અતિપ્રિય પુત્ર ચાંગદેવને અર્પણ કર્યો. તે વખતે ગુરૂએ શ્રીસંઘસમક્ષ તે બાળકને પૂછ્યું, "હે વત્સ, તીર્થંકર ચક્રવર્તી અને ગણધરોએ સમ્યક્પ્રકારે સેવેલી, દેવ દાનવ અને મનુષ્યના સ્વામીઓએ મહિમા કરવા યોગ્ય, અને [4]મુક્તિવધૂના સંગમની દૂતી જે દીક્ષા તેનું ગ્રહણ કરીશ?" તે સાંભળી પૂર્વભવમાં [5]ચૌરિત્રાવરણીય કર્મનો [6]ક્ષયોપશમ થયેલો હોવાથી 'દીક્ષા' શબ્દના શ્રવણમાત્રવડે તે બાળકના મનમાં પરમ [7]સંવેગ આવ્યો; તેથી તેણે 'ૐ' એટલે 'હા' એવો શબ્દ ઉચ્ચારણ કર્યો. પછી માતા અને સ્વજનોએ અનુમતિ આપેલા અને સંયમપરના અનુરાગથી પવિત્ર થયેલા તે બાળકને લેઈ તીર્થયાત્રા કરતા ગુરૂમહારાજ કર્ણાવતી પધાર્યા. ત્યાં ઉદયન મંત્રીને ઘેર બાળરક્ષકોએ મંત્રીના છોકરાંની સાથે તે બાળકનું પણ

---

૧ જૈનથી ઇતર મત માનનાર. ૨. ઘડામાં માય તેટલો. ૩. ચરણકમળમાં. ૪ મોક્ષરૂપી સ્ત્રી ૫ સર્વ પ્રકારના પાપમય વ્યાપારનો ત્યાગ કરવામાં વિઘ્ન કરનાર ૬ નાશ ૭ વૈરાગ્ય.

પાલન કર્યું. તેના સંયમ લેવાના પરિણામ જોઈ સંઘના તમામ લોકો તેને ધન્યવાદ દેઈ માન આપવા લાગ્યા અને ધીમેધીમે વિનયાદિ સદ્ગુણો શીખી તે બાલક ઘણો વિચક્ષણ થયો.

હવે અહીં ચાચિગશેઠ પરગામથી ઘેર આવ્યો એટલે પાહિનીએ પોતાને ઘેર શ્રીસંઘસહિત ગુરૂ પધાર્યાની અને તેમને પુત્ર અર્પણ કર્યાની સર્વ હકીકત નિવેદન કરી. તે સાંભળ્યા બરોબર પુત્ર ઉપરના રાગથી પુત્રનું દર્શન કરતાંસુધી સમસ્ત અહારનો ત્યાગ કરી ચાચિગ શેઠ કર્ણાવતી ગયો. ત્યાં શ્રીદેવચંદ્રસૂરિને વંદન કરી તેમના વદન-કમળથી ધર્મદેશના[1] શ્રવણ કરવા બેઠો. એટલે અવસરજ્ઞ તે ગુરૂ-મહારાજ ખુબીથી પુત્રસંબંધી ઉપદેશપર આ પ્રમાણે ઉતરી પડયાઃ "જેનું ચિત્ત ગહન માર્ગનેવિષે પણ સુખસાગરમાં મગ્ન અને પરબ્રહ્મમાં લીન રહે છે તેનાથીજ તેનું કુળ પવિત્ર થાય છે, માતા કૃતાર્થ બને છે અને વસુધા ભાગ્યવતી ગણાય છે. કોઈ પુત્ર અતિ વિમળ કુળને કલંક લગાડે છે, કોઇ પુણ્યને નાશ કરનાર વ્યસનોવડે લક્ષ્મીનો નાશ કરે છે, કોઈ માબાપને સંતાપ આપે છે, કોઈ જોબનમાં સ્ત્રી વશ થઈ બેસેછે, કોઇ બાળપણમાં કાળના ઝપાટામાં આવી જાયછે અને કોઈનાં અંગોપાંગ ખોડખાંપણવાળાં થાયછે. પરંતુ સર્વાંગે સુંદર જ્ઞાનાદિ ગુણનો સમુદ્ર અને વીતરાગના માર્ગની ઉદ્ઘોષણા[2] કરનાર પુત્ર તો પૂર્ણ પુણ્યના યોગથીજ પ્રાપ્ત થાય છે." એ પ્રમાણે તે ત્યાગી સૂરિના મુખારવિંદથી ધર્મદેશના શ્રવણ કરતાં ચાચિગનું મન પ્રમુદિત અને પ્રસન્ન થયું. તે વખતે ઉદયનમંત્રી પણ ત્યાં વંદનાર્થે આવ્યો હતો. તે ચાચિગ શેઠને ધર્મબંધુની બુદ્ધિથી પોતાને ઘેર લેઈ ગયો. ત્યાં ભોજન વિગેરે કરાવ્યા પછી ચાંગદેવને તેના ખોળામાં બેસાડી પંચાંગપ્રસાદપૂર્વક ત્રણ વસ્ત્ર અને ત્રણ લાખ રૂપિયા ભક્તિસહિત વિદાયગિરીમાં આપવા મંડયો. ત્યારે ચાચિગ શેઠ હસીને બોલ્યો, "મંત્રીજી, ઉત્તમ ક્ષત્રિયનું મૂલ્ય ૧૦૮૦

૧ ધર્મનું વ્યાખ્યાન. ૨ પ્રખ્યાતિ.

ગજેંદ્ર, જાતિવંત અશ્વનું ૧૭૫૦ ગજેંદ્ર અને સામાન્ય વણિકનું ૯૯ ગજેંદ્ર-મૂલ્ય ગણાય છે. આપતો ત્રણ લાખ બતાવી જાણે ઘણા લાખ આપતા હો તેમ માનોછો. પણ મારો પુત્ર[1] અમૂલ્ય છે અને તેના ઉપરની આપની ભકિત તેથી પણ અમૂલ્ય છે, માટે મારા પુત્રની કિંમતમાં આપની ભક્તિજ રહો. મારે દ્રવ્યનું કંઈપણ પ્રયોજન નથી. એતો મને સ્પર્શ કરવા યોગ્ય નથી. તોપણ હું આપને મારો પુત્ર અર્પણ કરૂંછું." એ પ્રમાણે ચાચિગ શેઠનું બોલવું સાંભળી ઉદયનમંત્રી પ્રસન્નચિત્તે તેના-સામું જોઈ બોલ્યો, "ધન્ય છે! ધન્ય છે! આપ જેવા સત્પુરૂષને આ યોગ્યજ છે. પરંતુ આપ મને અર્પણ કરોછો તેના કરતાં જો ગુરૂમહારાજને અર્પણ કરો તો વધારે સારૂં ગણાય. કારણ મારીપાસે તે યોગીમર્કટવત્ સર્વને નમસ્કાર કરવાથી કેવળ અપમાનને પાત્ર થશે અને તેમનીપાસે તો ગુરૂપદ્વી મળવાથી બાલેંદુવત્[1] મહાપુરૂષોને પણ વંદ્ય થશે. માટે એવિષે ઉંડો વિચાર કરવો જોઈએ." ચાચિગ શેઠે કહ્યું, "મને આપનો વિચાર માન્ય છે." પછી સકળ શ્રીસંઘને એકત્ર કરી તેમના સમક્ષ રત્નના કેરંડક[2]પ્રમાણે રક્ષણ કરવા યોગ્ય અને ઉદુંબરપુષ્પ[3]નીપેઠે અતિદુર્લભ પોતાના પુત્રને ક્ષમાશ્રમણ[4]પૂર્વક શ્રીગુરૂપ્રતિ સમર્પણ કર્યો. આ સમયે શ્રીગુરૂવર્ય બોલ્યા, "ધનધાન્યના દાતાર કદી કોઈને કોઈ મળી આવે છે; પરંતુ પુત્રનું દાન આપનાર પુણ્યવાન પુરૂષો તો મહા દુર્લભજ હોય છે. ધનધાન્યાદિ સંપદા[5]માં સંતતિ એ સારભૂત ગણાય છે અને તેમાં પણ પુત્રરત્ન વિશેષ ગણાય છે. માટે પુત્રનું દાન સર્વ દાનમાં શ્રેષ્ટ છે. સ્વર્ગમાં રહેલા પિતર પણ પોતાના પુત્રને જિનેશ્વર ભગવાનની દીક્ષાથી દીક્ષિત અને મોક્ષનો અભિલાષી જોઈ દેવતાઓની સભામાં ઘણો હર્ષ પામે છે. મહાભારતમાં પણ કહ્યું છે કે, જ્યાં સુધી કુળમાં પવિત્રાત્મા યતિપુત્રનો જન્મ નથી થયો ત્યાં

---

૧ નાના (બીજના) ચંદ્ર પ્રમાણે ૨ કડીઓ. ૩ ઉમયડાના ફુલ ૪ પંચાંગ નમસ્કારપૂર્વક. ૫ સંપત્તિ

સુધી પિંડની આકાંક્ષાવાળા પિતરો સંસારમાંજ ભમ્યા કરે છે." એ સાંભળી પ્રસન્ન થયેલા ચાચિગ અને ઉદયનમંત્રીએ મહા મહોત્સવ કરી વિક્રમ સંવત્ ૧૧૫૪ માં ચાંગદેવને દીક્ષા અપાવી અને તે વખતે ગુરૂએ તેને સોમદેવ મુનિ એવું નામ અર્પણ કર્યું.

એક વખત સોમદેવ મુનિ કોઈ વૃદ્ધ મુનિસાથે નાગપુરમાં ધનદ નામના શેઠને ઘેર ગોચરી[1] ગયા. ત્યાં અહારમાં ઘેંશ મળવાથી આગળ ચાલતા વૃદ્ધમુનિપ્રતિ તે કહેવા લાગ્યા કે, મહારાજ, "આ શેઠને ઘેર આવું અસમંજસ[2] કેમ? આંગણામાં તો સુવર્ણનો ઢગલો કરી મૂકયો છે અને ભોજનમાં ઘેંશ ખાય છે!"

વૃદ્ધમુનિ—"દુર્ભાગ્ય વશથી નિર્ધન થયેલા આ શેઠે નિધાનગત (દાટેલા) દ્રવ્યને કોયલા જાણી બહાર કાઢી ઢગલો કર્યો છે."

સોમદેવ—"મારી દૃષ્ટિએ તો એ સર્વ સુવર્ણ માલમ પડે છે."

આ સર્વ સંવાદ ઝરૂખામાં બેઠેલા શેઠના સાંભળવામાં આવ્યાથી તેણે એકદમ નીચે ઉતરી બાલમુનિને બોલાવ્યા અને કોયલાના ઢગલા ઉપર તેમનો હાથ મૂકાવ્યો. એટલે તે પરબ્રહ્મનું તેજ સહન ન થવાથી તે ઢગલાનો પ્રચ્છાયક[3] વ્યંતર દેવતા નાશ પામ્યો અને તે સર્વથા સુવર્ણમય થઈ ગયો. એ બનાવથી ચમત્કાર પામેલા તે શેઠ અને શ્રીસંઘે મળી સોમદેવમુનિને 'હેમચંદ્ર' એવું અપરનામ અર્પણ કર્યું. પછી વયની સાથે જ્ઞાન, તપ અને વિનયાદિ ગુણોમાં વૃદ્ધિ પામતા તે હેમચંદ્રમુનિએ પોતાના ઔદાર્ય, ગાંભીર્ય અને ધૈર્યાદિ ગુણસમૂહવડે પોતાના ગુરૂ, ગચ્છ અને સંઘની પ્રીતિ સારીરીતે સંપાદન કરી.

પરબ્રહ્મ પરમપુરૂષ શ્રીઋષભદેવે યુગની આદિમાં સ્વકન્યા બ્રાહ્મી (સરસ્વતી) ને ૧૮ માતૃલિપિમાં પ્રવીણ કરી હતી. એ

૧ મધુકરી. ભિક્ષા  ૨ અયુક્ત.  ૩ ઢાંકનાર. સંતાડનાર.

બ્રાહ્મીદેવીની મૂર્તિ શ્રીકાશ્મીર દેશમાં હતી. તેથી ત્યાં જવાસારૂ શ્રીહેમચંદ્રે ગુરૂની આજ્ઞા લઈ વિહાર કર્યો. એટલે બ્રાહ્મીદેવીને ચિંતા થઇ કે, મિથ્યાત્વરૂપ અંધકારથી ભયંકર કલિકાળમાં જૈનધર્મપ્રભાવક હેમચંદ્રને માર્ગમાં બહુ વિઘ્નો આવતાં મિથ્યા શ્રમ પડશે. એમ વિચારી તે ભગવતી દેવી દિવ્યરૂપ ધારણ કરી મધ્ય રાત્રિના સમયે દર્શન દેવા આવ્યાં. એ વખતે શ્રીહેમચંદ્ર પદ્માસનમાં બેસી સત્ય પરબ્રહ્મની મુદ્રા અને સમાધિયોગમાં અંતઃકરણ સ્વાધીન રાખી ધ્યાનારૂઢ થયેલા હતા. તે જોઇ પ્રસન્ન થઇ દેવી બોલી કે, "જે શરીરને નિયમમાં રાખી ઈંદ્રિયોને વશ કરેછે, નેત્રનું ફરકવું રોકી સર્વ સંકલ્પની જાળનો નાશ કરે છે, મોહાંધકારને દૂર કરી વિશ્વપ્રદીપક તેજનો પ્રસાર કરેછે અને પરમાનંદ સિંધુમાં પ્રવેશ કરવાનું જાણે છે તે ધ્યાનાવલંબીઓને ધન્ય છે! આવા મુનિયોને કાર્યસિદ્ધિ સંકલ્પમાત્રથીજ થાયછે; તેથી તેઓ કશાની ઇચ્છા રાખતા નથી અને ઈચ્છાનો નાશ થતાં મળતા સુખનો અનુભવ ગુરૂપ્રસાદથી તેમનેજ હોયછે. તોપણ સર્વ પુરૂષાર્થમાં પ્રવીણ આ મહાપુરૂષ નિરતિશય[1] કલિકાળમાં શ્રીજૈનધર્મનો પ્રભાવક થનાર છે, માટે મારે એને સહાય કરવી જોઇએ." એમ ધારી તે ભગવતી દેવી શ્રીવિદ્યાના પ્રવાદ અને સંવાદમાં સુંદર એવા કેટલાક મંત્રો [2]આમ્નાયસહિત આપીને અંતરભૂત થઇ, એટલે હેમચંદ્ર ત્યાંથી પાછા ફર્યા.

પછી તેમણે કળાકૌશલ્યમાં પ્રવીણતા મેળવવા ગુરૂની આજ્ઞાથી ગૌડદેશ તરફ વિહાર કર્યો. તે વખતે તેમનીસાથે શ્રીદેવેંદ્રસૂરિ અને શ્રીમલયગિરિસૂરિ એ નામના બીજા ગચ્છના આચાર્યો પણ હતા. માર્ગમાં ખિલ્લૂર નામે ગામમાં એક રોગાર્ત મુનિ મળ્યા. તેમને [3]વૈયાવૃત્ય કરી સ્વસ્થ કર્યા. ત્યારે તે મુનિએ ગિરિનાર તીર્થના દર્શનની અભિલાષા બતાવી. તે જોઈ હેમચંદ્રે તે ગામના મુખી

---

૧ પ્રભાવરહિત. ૨ ગુપ્તવિધિ. ૩ વૈઆવચ્ચ શેવા. બરદાસ.

શ્રાવકોને બોલાવી તેમનેસારૂ એક સુખાસનની ગોઠવણ કરાવી. પણ પ્રાતઃકાળે પોતાને સર્વમંડળસહિત ગિરિનારપર્વતપર જોઈ તે સાનંદાશ્ચર્યમાં પડયા. એટલામાં શાસનદેવી[1] દર્શન આપી તેમના ગુણની સ્તુતિ કરી બોલી કે, "તમારા ભાગ્યવંતોના સર્વ કાર્યની સિદ્ધિ અહીં રહેથીજ થશે. માટે ગૌડદેશતરફ જવાનું બંધ રાખો." એમ કહી તે દેવી અનેક મહામંત્રો અને મહાઔષધીઓ આમ્નાયસહિત આપી પ્રભાવ બતાવીને અંતર્ભૂત થઈ.

કોઈ વખત શ્રીહેમચંદ્રના ગુરૂએ તે ત્રણ મુનિયોને કાળીચૌદશને દહાડે શુભ મુહૂર્તમાં સાધવાનો શ્રીસિદ્ધચક્ર મંત્ર આમ્નાયસહિત બતાવ્યો. પદ્મિની સ્ત્રી ઉત્તરસાધકપણું[2] કરે તોજ માગેલું વર આપે, અન્યથા ન આપે એવો તે મંત્રનો આમ્નાય હોવાથી તે મુનિયો પદ્મિની સ્ત્રીની શોધમાં ફરવા લાગ્યા. ફરતાં ફરતાં કુમારગામમાં આવી પહોંચ્યા. ત્યાં ગામની બહાર કોઈ ધોબીએ ધોઈને સૂકવવા પાથરેલી એક સુગંધમય સાડી જોઈ તેમણે તે ધોબીને પૂછયું, "ભાઈ, આ સાડી કોની છે?" ધોબી બોલ્યો, "એતો અમારા ગામના અધિકારીની સ્ત્રીની છે." એ સાંભળી મુનિયો ગામમાં ગયા અને અધિકારીએ આપેલા આશ્રમમાં ઉતર્યા. તેમની પાસે તે અધિકારી નિરંતર ધર્મોપદેશ સાંભળવા આવવા લાગ્યો; અને તેની ભવસ્થિતિ પરિપક્વ થયાથી તેમના જ્ઞાન, ક્રિયા, વૈરાગ્ય અને અપ્રમાદાદિ ગુણો ઉપર તેનો ખરેખરો ભાવ બેઠો. એક દિવસ તેણે હર્ષથી મુનિયોપ્રતિ વિનંતી કરી કે, "મહારાજ, આપ પરબ્રહ્મ સદા નિસ્પૃહી રહોછો. તોપણ મારાથી સાધ્ય થઈ શકે એવું યોગ્ય કાર્ય ફરમાવી અનુગ્રહ કરશો." મુનિયોએ તેને પોતાના મનનો અભિપ્રાય જાણનાર, ગુણાનુરાગી, ગંભીર અને વિચક્ષણ જાણી કહ્યું કે, "અમારી શ્રીસિદ્ધચક્રમંત્ર સાધવાની ઈચ્છાછે, પણ તે મંત્ર પદ્મિની સ્ત્રીના ઉત્તરસાધકપણા વગર સિદ્ધ થઈ શકે તેમ નથી.

---

૧ ધર્મરક્ષકદેવી. ૨ સહાયતા.

સાંભળવા પ્રમાણે આપની સ્ત્રી પદ્મિની છે, માટે આપ તેને લેઈ અમારીસાથે શ્રીરેવતાચળપર કાળીચૌદશને દિવસે પધારી અમારૂં ઉત્તરસાધકપણું કરો અને સાધન કરતી વખતે જો આપની દૃષ્ટિએ અમારામાં જરાપણ વિકાર માલમ પડે તો તત્કાળ અમારો શિરચ્છેદ કરી નાખજો.”

આ સાંભળી અધિકારી સાનંદાશ્ચર્યમાં પડયો. આ મુનિયો તૃણ અને મણિ તથા લોહ અને સુવર્ણ એ સર્વના ઉપર સમદૃષ્ટિથી જુવે છે અને નિરંતર પરબ્રહ્મ સમાધિનું સાધન કરે છે; માટે જો તેમણે ઈચ્છેલું ઉત્તમ કાર્ય મારી સ્ત્રીવડે મર્યાદાસહિત થતું હોય તો ભલે થાઓ. એમાં વધારે વિચાર કરવાની શી જરૂર છે? એમ સૂક્ષ્મરીતે ચિંતવન કરી તે વીર પુરૂષે તે મુમુક્ષુઓનીસાથે પદ્મિની સ્ત્રી લેઇ ઉકત દિવસે રેવતાચળનું શિખર અલંકૃત કર્યું. પછી સુભધ્યાનમાં ધીર તે અનગારોએ શ્રી અંબિકા દેવીના સાન્નિધ્યથી સર્વ પૂર્વ કૃત્ય કર્યું અને શ્રીરેવતાચળના અધિષ્ઠાતા દેવની સમક્ષ શ્રીગુરૂએ બતાવેલી વિધિપ્રમાણે પદ્મિની સ્ત્રીને ઉત્તરસાધક બનાવી રાત્રીના ત્રીજા પ્રહરે આવ્હાન, અવગુંઠન, મૂદ્રા, મંત્રન્યાસ અને વિસર્જનાદિથી શ્રીસિદ્ધચક્ર મંત્રનું સાધન કર્યું. ધ્યાનાંતે તે મંત્રના અધિષ્ઠાતા ઈંદ્રના સામાનિકદેવ શ્રીવિમળેશ્વરે પ્રત્યક્ષ થઇ પુષ્પવૃષ્ટિ કરી સ્વેચ્છિત વર માંગવા કહ્યું. ત્યારે શ્રી હેમચંદ્રે રાજાને પ્રતિબોધ પમાડવાનું, શ્રીદેવેંદ્રસૂરિએ શ્રીકાંતિપુરનો પ્રાસાદ [2]સેરીષક નગરમાં આણવાનું અને શ્રીમલયગિરિ મહારાજે શ્રીસિદ્ધાંતની વૃત્તિ કરવાનું, એ રીતે તે ત્રણ મહાત્માઓએ પૃથક્ પૃથક્ વર માગ્યાં. તે આપી દેવ અંતર્ભૂત થયો. પછી તે ત્રણ મુનિવરોની ધ્યાનમાં ધીરતા, બ્રહ્મચર્યમાં દઢતા અને દેવતાએ પ્રશંસા કરી તેમને આપેલા વર, એ સર્વથી ચકિત થઇ પ્રાતઃકાળે પેલા અધિકારીએ પુષ્કળ દ્રવ્ય ખર્ચી પ્રભાવના કરી લોકમાં બનેલી હકીકત જાહેર કરી.

૧. સાધુ. ૨ મારવાડમાં રાણીગંજ સ્ટેશન પાસે દેરૂં છે તની કથા આને મળતી છે, પણ ગામનું નામ મળતું હોય એવુ સ્મરણ નથી.

એ પ્રમાણે દેવતાએ આપેલા વર અને વિદ્વત્તાદિ ગુણોથી રંજિત થઈ નાગપુરના ધનદ શેઠે મહામહોત્સવ કર્યો અને શ્રી સંઘ અને ગુરૂની સમ્મતિથી હેમચંદ્ર મુનિને આચાર્યપદ અર્પણ કર્યું. પછીથી હેમ જેવી કાંતિ અને ચંદ્રના જેવા આલ્હાદક ગુણોથી તે મુનિ હેમાચાર્યના નામથી સર્વત્ર પ્રસિદ્ધ થયા.

---

# ભાગ ૪ થો.



## શ્રીહેમાચાર્ય–સિદ્ધરાજને ધર્મ સન્મુખ કરવો અને સિદ્ધહૈમ વ્યાકરણની રચના.

એક વખત સિદ્ધરાજ જયસિંહદેવે [1]રાજપાટિકામાંથી પાછા ફરતાં શ્રી હેમાચાર્યને જોયા અને મનમાં વિચારવા લાગ્યો કે, "શું આ સાક્ષાત્ ધર્મ છે અથવા અમૃતનો સમુદ્ર છે? અહો! એ તો પાપ તાપનું હરણ કરી ચક્ષુને આનંદ આપનાર મુનિરાજ છે. મારે એમને વંદન કરવું જોઇએ." એમ વિચારી તે પોતાના હાથીને રોકી કંઈ બોલવા જતો હતો તેટલામાં સૂરિરાજ બોલ્યા, "ભો સિદ્ધેંદ્ર! આપના ગજરાજને આગળ વધાવો. ઇંદ્રના મદમાતા હસ્તિયો એનાથી પરાભવ પામો! આપ પૃથ્વીનું ધારણ કરનાર હોવાથી તેમનું શું ચાલે?" આ ભાષણથી રાજા ચમત્કાર પામ્યો અને બોલ્યો કે, "મહારાજ! આપ કૃપા કરી નિરંતર મારીપાસે પધારશો." એવી મુનિને વિજ્ઞપ્તિ કરી તે પોતાના મહેલ ભણી વિદાય થયો. હેમાચાર્ય પણ 'મહિનાથ, મહાતીર્થ, મહૌષધી અને મુનીશ્વરોનાં દર્શન અલ્પ ભાગ્યવાળાને બહુધા દુર્લભ હોય છે' એમ વિચારી વખતોવખત રાજસભામાં જઈ સિદ્ધરાજનું મનરંજન કરવા લાગ્યા.

એક વખત સિદ્ધરાજે સર્વ મતવાળાને સ્વસ્તુતિ અને પરનિંદામાં તત્પર જોઈ સંસારસમુદ્ર તરવાસારૂ ધર્માદિ જાણવાની ઇચ્છાથી શ્રીહેમાચાર્યને પૂછ્યું, "મહારાજ, કયો ધર્મ સંસારસાગરથી પાર ઉતારનાર છે?" સૂરીશ્વરે આ વખતે સર્વ મતને બાધ ન આવે તેવી રીતે પુરાણમાંના શંખાખ્યાનનો અધિકાર સંભળાવ્યો. તે આ પ્રમાણેઃ—

"પૂર્વે શંખપુર નામના નગરમાં શંખ નામનો કોઈ શેઠિયો રહેતો હતો. તેને યશોમતી નામની એક સ્ત્રી હતી. કાળાંતરે યશો-

[1] રથવાડી. સ્વારી.

મતી ઉપરથી સ્નેહ ઉતરી જવાથી શંખશેઠ બીજી સ્ત્રી પરણ્યો અને ત્યારથી નવીન સ્ત્રીને વશ થવાથી યશોમતીના સામું જોવાનું પણ છોડી દીધું. આથી ખેદ પામી યશોમતી મનમાં વિચારવા લાગી કે, 'રંકની સ્ત્રી થવું સારૂં, વિધવાપણાની વેદના સહેવી સારી, નરકવાસ ભોગવવો સારો પણ શોકથી પરાભવ ખમવો બૂરો! જેમ શીતળા નામ છતાં ફોલ્લી દાહ ઉત્પન્ન કરેછે અને મધુર નામ છતાં વિષ પ્રાણ હરણ કરે છે, તેમ બેહેન કહેવાયા છતાં શોક પણ અતિ દુઃખ દે છે. દૈવ તેનો નાશ કરો!'

"એક દિવસ તેણીએ કંટાળી ગૌડ દેશથી આવેલા કોઈ કળાવંતને ઘેર જઈ તેની સેવા ઉઠાવી પુરૂષને પશુ કરવાનું ઔષધ મેળવ્યું અને લાગ જોઈ પોતાના સ્વામીને ભોજનમાં ઘાલી ખવડાવ્યું. તેના પ્રભાવથી શંખશેઠ બળદિયો થયો. તે વાત બહાર પડવાથી લોકો યશોમતીની બહુ નિંદા કરવા લાગ્યા. પણ ઉતારની ખબર નહીં હોવાથી તેણીને તેના દુષ્કૃત્ય માટે પશ્ચાત્તાપ કરવા શિવાય બીજો માર્ગ રહ્યો ન હતો. એક દિવસ બપોરે સૂર્યનાં ઉષ્ણ કિરણોથી સંતાપ પામ્યા છતાં તે કોઈ બીડમાં પોતાના પતિવૃષભને ચરાવતી કોઈ વૃક્ષ નીચે બેઠી અને આંખમાંથી અશ્રુધારા વહેતી મૂકી વિલાપ કરવા લાગી. દૈવયોગે શિવપાર્વતી વિમાનમાં બેસી આકાશ માર્ગે ત્યાં થઈ જતાં હતાં, તેમના કાને તે વિલાપ પડયો. તે સાંભળી પાર્વતીના મનમાં દયા આવવાથી શિવજીને તેના દુઃખનું કારણ પૂછ્યું. શિવજીએ 'એતો તમારી સ્ત્રી જાતિની લીલાછે, જેના યોગથી પુરૂષ બળદ થઈ ગયો છે.' એમ ઉપહાસ કરી સર્વ હકીકત યથાસ્થિત કહી સંભળાવી, એટલે પાર્વતીએ પૂછ્યું કે, 'એવી કોઈ ઔષધી છે કે જેના પ્રભાવથી એ પાછો પુરૂષ થાય.' ત્યારે શિવજીએ પાર્વતીનો અત્યાગ્રહ થવાથી કહ્યું કે, 'આજ વૃક્ષનીચે મનુષ્યત્વ લાવનાર ઔષધી છે.' એ પ્રમાણે વાર્તાલાપ કરી તેઓ આગળ ગયાં. આ સર્વ ચર્ચા યશોમતીના સાંભળવામાં આવવાથી તેણીએ મનુષ્યત્વ લાવનાર દિવ્ય ઔષધી કઈ છે તેની

ખબર ન હોવાથી તે ઝાડની છાયાને આંકો કરી તેમાં ઉગેલી દર્ભાદિ સર્વ વનસ્પતિયો એકઠી કરી અને પોતાના પતિવૃષભના મ્હોડા આગળ નાખી. તે ખાધાથી શિવજીના કહ્યા પ્રમાણે તે બળદ તત્કાળ પુરૂષ થયો. તે જોઈ યશોમતીને ઘણો આનંદ થયો અને લોકો પણ તેની સ્તુતિ કરવા લાગ્યા.

"રાજેંદ્ર, જેમ તે દિવ્યૌષધી દર્ભાદિથી આચ્છાદિત થઈ હતી, તેમ આ યુગમાં સત્ય ધર્મ અન્ય ધર્મોથી આચ્છાદિત થયોછે. પરંતુ સર્વ ધર્મોનું સેવન કર્યાથી કદી કોઇને દિવ્યૌષધી પ્રમાણે શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થાય છે; માટે અહિંસા, સત્ય વચન ઇત્યાદિ સામાન્ય વ્રતોથી સર્વ ધર્મોનું આરાધન કરો." એ સાંભળી રાજા અને બીજા સભાસદો ઘણા ખુશી થયા. બીજે પ્રસંગે સિદ્ધરાજે ધર્મ સંબધી વિશેષ ખુલાસો પૂછયો. ત્યારે શ્રીહેમસૂરિએ કહ્યું કે:—

पात्रे दानं गुरुषु विनयः सर्वसत्वानुकंपा ।
न्याय्या वृत्तिः परहितविधावादरः सर्वकालम् ॥
कार्यो न श्रीमदपरिचयः संगतिः सत्सु सम्यग् ।
राजन् सेव्यो विशदमतिना सैष सामान्यधर्मः ॥१॥

"પાત્ર જોઇ દાન આપવું, ગુરૂનો વિનય કરવો, પ્રાણીપર દયા રાખવી, ન્યાયથી વર્તન કરવું, પરોપકાર તરફ લક્ષ આપવું અને કદીપણ લક્ષ્મીનો મદ ન કરતાં સત્પુરૂષોનો સંગ કરવો એ નિર્મળ બુદ્ધિવાળા પુરૂષોને સેવવા યોગ્ય સામાન્ય ધર્મ છે." દાનના સંબંધમાં પાત્રાપાત્રવિષે પાંડવોવચ્ચે સંવાદ થયો હતો અને તે મહાભારતમાં આ પ્રમાણે આપેલો છે·

ભીમ—"હે યુધિષ્ઠિર, મૂર્ખ તપસ્વી અને પંડિત શૂદ્ર એ બે દ્વારઆગળ ઉભા હોય તો કોને દાન આપવું ઘટિત છે?"

યુધિષ્ઠિર—"બંધુ ભીમ, તપનું સેવન સુખેથી થઈ શકે છે, પણ વિદ્યાની પ્રાપ્તિ કષ્ટથીએ થવી કઠિણ પડે છે. માટે હું તો પંડિતને પૂજીશ. મારે તપથી પ્રયોજન નથી."

અર્જુન–"નરેંદ્ર, કૂતરાના ચામડામાં ભરેલા ગંગાજળ અને દારૂના ઘડામાં ભરેલા દૂધની પેઠે અપાત્રમાં રહેલી વિદ્યા શું ફળ આપે?"

દ્વૈપાયન–"અરે, તમે શા માટે વિવાદ કરો છો? એકલી વિદ્યા અથવા એકલા તપથી પાત્રતા આવતી નથી, પણ જેનામાં એ બન્ને હોય છે તેજ પાત્ર ગણાય છે."

જે વખત સિદ્ધપુરમાં રૂદ્રમહાલયનું કામ ચાલતું હતું, તે વખત મંત્રીએ પણ રાજવિહાર નામનું શ્રીમહાવીરસ્વામીનું ચારદ્વારી મંદિર બંધાવવા માંડ્યું હતુ. તેની કોઈએ જઈ સિદ્ધરાજને ખબર કહ્યાથી તે પોતે ત્યાં જોવા ગયો અને શ્રીહેમાચાર્યને પૂછ્યું કે, "આમાં અને શિવાલાયમાં વિશેષ શું છે?" સૂરીશ્વર બોલ્યા, "મહેશ્વરના કપાળે માત્ર ચંદ્ર હોય છે અને જિનેંદ્રના પાદાંતે નવ ગ્રહો મૂર્તિમંત હોય છે, એ વિશેષ છે." સિદ્ધરાજે તે ન માનતાં વાસ્તુશાસ્ત્ર જાણનાર સૂત્રધાર (સલાટ) લોકોને પૂછ્યું. ત્યારે તેમણે કહ્યું કે, "સામાન્ય લોકોના ઘરનું દ્વાર પાંચ શાખાનું, રાજાના મહેલનું સાત શાખાનું, રૂદ્રાદિ દેવના મંદિરનું નવ શાખાનું અને શ્રીજિનેશ્વરના પ્રાસાદનું એકવીસ શાખાનું દ્વાર હોય છે. અન્ય દેવના મદિરમાં એકજ મંડપ હોય છે અને શ્રીજિનેશ્વરના મંદિરમાં દરેક દ્વારે સત્તાવીસ-એ પ્રમાણે ચાર દ્વારના મળી એકસો ને આઠ મંડપ હોય છે. વળી વધારેમાં શ્રીજિનેશ્વરને ત્રણ છત્ર, સિંહાસન, પદ્માસન અને પાદાંત નવ ગ્રહો હોય છે અને તેમની મૂર્તિ શાંત દૃષ્ટિવાળી હોય છે. તે રચના જો કોઈ બીજા દેવની કરાવે અને સૂત્રધાર કરે તો તે બન્નેને વિઘ્ન થયા વગર રહે નહીં. આ વાત સર્વજ્ઞ ભગવાને વાસ્તુશાસ્ત્રમાં કહેલી છે." આપ્રમાણે સૂત્રધારના મુખથી હકીકત સાંભળી સિદ્ધરાજ ઘણો પ્રસન્ન થયો તેથી તેણે પોતાને હાથે તે મંદિર ઉપર સુવર્ણ કળશનું આરોપણ કર્યું. એ પ્રસંગે જયમંગળ નામના જૈન મુનિકવિ બોલ્યા કે,

**महालया महायात्रा महास्थानं महासरः ॥**
**यत्कृतं सिद्धराजेन क्रियते तन्न केनचित् ॥ १ ॥**

" મોટી ઇમારતો, મોટી યાત્રાની જગાઓ, મોટાં સ્થાનકો અને મોટાં જળાશયો જેવાં સિદ્ધરાજે કરાવ્યાં તેવાં બીજા કોઇથી ન થાય. "

એક વખત શ્રીહેમાચાર્ય સિદ્ધરાજના આગ્રહથી પાટણમાં ચતુર્માસ રહ્યા હતા અને શ્રીચોમુખજીના મંદિરમાં શ્રીનેમિનાથના ચરિત્રનું વ્યાખ્યાન કરતા હતા. તેમની અમૃતસમાન વાણી ઘણો શ્રદ્ધાળુ શ્રોતા જનોને આકર્ષણ કરતી હતી. તેમનીસાથે પરદર્શનીઓ પણ આવતા હતા એક દિવસ સૂરીશ્વરે તે ચરિત્રમાંથી ક્રમમાં આવ્યા પ્રમાણે પાંડવોની દીક્ષા અને શત્રુંજયગમનનો અધિકાર વાંચ્યો. તે સાંભળી મત્સરયુક્ત બ્રાહ્મણોએ જઈને સિદ્ધરાજને કહ્યુંકે, "રાજેંદ્ર, પેલા શ્વેતાંબરો અતિ શૂદ્ર છે. તે મિથ્યા વાદીઓ વ્યાખ્યાન કરતી વખતે સભામાં સર્વ દર્શનના લોકોની સમક્ષ શ્રીભારતમાં કહેલું પાંડવોનું કેદારગમન અને શંભૂપાસનાદિનું ઉત્થાપન કરે છે. એપ્રમાણે અનુચિત આચારની પ્રરૂપણા કરનાર તે ધર્મદ્વેષીઓને આપે જરૂર નિવારવા જોઇએ." તે સાંભળી રાજા બોલ્યો, "ભો વિપ્રો ! રાજા વગરવિચારે સાહસ કરતા નથી. હેમાચાર્ય સર્વસંગત્યાગી મહામુનીશ્વર છે. તે પ્રાણાંતે પણ મૃષાવાદ બોલે તેમ નથી. તોપણ પ્રાતઃકાળે તેમને બોલાવીને વિચારીશું એટલે સર્વ સમજાશે." બ્રાહ્મણોએ કહ્યુ, " ઠીક મહારાજ, જેવી આપની મરજી." પછી પ્રાતઃકાળે રાજાએ શ્રીહેમસૂરિને બોલાવી સર્વ સામંત, રાજગુરૂ અને પુરોહિત સમક્ષ પાંડવોના મુક્તિગમનાદિનું વર્ણન પૂછ્યુ. ત્યારે સૂરિએ કહ્યું કે, "અમારા શાસ્ત્રમાં પૂર્વ સૂરિયોનું એપ્રમાણે કથન છે અને મહાભારતમાં તેમના હેમાદ્રિગમનનું વર્ણન છે; પરંતુ જે પાંડવોનું અમારા શાસ્ત્રમાં વર્ણન કર્યુંછે તેજ પાંડવોનું વ્યાસશાસ્ત્રમાં કીર્તન કર્યું છે કે બીજાનું તેની અમને ખબર નથી "

રાજા—"કેમ મુનીશ્વર, પાંડવો પણ પૂર્વે બહુ થઈ ગયા છે?"

સૂરિ—"રાજેંદ્ર, સાંભળો. ભારતમાં યુદ્ધ કરતાં ગંગાપુત્ર ભીષ્મે પોતાના પરિવારને બોલાવી કહ્યું કે, તમારે મારા પ્રાણ જાય ત્યારે જે જગાએ પૂર્વે કોઇને દહન કરવામાં ન આવ્યું હોય તે જગાએ મારા દેહનો સંસ્કાર કરવો. જ્યારે ન્યાયસંગ્રામ કરી ભીષ્મપિતામહ ગતપ્રાણ થયા ત્યારે તેમના વચનને માન આપી તેઓ સર્વ હેમપર્વતના શિખરઉપર ગયા અને ત્યાં અગ્નિ સંસ્કાર કરવા લાગ્યા. તે વખતે દેવવાણી થઈ કે, **अत्र भीमशतं दग्धं पांडवानां शतत्रयं । द्रोणाचार्यसहस्रं तु कर्णसंख्या न विद्यते ॥** (આ સ્થળે સો ભીમ, ત્રણસો પાંડવ, હજાર દ્રોણાચાર્ય અને અસંખ્ય કર્ણોને પૂર્વે દહન કરવામાં આવ્યું છે). સિદ્ધેંદ્ર, આ ભારતનું વાક્ય છે, એમ જાણીને અમારા શાસ્ત્રકારોએ પાંડવોની મુક્તિનું વ્યાખ્યાન કર્યું છે. હાલ શ્રીશત્રુંજયપર્વતપર અને નાશિક નગરમાં શ્રીચંદ્રપ્રભસ્વામીના[1] પ્રાસાદમાં પાંડવોની મૂર્તિયો વિદ્યમાન છે. આ પ્રમાણે સર્વ હકીકત હોવાથી પૂર્વે કોઈ પણ જૈન પાંડવો થઇ ગયા છે, એ વાર્તા પ્રમાણસિદ્ધ છે."

સૂરિનાં આ વચન સાંભળી રાજા બોલ્યો, "ભો વિપ્રો, હવે અહીં ઉત્તર ઘો. આ જૈનર્ષિ મહા સત્યવાદી છે અને તમે સર્વ જેમ આવ્યું તેમ મિથ્યાભિમાનમાં બકવાનુંજ સમજોછો. પછી રાજાએ સૂરિને પૂજનાદિ સત્કારપૂર્વક વિદાય કર્યા અને તેમણે સ્વસ્થાન અલંકૃત કર્યું. આ પ્રમાણે શ્રીહેમાચાર્ય તેમના વાણીરૂપી કિરણોથી જયસિંહ દેવના સંદેહસમૂહરૂપ અંધકારને દૂર કરી જૈનધર્મરૂપ કમળને પ્રકાશિત કરતા સૂર્ય જેવા દીપતા હતા.

જ્યારે જયસિંહદેવ માળવેથી વિજય મેળવી પાટણ આવ્યો ત્યારે અનેક કવિયોએ તેની અનેક પ્રકારે સ્તુતિ કરી, તે જોઇ શ્રીહેમાચાર્યે પણ તેને પોતાના ધર્મનો પ્રભાવક જાણી આ નીચેના શ્લોકમાં ગુંફિત[2] કર્યો.

---

૧. આઠમા તીર્થંકર. ૨. ગુંથ્યો શ્લોકમાં રાજાના ગુણનું વર્ણન કર્યુ.

भूमिं कामगवि स्वगोमयरसैरासिंच रत्नाकरा ।
मुक्तास्वस्तिकमातनुध्वमुडुप त्वं पूर्णकुंभीभव ।।
धृत्वा कल्पतरोर्दलानिसरलैर्दिग्वारणास्तोरणा ।
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ।।१।।

"હે કામધેનુ ! તું તારા ગોમયરસથી ભૂમિનું સિંચન કર, હે રત્નાકરો ! તમે મોતીના સ્વસ્તિક ( સાથીઆ ) પૂરો, હે ચંદ્ર! તું જળથી ભરેલા કુંભ જેવો થા અને હે દિગ્ગજો ! તમે પણ તમારા સરળ કર(શૂંડ)વતે કલ્પવૃક્ષનાં પત્રો લાવી તોરણો બાંધો. કારણ, શ્રીસિદ્ધરાજ જગતમાં વિજય કરી પધારે છે." આ કાવ્ય સાંભળતાંજ તેમાંની અદ્‌ભુત અર્થચાતુરીથી ચમત્કાર પામી રાજા સૂરિનાં વખાણ કરવા લાગ્યો. તે સહન ન થવાથી બ્રાહ્મણો બોલી ઉઠયા, "મહારાજ! એમણે આ બધી વિદ્વત્તા અમારા વ્યાકરણાદિ શાસ્રોમાંથી મેળવી છે." એટલે રાજા સૂરિસામું જોઇ બોલ્યો કે, "આ શું કહે છે?" સૂરિએ જવાબ દીધો, "મે તો પૂર્વે બાલ્યાવસ્થામાં શ્રીમહાવીરસ્વામીએ સુધર્મેંદ્રની આગળ વ્યાખ્યાન કરેલા શ્રીજૈનેંદ્ર વ્યાકરણનું અધ્યયન કર્યું છે." આ સાંભળી રાજા બોલ્યો, "એ બધી પ્રાચીન વાત પડતી મૂકી કોઈ આધુનિક ગ્રંથકારનું નામ આપો." સૂરિએ કહ્યું, "જો આપ સહાય કરો તો હું પોતેજ નવીન પંચાગી વ્યાકરણ રચું." રાજાએ તેમ કરવાનું કબૂલ કર્યું. એટલે સૂરિએ શ્રીકાશ્મીર દેશના પ્રવર નામે નગરના સરસ્વતી ભંડારમાંથી આદ્યવ્યાકરણોની આઠ પ્રતો મંગાવી આપવા વિજ્ઞાપના કરી. રાજાએ તે વાત માન્ય રાખી પોતાના મંત્રીઓને પ્રવરપુર મોકલ્યા. તેમણે ત્યાં જઈ શ્રીભારતીનું આરાધન કરી સંતુષ્ટ કરી. તેથી તે દેવીએ પોતાના અધિકારીઓને આદેશ કર્યો કે, "હું શ્રીહેમાચાર્ય શ્વેતાંબરઉપર અતિપ્રસન્ન છું અને પુરૂષાકારમાં મારી દ્વિતીય મૂર્તિ તે મુનિ છે. માટે તેનેસારૂ પ્રતો કાઢી આપો." અધિકારીઓએ પોતાની સ્વામિનીની આજ્ઞાપ્રમાણે પ્રતો અર્પણ કરી. તે લેઈ મંત્રીઓ પાટણ આવ્યા અને રાજાને શારદાનાં વચન કહી

સંભળાવ્યાં. તેથી આશ્ચર્ય પામી રાજા બોલ્યો, "ધન્ય છે મારા દેશને, જેમાં આ મહાભાગ્યશાળી પુરૂષ વિચરે છે." પછી સૂરિને મંત્રીએ આણેલી પ્રતો આપી. તે લેઇ તેમણે એક વર્ષમાં તે સર્વનું ¹અવગાહન કર્યું અને તેમાંનો સારસાર લેઈ બત્રીસ દ્રોણાદિથી પરિપૂર્ણ સવાલાખ શ્લોકનું સિદ્ધહૈમ નામનું નવીન પંચાંગી વ્યાકરણ રચ્યું. પછી તે વ્યાકરણને ²રાજવાહ્ય હસ્તિના કુંભસ્થળ ઉપર પધરાવી શ્વેત છત્રચામરાદિ ઠાઠથી રાજસભામાં આણ્યું અને સર્વ વિદ્વાનોની સમક્ષ વાંચી સંભળાવ્યું. રાજાએ તેની ઉત્તમપ્રકારે પૂજા કરી પોતાના સરસ્વતીભંડારમાં પધરાવ્યું. આ વખતે શ્રીહેમસૂરિનો મહિમા સહન ન થવાથી બ્રાહ્મણોએ રાજાને કહ્યું કે, "મહારાજ! આ વ્યાકરણના શુદ્ધાશુદ્ધત્વની પરીક્ષા કર્યાવિના તેને સરસ્વતીભંડારમાં સ્થાપન કરવું યુક્ત નથી. શુદ્ધાશુદ્ધની પરીક્ષાસારૂ તે પુસ્તકને કાશ્મીરદેશમાં ચંદ્રકાંત શ્રીબ્રાહ્મી મૂર્તિ સામેના જળકુંડમાં પ્રક્ષેપ કરવું અને જો તે જેવું ને તેવું કોરૂં નિકળે તો તેને શુદ્ધ જાણવું." આવીરીતે બ્રાહ્મણોએ ભમાવ્યાથી રાજા સંશયાકુળ થયો અને તેણે મંત્રીઓને તથા પંડિતોને વ્યાકરણસાથે કાશ્મીર મોકલ્યા. તેમણે ત્યાં જઈ ત્યાંના રાજા અને પંડિતોની સમક્ષ તે પુસ્તક સરસ્વતી કુંડમાં મૂકયું. એટલે બે ઘડીએ શ્રીસારદાની કૃપાથી અને કલિકાળસર્વજ્ઞ શ્રીહેમસૂરિએ રચેલું હોવાથી પરમશુદ્ધ તે પુસ્તક જેવુંને તેવું કોરૂં બહાર નિકળ્યું તે જોઇ સર્વ લોકો ઘણા વિસ્મય પામ્યા! પછી કાશ્મીરના રાજાએ પ્રધાનવિગેરેને સન્માન આપી વિદાય કર્યા અને તેમણે પાટણ આવી જળમાં પુસ્તક પ્રક્ષેપ કર્યા વિગેરેનો સર્વ વૃત્તાંત સિદ્ધરાજને જાહેર કર્યો. તેથી સાનંદાશ્ચર્ય પામી તેણે ત્રણસો લહિયા બોલાવી ત્રણ વર્ષસુધી તે વ્યાકરણની પ્રતો લખાવી અને પોતાના રાજ્યની પાઠશાળાઓમાં મોકલી દીધી. ત્યારથી સર્વ કોઇ તેનું પઠનપાઠન કરવા લાગ્યા. એ વ્યાકરણની પ્રશંસા કરતાં એક કવિ કહે છે કે,

---

૧ જોઇ. અવલોકન કર્યું ૨: રાજાને બેસવાનો.

भ्रातः पाणिनि संवृणु प्रलपितं का तंत्रकंथाकथा ।
मा कार्षीः कटु शाकटायन वचः क्षुद्रेण चांद्रेण किम् ॥
कः कंठाभरणादिभिर्वठरयत्यात्मानमन्यैरपि ।
श्रूयते यदि तावदर्थमधुराः श्रीसिद्धहेमोक्तयः ॥१॥

" હે ભાઈ પાણિની! હવે તું તારો લવારો બંધ રાખ, હે વરરૂચિ ! તારૂં વ્યાકરણ કંથા જેવું છે, એટલે તને તો શું કહું ? હે શાકટાયન ! તું તારાં કટુ વચન કાઢીશજ નહીં અને હે ચંદ્ર! તારૂં વ્યાકરણ નિઃસાર છે, માટે તારીતો વાતજ નથી કરતો. જ્યાંસુધી શ્રીહેમચંદ્રની અર્થમાં ગંભીર અને મધુરવાણી આ જગતમાં વિધમાન છે, ત્યાંસુધી કંઠાભરણાદિ બીજાં વ્યાકરણો ભણી કયો પુરુષ પોતાની બુદ્ધિને જડ કરે વારૂ ? "

એપ્રમાણે સિદ્ધરાજ નૃપતિને ધર્મસન્મુખ કરી સર્વત્ર વિહાર કરવાને ઉત્સુકતા રાખનાર શ્રીહેમચંદ્રસૂરિ દેવતાના આદેશથી બહુધા પાટણમાંજ રહ્યા.

---

# ભાગ. ૫ મો.



## શ્રીહેમાચાર્ય–કુમારપાલને સત્વધારણ અને પરસ્ત્રીસંગનિષેધસંબંધી ઉપદેશ.

હવે તે ભીમદેવનો પુત્ર ક્ષેમરાજ દધિસ્થલી( દેથલી )માં રહેતો હતો. ત્યાં તેને દેવપ્રસાદ નામનો પુત્ર થયો. દેવપ્રસાદને ત્રિભુવનપાળ નામનો પુત્ર થયો. એક દિવસ ત્રિભુવનપાળની સ્ત્રી કાશ્મીર દેવીને ઉત્તમ ગર્ભનાં પ્રભાવથી “ સમુદ્રમર્યાદિત પૃથિવીનું પાલન કરૂં, પ્રાણીઓને અભયદાન દેઉં અને વ્યસનોનો નિષેધ કરૂં ” એવા શુભ દોહદ ( ડોહળા ) થયા. ત્રિભુવનપાળે તે પૂર્ણ કર્યા. પૂરે દહાડે પુત્ર પ્રસવ થયો. તે આગળ જતાં કુંમારના જેવો તેજસ્વી અને પૃથિવીનું પાલન કરનાર થશે એમ વિચારી દોહદાનુસારે માતપિતાએ તેનું કુમારપાળ નામ પાડયું. કુમારપાળપછી કાશ્મીરદેવીએ મહીપાળ અને કીર્તિપાળ નામના બીજા બે કુંવરો અને પ્રેમળદેવી તથા દેવળદેવી નામની બે કન્યાઓને જન્મ આપ્યો. તેમાંની પ્રેમળદેવીને જયસિંહદેવના સેનાપતિ કૃષ્ણદેવવેરે અને દેવળદેવીને શાકંભરીના રાજાવેરે પરણાવી. તેમજ કુમારપાળનો ભોપળદેવી રાજકન્યા સાથે વિવાહ કર્યો. એ પ્રમાણે કુમારપાળાદિ ત્રણ પુત્રરત્નોવડે ત્રિભુવનપાળ અપૂર્વ વૈભવથી ત્રિભુવનમાં શોભવા લાગ્યો.

એક વખત કુમારપાળ જયસિંહદેવની હજુરમાં પાટણ આવ્યો. ત્યાં રાજસભામાં રાજાનીપાસે બેઠેલા હેમાચાર્યને જોઈ તેના મનમાં આવ્યું કે, આ કળાસાગર જૈન મુનીશ્વર રાજાને પણ માન્ય છે; માટે નિશ્ચયે તેમના દર્શનથી મારા પુણ્યની રાશિ સમ્યક્પ્રકારે ઉલ્લાસને પામશે, એમ વિચારી તે સૂરિની પાછળ તેમની [2]પોષધશાળામાં

૧ કાર્તિકસ્વામી ૨ ઉપાશ્રય ( અપાસરો )

ગયો. એક દિવસ સૂરિપાસે ગુણસંબંધી ચર્ચા ચાલતાં કુમારપાળે પ્રશ્ન કર્યો કે, "આ દુનિયામાં પુરૂષોના સર્વ ગુણોમાં કયો ગુણ શ્રેષ્ઠતમ છે ?"

સૂરિએ કહ્યું કે, "હું [1]પરદારસહોદર્ય-યુક્ત એકલા સત્વ ગુણનેજ સર્વ ગુણોમાં મુખ્ય માનું છું. કારણ સત્વ એ સર્વ ગુણગણમાં મસ્તકમણિ જયશ્રીને આપનાર અને સર્વ પદાર્થની સિદ્ધિ કરવામાં લોકોત્તર કામધેનુસમાન છે. બત્રીસ લક્ષણોથી અધિક સલ્લક્ષણ તરીકે સત્વ પ્રસિદ્ધ છે. સત્વવાન પુરૂષોમાંજ સર્વ પુરૂષાર્થોની સ્થિતિ પ્રતિષ્ઠા પામી રહેલી છે. કહ્યું છે કે,

**प्रयातु लक्ष्मीश्चपलस्वभावा गुणा विवेकप्रमुखाः प्रयान्तु ॥**
**प्राणाश्च गच्छन्तु कृतप्रयाणा मा यातु सत्वन्तु नृणां कदाचित् ॥१॥**

"ચપળ સ્વભાવવાળી લક્ષ્મી જાઓ, વિવેકપ્રમુખ ગુણજાઓ અથવા પ્રયાણ કરેલા પ્રાણ જાઓ; પરંતુ પુરૂષોનું સત્વ કદાપિ ન જાઓ." સકળ કાર્ય કરવામાં સમર્થ એવો એકજ પુત્ર થાઓ. વધારે સંતિતનું શું પ્રયોજન ? એકલો ચંદ્રજ [2]દિગ્વધૂના મુખમંડળને પ્રકાશિત કરે છે. બાકીનો તારાગણ તો ઉગ્યા છતાં પણ તેમ કરવાને સમર્થ થતો નથી. સાત્વિક શરીર આપણા હાથમાં છે અને રિદ્ધિ દૈવને આધીન છે, માટે સત્વ ન છોડવું. કહેવત છે કે, "જ્યાં સાહસ ત્યાં સિદ્ધિ." જુઓ ! લંકા જીતવાની હતી, સમુદ્ર પગે ઉતરવાનો હતો, રાવણ પ્રતિપક્ષી હતો અને વાનરો સહાય કરનારા હતા; તેવી સ્થિતિમાં પણ રામચંદ્રે એક સત્વથી રણભૂમિપર રાક્ષસસૈન્યનું દળન કરી નાખ્યું. સૂર્યપણ એક ચક્રનો રથ, ભુજંગ પીડિત સાત અશ્વ, [3]નિરાલંબ માર્ગ અને અરૂણ (પગવગરનો) સારથિ એવા અનુષંગિકોથી પ્રતિદિન અપાર આકાશના અંતસુધી જાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, મહાપુરૂષોની

૧ પરસ્ત્રી બેન સમાન ગણવાનુ વ્રત ૨ દિશા રૂપી સ્ત્રી ૩ આધાર વિનાનો.

કાર્યસિદ્ધિ તેમના [1]ઉપકરણમાં નહીં, પણ તેમના સત્વમાંજ રહેલી છે. હાથીનું શરીર સ્થૂળ છતાં તે અંકુશને વશ થાય છે. શું તે અંકુશ હાથી જેવડો હોય છે? દીવો પ્રગટ થવાથી અંધકાર નાશી જાય છે. શું તે અંધકાર દીવા જેવડો હોય છે? વજ્રથી હણાયલા પર્વતો પડી જાય છે. શું તે પર્વતો વજ્રના જેવડા હોય છે? ખરૂં જોતાં તો જેનામાં તેજ ( પ્રતાપ ) હોય છે તેજ પરાક્રમી નિકળે છે; માટે સ્થૂલતાઉપર ન ભૂલાતાં ઉદ્યોગપરાયણ પુરૂષોએ હમેશ સત્વને ધારણ કરવું. સત્વથી અસાધ્ય કાર્યની પણ સિદ્ધિ થાય છે. પવન-પુત્ર હનુમાને સાત્વિક અર્જુનના સત્વથીજ પ્રશન્ન થઈ તેને લંકામાં-લેઈ જઇને [2]સ્વર્ણકુમાર આપ્યો હતો. મહાભારતમાં તે વિષે આ પ્રમાણે કથાનક છેઃ—

કુરુક્ષેત્રમાં સ્વસ્તિથી રમ્ય હસ્તિનાપુર નામનું નગર છે. ત્યાં પુણ્યશ્લોકી સત્યવાદી યુધિષ્ઠિર રાજા પૂર્વે રાજ્ય કરતો હતો, પ્રતિદિન વૃદ્ધિ પામતા તે નરેંદ્રે એક વખત રાજસૂય નામના યજ્ઞનો પ્રારંભ કર્યો. તે યજ્ઞમાં દક્ષિણા આપવાસારૂ અર્જુનને સ્વર્ણકુમાર લેવાને લંકા મોકલ્યો. તે વગરવિલંબે રથમાં બેસી પ્રયાણ કરી [3]નિર્બંધ સેતુબંધ આગળ પહોંચ્યો; ત્યાં એકાએક તેનો રથ સ્થિર થઈ ગયો. તે જોઇ અર્જુને વિચાર્યું કે, નિરંતર અસ્ખલિતપણે વાયુવેગથી પણ અધિક ચાલનાર મારા રથને કોણે રોકયો છે? પછી તે રથમાંથી નીચે ઉતરી આગળપાછળ જોવા લાગ્યો; પણ પાષાણાદિશિવાય બીજી અડચણ દીઠી નહીં. ત્યારે રથની ચોતરફ ભ્રમિત ચક્ષુથી ભ્રમણ કરી જરાવાર ઉભો રહ્યો. એટલામાં કમળતંતુથી પણ અધિક સૂક્ષ્મ અને કોમળ એક તંતુ તેના જોવામાં આવ્યો. તેથી વિસ્મય પામી વિચારમાં પડયો કે, આ તંતુથી મારો રથ શી રીતે રોકાયો ? પછી અતિ ક્રોધ આવવાથી તે તંતુને ખૂબ માર્યો, પણ તેથી તે છેદાયો નહીં.

૧ સાહિત્યો. ૨ સોનાનો પુરૂષ. ૩. બંધ વિનાનો.

ત્યારે ખૂબ માથાફૂટ કરી તેને હાથથી તોડવા માંડયો. તેમાં પણ ફાવ્યું નહીં, ત્યારે તીક્ષ્ણ શસ્ત્રથી જોરભેર પ્રહાર કર્યો. તેથી ઉલટું શસ્ત્ર ભાગી ગયું, પણ તંતુને તો જરાએ ઈજા ન આવી. ત્યારે છેવટે થાકીને-તેનું મૂળ શોધી કાઢવાનો નિશ્ચય કર્યો એટલામાં એક પૂછડી હલાવતો ઉંદર તેની દ્રષ્ટિએ પડયો. તે ઉંદર રથે વીંટાઈ ગયો અને તેની પૂછડીમાંથી એક તંતુ નિકળ્યો. તેને અર્જુને પૂછ્યું કે, "તું આવો મહાબળવાન્ ઉંદર કોણ છે? સ્વમાર્ગે જતા મારા રથને તેં કેમ રોકયો છે? તારૂં સ્વરૂપ પ્રગટ કર. ખરૂં કારણ હોય તે સત્વર કહે. ઉંદરમાત્રથી કદી કોઇનો રથ રોકાયો સાંભળ્યો નથી; તેથી આ કોઈ દેવાદિનો પ્રભાવ હોવો જોઇએ. કારણ,

> येमज्जन्ति निमज्जयन्ति च परान्ते प्रस्तरा दुस्तरा ।
> वार्धौ वारि तरन्ति वानरभटान्संतारयन्ते पि च ॥
> नैते ग्रावगुणा न वारिधिगुणा नो वानराणां गुणाः ।
> श्रीमद्दाशरथेः प्रतापमहिमा सो यं समुज्जृंभते ॥ १ ॥

"પોતે ડૂબે અને બીજાને ડૂબાડે, એવા જે દુસ્તર પાષાણો-એ સમુદ્રના જળપર તરી વાનરભટોને તાર્યા તેમાં પાષાણનો, અથવા સમુદ્રનો, અથવા વાનરોનો ગુણ ન હતો; પરંતુ એ સર્વ શ્રીમદ્દાશરથિ રામચંદ્રના મહિમાનો પ્રતાપ હતો." અર્જુનનું આવું વચન સાંભળી ઉંદરે તેજ ક્ષણે તે કૃત્રિમ રૂપનો ત્યાગ કરી હનુમાનનું પ્રકટ રૂપ ધારણ કરી કહ્યું કે, "ભો પાંડવ શ્રેષ્ઠ! ખરી વાત સાંભળો. હું શ્રીમદ્ રામચદ્રનો સેવક હનુમાન છું. જ્યારે દૂરાત્મા રાવણ સીતાને હરણ કરી લેઈ ગયો ત્યારે રામચં-દ્રજીએ વાનરોપાસે પથ્થરથી આ સેતુબંધ બંધાવ્યો અને તેના-વડે સૈન્યસહિત સમુદ્રનું ઉલ્લંઘન કરી, લંકામાં જઇ પૌલસ્ત્યને[1] યમદ્વાર પહોંચાડયો. પછી ઉદાર બુદ્ધિથી વિભીષણને લંકાનો

---

૧ રાવણ.

અધિપતિ નિમી સીતાસહિત સ્વરાજધાનીતરફ પાછા ફરતાં રામે આ માર્ગથી બીજો પુરૂષ ન જાય એવા હેતુથી મને અહીંનો રક્ષક નિમ્યો છે. આ આપનો રથ મેંજ રોક્યો છે. માટે હે અર્જુન! લંકા જવાને વૃથા પ્રયાસ મા કરો." મારૂતિની એ ઉક્તિ સાંભળી સત્વથી અધિક શોભતો પાંડવ બોલ્યો, "હે મહાભાગ કપિકુલોત્તમ! આપનું કહેવું સત્ય છે; પરંતુ મારે તો યજ્ઞમાં ઋષિયોને દક્ષિણા આપવાસારૂ સ્વર્ણ લાવવા લંકા જવુંજ જોઇએ. આપને પણ આ સુકૃતનો ભાગ મળશે. કારણ કૃત, કારિત અને અનુમતિ એ ત્રણ પ્રકારથી પુણ્યાંશ મળે છે. પોતાની મેળે કરનાર, બીજાની પાસે કરાવનાર, પ્રસન્ન મનથી અનુમતિ આપનાર અને સહાય કરનાર, એ સર્વેને શુભાશુભમાં સરખું ફળ મળેછે, એમ તત્વવેત્તાઓનું કહેવું છે. મહાસત્વોએ આરંભેલું કાર્ય કોની મગદુર કે ભાગી પાડે? એ પુરૂષો તો જે તે પ્રકારે પોતાના કાર્યની સિદ્ધિ કર્યા વગર રહેજ નહીં." આ વચનથી ક્રુદ્ધ થયેલો પવનાત્મજ બોલ્યો, "હે પાંડવતાજ! આપનો ગર્વ ભારી છે. પણ ફક્ત શ્રીરામચંદ્રજીજ આ માર્ગે ગયા છે. બીજો કોઇ પુરૂષ ગયો નથી; માટે જો શક્તિ હોય તો અન્ય માર્ગે જાઓ." અર્જુન બોલ્યો, "હું તો જઈશ, પણ આપ તો આજ માર્ગના રક્ષક છોને? કારણ ક્ષેત્રપાળ પોતાના ક્ષેત્રનું રક્ષણ કરેછે. કંઇ સર્વ જગતનું નથી કરતો." પછી અર્જુને ધનુષ્યને કુંડળાકાર કરી વજ્ર જેવી મજબૂત પાજથી ઉતરી શકાય એવો નવો સેતુબંધ બાંધ્યો. તે જોઇ માનવંતાઓને માન્ય પવનસૂતે વિસ્મય પામી "હું તેની દૃઢતા જોઉં," એમ પાંડવપ્રતિ પૂછ્યું. ત્યારે સાક્ષાત્ ઇંદ્રભૂએ કહ્યું કે, "ભલે જુવો." પછી વક્રમુખના તે કપિએ સાત તાડ જેવડું લાંબુ રૂપ કરી વારંવાર ઉંચા ઉંચા ઉછળી સેતુઉપર ભુસકા માર્યા; પણ શિલાની પેઠે કોઈપણ જગોએ તે જરાએ નમ્યો નહીં. આવું તેનું બાણકૌશલ્ય જોઇ ચકિત થયેલો વાનરપતિ બોલ્યો, "હે મહાસત્વ, આપને ધન્ય છે. હવે સુવર્ણથી પ્રયોજન છે કે લંકા જવાથી ?"

અર્જુને ઉત્તર આપ્યો કે, "સુવર્ણથી." પછી તેના સત્વથી સુપ્રસન્ન થયેલા કેસરીસૂતે ક્ષણવારમાં કોટિ સ્વર્ણકુમાર લાવી અર્પણ કર્યા; તે લેઈ પાંડુપુત્રે સ્વનગરમાં આવી યજ્ઞનું સર્વ કાર્ય સમાપ્ત કર્યું.

એ પ્રમાણે નિઃસીમ સત્વથી સ્ફુરાયમાન લીલાયુક્ત ગુણોવડે અભિલાષિત અર્થની સિદ્ધિ થતી જોઇ વિવેકી પુરૂષોએ પુરૂષાર્થની પ્રસિદ્ધિ કરવા અર્જુનનીપેઠે ચઢતા ઉદયવાળી સત્વ પ્રધાન શુદ્ધ ગુણરૂપી લક્ષ્મી ઉપાર્જન કરવી. સત્ત્વ પણ જ્યારે પરદાર-સહોદરવ્રતથી સંજીવિત હોય છે ત્યારેજ પુરૂષને લોકોત્તર પ્રતિષ્ઠાનો હેતુ થાય છે. વિવેકવિનાનું એકલું સત્વ તો સિંહ, વાઘ વિગેરેના સત્વનીમાફક આકારમાત્રનું વહન કરનારૂં છે. એટલે કે, વિચારવગરનું એકલું સત્વ ( સાહસ ) જાનવરી જોરને મળતું છે; માટે પોતાની પ્રતિષ્ઠા, ધર્મ અને વિજયાદિની વૃદ્ધિ કરવા ઈચ્છનારે પરસ્ત્રીથી વિરક્ત રહેવું જોઇએ. કારણ,

**तावल्लोकविलोचनामृतरसस्तावन्मनो वल्लभं ।**
**तावद्धर्ममहत्त्वसत्यविलसत्कीर्तिप्रतिष्ठापदं ।**
**तावद्भूमिपतिप्रसादभवनं तावच्च सौभाग्यभूः**
**यावन्नो परदारसंगरासिको लोकेऽभवन्मानवः ॥ १ ॥**

" જ્યાંસુધી પુરૂષ પરદારાસંગનો રસિક થયો નથી ત્યાં સુધીજ તેનાઉપર લોકોની અમી દૃષ્ટિ રહી તેનું ચિત્ત પ્રસન્ન રહે છે; અને ત્યાંસુધીજ તે ધર્મ, મહત્વ, સત્ય, વિલસતી કીર્તિ અને પ્રતિષ્ટાનું પાત્ર, રાજાના પ્રસાદનું ભવન અને સોભાગ્યની ભૂમિ બની રહેછે. " માટે જો જીવિત્વને વલ્લભ ગણતા હો તો પરાંગનાનો સંગ મૂકી દો. એક મૃગલોચના સીતાના નિમિત્તજ રાવણના દશ મસ્તકો ભૂમિપર રોળાયાં. હરિહરિ ! ત્રિકુટ શિખરપર આવેલી લંકા જેની રાજધાની હતી, ઉછળતો સાગર જેના નગરની પરિખા ( ખાઇ ) રૂપ હતો, કુંભકર્ણ જેનો બંધુ હતો, જગદ્વિજેતા ઇંદ્રજિત જેનો પુત્ર હતો અને જેણે હજારો

અદ્‌ભુત વિદ્યાઓ સંપાદન કરી હતી, તે લંકેશ્વર પણ પરસ્ત્રીની આકાંક્ષા કરવાથી પ્રતાપ અને વૈભવ રહિત થઈ એ દશાને પ્રાપ્ત થયો! સ્વસ્ત્રી સ્વાધીન છતાં નીચ પુરૂષ હોય તેજ પરદારલંપટ થાય. સરોવર જળથી ભરેલું છતાં કાગડો હોય તેજ કુંભોદકનું પાન કરે. જેવી રીતે પરકાવ્યોને પોતાનાં કહી બહુમાન લેવા જનારો કા ( અધમ ) પુરૂષ સમસ્ત કવિયોમાં હીનત્વ પામી અલં ( પૂરતો ) નિંદનીય થાય છે, તેવીજરીતે પરદારાને પોતાની કહી બહુમાન લેનારો લંકાપુરૂષ ( રાક્ષસ ) મસ્તક વિહીન થઈ નિંદનીય થાય છે. સાધારણ લોકોના મ્હોડેપણ સાંભળીએ છીએ કે,

जे परदारपरंमुह ते वुच्चइ नरसीह
जे परिरंभइ पररमणि ताह फुसिज्जइ लीह ॥ १ ॥
अप्पउं धूलिहिं मेलिउं सयणह दीधउं छार
पगि पगि माथा ढंकणउं जिणि जाइ हरदार ॥ २ ॥

"જે પરસ્ત્રીથી પરાઙ્મુખ હોયછે તે નરસિંહ કહેવાયછે; અને જે પરરમણીસાથે રમણ કરેછે તેમની યશરેખા ભૂસાઇ જાયછે, તે પોતાના આત્માને ધૂળથી મલિન કરેછે, સ્વજનને છાર દેછે અને ડગલે ડગલે નીચું ઘાલવાનું વોરી લેછે." કુલીન પુરૂષો પ્રાણાંતે પણ પરસ્ત્રી સંભોગ અને પરદ્રવ્યહરણ કરતા નથી. જુઓ! શ્રીવિષ્ણુ પાસે કોઇ પણ એવીજ પ્રાયના કરી હતી કે, હે નરશ્રેષ્ટ, કદીપણ મારાથી પરસ્ત્રી અને પરદ્રવ્ય પર ખોટી પ્રીતિ ન થાય, તેમ મારી જીભે પરનિંદા પણ મા થાઓ. જે ઉત્તમ પુરૂષો પરસ્ત્રીને માતા સમાન ગણેછે તે કદીપણ યમયાતનાના ભોગ થઇ પડતા નથી અને જે મનથી પણ પરકલત્રને સેવતા નથી તેજ ઉભય લોકમાં પૃથ્વીના ખરા ધારણ કરનારાછે; માટે ધર્માર્થી પુરૂષોએ એકવીસમી નરકે લેઇ જનાર પરદારાનો સર્વથા ત્યાગ કરવો યોગ્ય છે. પદ્મપુરાણમાં સીતાહરણ સમયે અરણ્યમાં જડેલાં સીતાનાં

કુંડળોવિગેરેનાં ઉપલક્ષણો પૂછતાં રામચંદ્રજી આગળ લક્ષ્મણે કહ્યું છે કે, કુંડળને જાણતો નથી, તેમ કંકણને ઓળખતો નથી; પરંતુ નિરંતર ચરણ કમળનું વંદન કરવાથી ફક્ત નૂપુર ( કલ્લાં ) ને હું ઓળખુંછું. વળી પુરાણોમાંજ કહ્યું છે કે, દેવતાનાં બેરૂપ હોયછે. એક સ્થાવર અને બીજું જંગમ. તેમાં સ્થાવર જળરૂપ અને જંગમ દેવતામય. એક વખત ગંગા જંગમરૂપ ધારણ કરી સ્વર્ગમાં ગઇ. તે વખતે સભામાં બેઠેલા ઇન્દ્રે કાર્યની વ્યગ્રતામાં તેનો આદરસત્કાર ન કર્યો. તેથી ગંગા રીસાઇને પાછી ફરી. તે જોઈ દેવતાઓએ ઇંદ્રને બોલાવી કહ્યું. એટલે ઇંદ્રે પાછળ જઇ પગે પડી પાછી તેડી આણી અને સન્માનપૂર્વક સિંહાસનઉપર બેસાડી પૂછ્યું, " હે માત , તું પાછી કેમ ગઇ. "

ગંગા—" જેના વદનપર આનંદનો અંકુર દેખાતો હોય, જે બેસવાને સારૂ આસન આપતો હોય અને જે મધુર ભાષણે આગમનનું પ્રયોજન વિગેરે પૂછતો હોય તેને ઘેરજ જવું, બીજાને ઘેર જવામાં શો સાર ? માનવગરનું અમૃત શા કામનું ? તેના કરતાં ટુંપો આવી મૃત્યુ થાય તેવું માનભેર વિષે પીવું સારૂં.

સુરેંદ્ર—" જગત્ત્રયના લોકે કરેલી હત્યાની સહસ્ર કોટિને ધારણ કરનારી અંબા શી રીતે શુદ્ધ આવતી હશે ? એવી ચિંતામાં વ્યગ્ર હોવાથી મારાથી તારો સત્કાર ન થયો. કારણ જે પાપિષ્ઠો બ્રાહ્મણ, સ્ત્રી, બાળક, ગાય, માતા, પિતા, બંધુ અને પુત્રના વધ કરેછે અને પરદારમાં આસક્ત હોય છે તે સર્વે તારા જળમાં સ્નાન-પાન કરવાથી પાપરહિત થાય છે, એવી લોકોક્તિ સંભળાય છે. "

ગંગા—" હું હમેશ વિષ્ણુના ચરણ કમળમાં રહી તેમની રજનું પ્રક્ષાલન કરૂંછું, તેથી તેના સ્પર્શવાળું પાણી પવિત્ર થાયછે."

સુરેંદ્ર—"હે માત, તને તો ભ્રમ થયોછે, જેણે ૧૮ અક્ષૌહિ-ણી સેનાનો સંહાર કર્યો, જેણે બત્રીશલક્ષણા પુરૂપમાં રક્ત બલિને છળ કર્યું અને જેણે ભીમના પુત્ર ઘટોત્કચને હણી તેના મસ્તકને

સ્તંભ ઉપર સ્થાપન કરી યુદ્ધાંતે પ્રશ્ન પૂછી કહેવાડાવ્યું કે, 'મેં રિપુના શિરનો છેદ કરતાં હરિને જોયો' એવા હત્યાહત વિષ્ણુના પાદધાવનથી તારામાં કેવી રીતે શુદ્ધિ આવે ?"

ગંગા—"ત્યારે મહાદેવના મસ્તકમાં મારો વાસ હોવાથી મારામાં નિર્મળતા આવેછે."

સુરેંદ્ર—"એ પણ હું ન માનું. કારણ બ્રહ્માના પાંચમા મુખને ગર્દભના સ્વરથી ખરેખરૂં બોલતાં કાપી નાખ્યું, તેના પાપની શુદ્ધિ કરવા મહેશ્વરે ઉલટી તને મસ્તકે ધારણ કરીછે. તેવીજ રીતે બ્રહ્માના કમંડલુમાં તારો નિવાસ હોવાથી પણ તારામાં નિર્મળતા આવી ન શકે. કારણ, તે પોતાની પુત્રી સરસ્વતીની ઈચ્છા રાખેછે; તેથી તેનો તો સંસર્ગ પણ કરવો યોગ્ય નથી. કહ્યું છે કે, महत्सेवा द्वारमाहुर्विमुक्ते स्तमोद्वारं योषितांसंगिसगं (મહા પુરૂષોની સેવા એ મુક્તિનું દ્વાર છે અને સ્ત્રીસંગીનો સંગ એ નરકનું દ્વાર છે)."

ગંગા—"ત્યારે પરદાર, પરદ્રવ્ય અને પરદ્રોહનો ત્યાગ કરવાના શ્રેષ્ઠગુણથી અલંકૃત પુરૂષના ચરણ પખાલવાથી હું પવિત્ર થાઉંછું. જેમ અગ્નિમાં ધાતુનું શોધન કરતાં અગ્નિને શ્યામતા આવતી નથી તેમ મને પાવન કરતાં તે ગુણનિધિયોને મારા પાતિકનો લેશમાત્ર પણ લાગતો નથી."

ઈત્યાદિ શ્રીહેમસૂરિ પાસેથી ધર્મોપદેશ શ્રવણ કરી શુભ કર્મનો ઉદય થવાથી કુમારપાળે પરનારી સહોદર વ્રત અંગીકાર કર્યું. તે સમયે શ્રી હેમાચાર્ય બોલ્યા,

प्रसरति यथा कीर्तिर्दिक्षु क्षपाकरसोदरा ।
भ्युदयजननी याति स्फार्तिं यथा गुणपद्धतिः ॥
कलयति परां वृद्धिं धर्मः कुकर्महतिक्षमः ।
कुशलजनने न्याय्ये कार्ये तथा पथि वर्तनं ॥ १ ॥

"જેથી ચંદ્રની સહોદર કીર્તિ દિશાઓમાં પ્રસાર પામે, કલ્યાણની માતા ગુણશ્રેણી વિસ્તાર પામે અને કુકર્મની હાનિ કરનાર ધર્મ ઉત્કૃષ્ટ વૃદ્ધિ પામે તેમ સુખકારક ન્યાય માર્ગમાં પ્રવર્તવું." એ પ્રમાણે ઉપદેશામૃતનું પાન કરી કુમારપાળ સ્વસ્થાનકે ગયો અને કેટલાએક દિવસ જયસિંહદેવની સેવામાં રહીને દધિસ્થલી તરફ વિદાય થયો.

---

# ભાગ ૬ ઠ્ઠો.



## સિદ્ધરાજ જયસિંહ—પુત્રમાટે પ્રયત્નમાં

## કુમારપાળનું દેશાટણ.

હવે રાજ્ય કરતાં સિદ્ધરાજને કેટલાંક વર્ષ તો દિવસની માફક વહી ગયાં; પણ ગૃહસ્થધર્મરૂપ વૃક્ષનું ફળ સંતાન પ્રાપ્ત થયું નહીં, તેથી તે શલ્ય અંતઃકરણમાં ધારણ કરી વિચારવા લાગ્યો કે, મારે માથે પળિયાં આવ્યાં તો પણ જેમ દુર્ભાગીને દ્રવ્ય પ્રાપ્ત થતું નથી તેમ મને પુત્રનું દર્શન થતું નથી. લોકો કહે છે કે, સૂર્યવિના આકાશ, ન્યાયવિના વિક્રમ, સિંહવિના વન, ચંદ્રવિના રાત્રી, બળવિના પરાક્રમ અને તેજવિના લક્ષ્મી એ જેમ શોભતાં નથી, તેમ પુત્રવિના કુળને શોભા આવતી નથી. પુત્રના અંગના સ્પર્શથી જે સુખ મળે છે, તેના સોળમા ભાગ જેટલું સુખ કમળના હાર, ચંદ્રના પ્રકાશ અને અમૃતના છાંટાથી મળતું નથી. સ્તંભવિના ઘર, આત્માવિના દેહ અને મૂળવિના તરૂ એ જેમ રહી શકતાં નથી, તેમ પુત્રવિનાનું કુળ સ્થિરતા પામતું નથી. એ પ્રમાણે વિચાર કરી સિદ્ધરાજે હરિવંશ પુરાણ વિધિપૂર્વક સાંભળ્યું તથા અનેક દેવદેવીઓની બાધાઓ વિગેરે મિથ્યોપચાર કર્યો. પણ પુત્રપ્રાપ્તિ થવી ભવિતવ્યતાને આધીન છે. પછી હેમાચાર્યની સાથે તીર્થયાત્રા કરવા નિકળ્યો. માર્ગમાં સૂરિને પગે ચાલતા જોઈ સિદ્ધરાજે સુખાસનમાં બેસવાની વિનંતી કરી. ત્યારે ગુરૂએ કહ્યું કે, વાહનાદિપર બેસવાથી પરજીવને પીડા થાય છે, માટે યતિઓને તેમ કરવું યોગ્ય નથી. દિવસે ઉઘાડા પગે ચાલનારાજ ખરા યતિ છે, બીજા વાહનમાં બેસનારા તો નામના યતિ છે. તે સાંભળી રાજા દૂણાઇને બોલ્યો કે, "તમે તો ખરેખરા

મૂર્ખ છો. દેહરાક્ષિતો ધર્મઃ ( દેહની રક્ષા કરવામાં ધર્મ સમાયલો છે ), એટલું પણ નથી જાણતા." એમ ગુસ્સામાં બોલી તે આગળ ચાલ્યો. હેમાચાર્ય પણ પોતાનો અનાદર થયો જાણી ત્રણ દિવસ સુધી રાજાને મળ્યા નહીં. તેથી રાજા સમજ્યો કે, સૂરિ રીસાયા છે અને બ્રાહ્મણોના સ્વેચ્છિક વિચારોથી લડાઈનું ઘર ઉત્પન્ન થશે. એમ વિચારી સૂરિનું સમાધાન કરવા તે તેમના તંબુઉપર ગયો. તે વખતે સૂરિ પોતાના શિષ્યવર્ગસાથે કાંજીનો અહાર કરતા હતા, તેથી થોડોવાર બહાર ઉભો રહ્યો. સૂરિ ભોજન કરી રહ્યા એટલે અંદર જઈ પગે પડયો અને કહ્યું કે, "મહારાજ હું તો જડ છું, મારો અપરાધ ક્ષમા કરો." પછી તેમનીસાથે શ્રીશત્રુંજયની યાત્રા કરી દેવદાયમાં[1] બાર ગામ આપ્યાં. ત્યાંથી ગિરિનાર જઈ શ્રીનેમિનાથનાં દર્શન કર્યાં અને ત્યાં ધર્મી પુરૂષોનેમાટે એ નિયમ ઠરાવી આપ્યાઃ રાજાએ પણ આસન ઉપર બેસવું નહીં, પલંગ ઉપર સુવું નહીં, અતિ અહાર કરવો નહીં, સ્ત્રીની સુત્રાવડ કરવી નહીં અને વલોણું વલોવવું નહીં. એ પ્રમાણે વ્યવસ્થા કરી તે દેવ પાટણ ગયો. ત્યાં સોમેશ્વરનાં દર્શન કરી કોડીનાર ગયો. ત્યાં શ્રીઅંબાદેવીને ભક્તિપૂર્વક પૂજી શ્રીહેમાચાર્યને વિનંતી કરી કે, "આપ વિશેષ તપ કરી જ્ઞાનદૃષ્ટિથી વિલોકન કરો અને અંબાદેવીને પૂછો કે, મારાપછી ગાદીપતિ કોણ થશે." સૂરિએ ત્રણ ઉપવાસ કરી અંબાદેવીને આરાધી નિર્ણય કરી લીધો અને રાજાને જણાવ્યું કે, "અનેક ઉપાય કર્યા છતાં તમને પુત્ર થનાર નથી. તમારી પાછળ ગાદીએ બેસનારની હકીકત આ પ્રમાણે છેઃ તમારા પિતા કર્ણના મોટાભાઈ ક્ષેમરાજનો દેવપ્રસાદ નામનો પુત્ર છે, તે પવિત્ર બુદ્ધિવાળો દધિસ્થલીમાં રહે છે. તેના પુત્ર ત્રિભુવનપાળને કુમારપાળ, મહીપાળ અને કીર્તિપાળ એ નામના ત્રણ પુત્રો છે. તેમાંનો કુમારપાળ તમારી પછી જગત્પ્રસિદ્ધ રાજા થશે અને તે સંપ્રતિ રાજાની પેઠે પૃથ્વીઉપર શ્રીજૈન ધર્મનો પ્રસાર કરશે."

---

૧. દેવના ખર્ચમાં.

સિદ્ધરાજને સૂરિનાં એ વચન વજ્રના ઘા જેવાં લાગ્યાં; તેથી તે એકદમ પાટણ આવ્યો અને દેવીના વચનની ખાત્રી કરવાને જોશીઓને પૂછ્યું. તેમણે પણ તાત્કાલિક લગ્નના બળથી ઉપર પ્રમાણેજ કહ્યું. પછી એક પુરોહિત આવ્યો, તેના કહેવાથી રાજા પગે ચાલી ખભે ગંગાજળની કાવડ લઈને કેદારપુત્રનીપેઠે સોમનાથ પાટણ ગયો. ત્યાં શ્રદ્ધાપૂર્વક ત્રણ ઉપવાસ કરી પુત્રપ્રાપ્તિમાટે સોમનાથનું આરાધન કર્યું. એટલે દેવે દર્શન દેઇ કહ્યું કે, "તને સંતતિનું સુખ નથી. તારી પાટે અતિશય પરાક્રમી કુમારપાળ બેસશે." તે સાંભળી રાજા દીનતાથી બોલ્યો, "હે શંભો! તું ઇચ્છિત ફળદાતા કહેવાય છે પણ જો તું મને એકપણ પુત્ર આપે નહીં તો તારી એ પ્રસિદ્ધિ શા કામની?" પછી શંભુ અંતર્ભૂત થતાં બોલ્યા કે, "તું પુત્રને યોગ્ય નથી." રાજાએ શિવને ગંગોદક તથા બહુવિધ ભોગથી સંતુષ્ટ કર્યા છતાં પુત્રપ્રાપ્તિ થઇ નહીં તેમાં દેવનો કંઇ દોષ ન ગણાય. એવી કાર્યસિદ્ધિ ભાગ્યને આધીન છે.

नमस्यामो देवान् ननु हतविधेस्ते पि वशगा ।
विधिर्वंद्यः सो पि प्रतिनियतकर्मैकफलदः ॥
फलं कर्मायत्तं यदि किममरैः किं च विधिना ।
नमःसत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥१॥

"આપણે ફળનેમાટે દેવને નમસ્કાર કરીશું! ના. દૈવ આગળ તેનું કંઇ ચાલતું નથી. ત્યારે શું વિધિને ભજીશું? ના. તે પણ ફક્ત કરેલા કર્મનું ફળ આપનાર છે. જ્યારે ફળપ્રાપ્તિ કર્માધીન રહેલી છે ત્યારે દેવતા અને દૈવને માનવાની શી જરૂર છે? જેનાથી વિધિ પણ વધી શકતો નથી, તે સત્કર્મને નમસ્કાર થાઓ."

પછી વિચારમાં ને વિચારમાં અતિખેદ પામતો સિદ્ધરાજ પાટણ આવ્યો અને ભવિષ્યના રાજા કુમારપાળને મારવાથી પોતાને સોમેશ્વરની કૃપાથી પુત્રપ્રાપ્તિ થશે, એવી મિથ્યા કલ્પના કરી કુમાર-

પાળઉપર દ્વેષ ધારણ કરવા લાગ્યો. દુનિયામાં વગરકારણે ક્રોધ કરનાર અસંખ્યછે, કારણપ્રતિ ક્રોધ કરનારા સંખ્યાતા છે અને કારણ હોવા છતાં ક્રોધ નહીં કરનારા એવા તો પાંચજ નિકળે છે. જગતમાં તૃણ, જળ અને સંતોષથી પોતાની આજીવિકા નભાવનાર મૃગ, મત્સ્ય અને સજ્જનોના પારધી માછી અને લબાડી પુરૂષો એ અનુક્રમે વિનાકારણે શત્રુઓ છે. પ્રથમ કુમારપાળના પિતા વિગેરેને મારી નાખી કુમારને મારવાના ઇરાદાથી સિદ્ધરાજે છૂપા મારા મોકલી ત્રિભુવનપાળને મારી નખાવ્યો. કુમારપાળ તેમની ઉત્તરક્રિયા કરી પાટણ ગયો અને ત્યાં રાજકીય મંડળમાં તેમના વધની શોધ કરવા લાગ્યો. તેમાં એક આપ્ત તરફથી માલમ પડયું કે, છૂપા મારાઓની મારફતે ત્રિભુવનપાળનો ઘાત કરવામાં આવ્યો હતો. તેથી કુમારપાળે ખેદ પામી મનમાં વિચાર કર્યો કે, ધિક્કાર છે તે રાજ્યને જેને માટે મૂઢ પુરૂષો વીરભોગી એટલે યોદ્ધાઓનો ભોગ લેનાર બાહુવાળા પોતાના પિતા, બંધુ અને પુત્ર વિગેરેને શત્રુવત્ હણે છે. આ પ્રસંગ મને ભોજ રાજાએ તેના કાકા મુંજ પ્રતિ કહેલી વ્યાજોક્તિ યાદ લાવે છે.

मांधाता स महीपतिः कृतयुगालंकारभूतो गतः ।
सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यांतकः ॥
अन्ये चापि युधिष्ठिरप्रभृतयो यावद्भवान् भूपते ।
नैकेनापि समं गता वसुमती मन्ये त्वया यास्यति॥ १ ॥

" સતયુગનો અલંકાર માંધાતા રાજા ગયો, મહાસાગરમાં સેતુ બાંધી રાવણને મારનાર રામચંદ્રજી ગયા અને યુધિષ્ઠિર વિગેરે બીજા રાજાઓ પણ ચાલ્યા ગયા. તેમાંના કોઇનીસાથે પૃથ્વી ગઈ નથી; પણ હું ધારૂં છું કે હે રાજન્! તમારી સાથે તો આ વસુધા જરૂર આવશે! " બીજાઓ કંઈ કારણ મળવાથી દુશ્મનવત્ વર્તે છે. પણ આ સિદ્ધરાજ તો વગરકારણે મારાઉપર દુરાશયી થયો છે. માટે મારે વખત ન ગુમાવતાં કોઈ નિર્ભય સ્થાનકે જવું જોઇએ.

એમ ધારી તે પોતાના બનેવી કૃષ્ણદેવ( કહાનદેવ )પાસે ગયો અને પોતાનો સર્વ વિચાર જણાવ્યો. ત્યારે કહાનદેવ બોલ્યો, " માથાઉપર નબળા દહાડા આવ્યા ત્યારે મહેશ્વરને પણ ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરવો પડ્યો હતો, તો બીજા પ્રાણીઓની શી વાત કરવી? માટે ધીરજ રાખી સારા દિવસ આવતા સુધી તમારે વેશ પલટી ગુપ્ત રીતે દેશાંતરમાં ફરવું. હું તમને વખતો વખત ચર (ગુપ્ત દૂત) મારફતે રાજસૂત્રની બાતમી આપતો રહીશ." કુમારપાળને એ સલાહ ગમી અને તે પ્રમાણે ગોઠવણ કરવાસારૂ પોતાને સ્થાનકે ગયો. **त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत्; ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत्.** ( કુળના અર્થે એક પુરૂષનો, ગામના અર્થે કુળનો, દેશના અર્થે ગામનો અને આત્માના અર્થે પૃથ્વીનો ત્યાગ કરવો. ) એ નીતિવાક્યપ્રમાણે કુમારપાળ દધિસ્થળીમાં પોતાની સ્ત્રી ભોપળદેવી અને બીજા પરિવારને મૂકી જટાધારી થઈ દેશાન્તરમાં નિકળી પડ્યો. કેટલાક દિવસ પછી રાજસૂત્ર જાણવાની ઈચ્છાથી પાછો પાટણ આવ્યો અને કર્ણમેરૂ પ્રાસાદના બત્રીસ ભરડા(પૂજારી)માં ભળી ગયો. જયસિંહદેવ તેને મારવાનેમાટે ચો તરફ ખોળ કરાવતો હતો. ભરડાઓને એ વાતની ખબર હતી. તેમણે કેટલાંક લક્ષણો ઉપરથી કુમારપાળને ઓળખી રાજાને ચાડી ખાધી. તેથી રાજાએ બીજે દિવસે એ બધા ભરડાઓને જમવા તેડ્યા. ત્યાં પગ ધોતી વખતે પાની ઉપરની રેખા, છત્ર અને મત્સ્યાદિ લક્ષણોથી કુમારપાળને ઓળખી ધ્યાનમાં રાખ્યો અને તેને જમી ઉઠ્યા પછી મારવાનો નિશ્ચય કર્યો '. મનો મન સાક્ષી ' એ પ્રમાણે કુમારપાળને પણ શંકા થઈ. તેથી અરધું પરધું જમી સટકી જવાની તક જોતો હતો, એવામાં સિદ્ધરાજ ભરડાઓને ધોયેલાં વસ્ત્ર આપવાની વ્યવસ્થા કરવા જામદારખાનામાં ગયો. તે જોઇ કુમારપાળ ઉલટીનું બાનું કાઢી બહાર નિકળ્યો અને લાગ જોઈ આલિંગ નામે કુંભારના ઘરમાં પેસી ગયો. તે કુંભારે તેને વાસણના ઢગલામાં સંતાડ્યો. તેની પાછળ રાજાનાં માણસો ગયાં; પણ તેમનો કંઇ પત્તો ન લાગ્યો તેથી પાછાં ફર્યાં. રાત્રે કુમાર-

પાળની કુંભારસાથે મિત્રતા બંધાઈ. કેમકે, સંકટ સમયે સહાય કરે તેજ ખરો મિત્ર કહેવાય. નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે,

अर्थेन किं कृपणहस्तमुपागतेन ।
शास्त्रेण किं बहुशठाचरणाश्रितेन ॥
रूपेण किं गुणपराक्रमवर्जितेन ।
मित्रेण किं व्यसनकालमनागतेन ॥ १ ॥

"જેમ કૃપણના હાથમાં ગયેલું દ્રવ્ય, દુરાચરણીમાં રહેલી વિદ્યા અને ગુણ તથા પરાક્રમ રહિતમાં રહેલું રૂપ ઉપયોગનું નથી, તેમ આપત્તિ વખતે ઉપયોગમાં નહીં આવનાર મિત્ર કામનો નથી." સિદ્ધરાજે જામદારખાનામાંથી બહાર આવી વસ્ત્રદાન દેવા માંડયું. પણ તે વખતે કુમારપાળ જોવામાં આવ્યો નહીં, તેથી કોપાયમાન થઈ તેને જીવતો પકડવામાટે સેનાપતિને હુકમ આપ્યો અને જણાવ્યું કે, જો તમે તેપ્રમાણે નહીં કરો તો તમને તેની સ્થિતિએ પહોંચાડીશ. રાજાનો એપ્રમાણે હુકમ થતાં સેનાપતિ કેટલાક માણસો લઈ કુમારપાળની શોધમાં નિકળી પડયો અને કુમારપાળ પણ પ્રાતઃકાળે બીજે સ્થળે જવા નિકળ્યો. દૈવયોગથી પેલા માણસો આવી લાગ્યા. પણ દૂરથી ઉડતી ધૂળ, પગના પડધા અને ઘોડાના ખોંખારા વિગેરેથી કુમારપાળ ચેત્યો. તેથી ભયભીત થઈ ધુજતા શરીરે આગળ નાઠો અને બોરડીના વનમાં પાંદડાં એકઠાં કરનાર એક પુરૂષને 'મારૂં રક્ષણ કરો. મારૂં રક્ષણ કરો', એમ દીન વાણીથી કહેવા લાગ્યો. તેણે દયા કરી પાંદડાના ઢગલામાં સંતાડી ઉપર કાંટાનું આચ્છાદન કર્યું. કુમારપાળ પણ તે કાંટાથી દુઃખ થયા છતાંએ આંખો મીચીને મરેલાની માફક પડી રહ્યો. એટલામાં પેલા માણસો ત્યાં આવી પહોંચ્યા. તેમણે પેલા ખેડુને પૂછ્યું કે, "તેં કોઈ માણસને અહીંથી જતો જોયો છે." ખેડુએ કહ્યું કે, "ભાઈ હું તો મારા કામમાં હતો તેથી મને કંઇ ખબર નથી." પછી આસપાસની ઝાડીમાં જોઈ જોઇને થાક્યા, ત્યારે તેમણે પાનાના ઢગલામાં ભાલો

ધોચી જોયો; પણ તેમાં કાંઇ જણાયું નહીં, તેથી હારીને પાછા ફર્યા. તે જાણી સિદ્ધરાજે નિરાશ થઈ એવું બીડું ફેરવ્યું કે, ‘જે કોઈ કુમારપાળની ભાળ લાવશે તેને મનવાંચ્છિત ફળ આપીશ.’ એ વચનનો લાભ લેવા ઘણા સુભટો જૂદી જૂદી દિશાએ નિકળી પડ્યા.

હવે રાત્રે ખેડુએ કુમારપાળને કાંટામાંથી કાઢયો. તે વખતે એના સર્વ શરીરમાં કાંટા વાગવાથી લોહી વહેતું હતું અને મરણતોલ અવસ્થા થઈ હતી; છતાં ખેડુપ્રતિ બોલ્યો કે, “પ્રાણનું રક્ષણ કરવું એ મોટામાં મોટો ઉપકાર કહેવાય છે, તેપ્રમાણે આ કષ્ટમાંથી ઉગારી તમે મારાપર અણહદ ઉપકાર ચઢાવ્યો છે. જુઓ ! ચંચાપુરૂષ ક્ષેત્રની રક્ષા કરે છે, પરછંડીઓ હવેલીઓનો બચાવ કરે છે, રક્ષા (રાખોડી) દાણા સડતા મટાડે છે અને દાંતમાં લીધેલું તૃણ જીવને ઉગારે છે તો પછી સાક્ષાત્ પુરૂષ શું ન કરે ? સુભાષિતકાર કહે છે કે, જેમ કાન કુંડળથી નહીં પણ શાસ્ત્રશ્રવણથી શોભે છે અને હાથ કંકણથી નહીં પણ દાનથી શોભે છે, તેમ દયાવંતોની દેહ ચંદનલેપથી નહીં પણ પરોપકારથી શોભે છે. આ પૃથ્વી ઉપકાર કરનારા અને કરેલો ઉપકાર જાણનારાઓએજ ધારણ કરેલી કહેવાય છે. હે ભાઈ, તમે મને જીવિતદાન આપ્યું છે તેથી તમારા ઋણમાંથી હું છૂટું તેમ નથી. તોપણ મારો વખત આવે હું તમને ભાઈ પ્રમાણે બદલો આપીશ. એમ કહી તેને ભીમસિંહ એવી સંજ્ઞા આપી જટા ભેદલ કરાવી દધિસ્થલી જવા નિકળ્યો. રસ્તામાં એક ઝાડ નીચે વિસામો લેવા બેઠો. ત્યાં એક ઉંદરને રૂપિયા કાઢતો જોઈ તે કેટલા રૂપિયા કાઢે છે તે જોવા લાગ્યો. એટલામાં તે ઉંદર ૨૧ રૂપિયા કાઢી તેમનાઉપર નાચ્યો, બેઠો અને સૂતો. પછી તેમાંથી એક રૂપિયો લેઈ દરમાં પેઠો. એ ક્રિયા જોઈ કુમારપાળે વિચાર કર્યો કે, ભોગ ભોગવવાના નથી, ગૃહકાર્ય કરવાનાં નથી, રાજાને વેરો આપવાનો નથી, કોઈની પરોણાગત કરવાની

૧ ચાડિયો. ૨ મુંડાવી.

નથી અને તીર્થયાત્રાદિ સત્કાર્યો પણ કરવાનાં નથી છતાં ઉંદર જેવાં પ્રાણીઓ લલુતાથી દ્રવ્ય ગ્રહણ કરે છે. તેથી હું ધારૂં છું કે, આ લોકમાં ધન જેવી બીજી મોહની નથી. પછી કુમારપાળ બાકી રહેલા વીસ રૂપિયા ઉઠાવી લઈ ઉંદરની ચિકિત્સા જોવા લાગ્યો. એટલે તે ઉંદર દરમાંથી બહાર આવી રૂપિયા શોધવા લાગ્યો પણ નહીં મળવાથી તરત માથું ફૂટીને મરી ગયો. તે જોઈ કુમારપાળ વિમાસવા લાગ્યો કે, ધન, જીવિત, સ્ત્રી અને બીજી વસ્તુઓને માટે નિરંતર તૃષ્ણા રાખનારા ગયા, જશે અને જાય છે. માટે બીજાને હણીને અથવા નમીને મેળવેલું ધન અને સુખ કંઈ કામનું નહીં. ઉભયલોક સાધવા ઇચ્છનારનેમાટે તો વિપત્તિજ ઉત્તમ છે. સંપત્તિ તેમના કામની નથી. પછી કુમારપાળ ત્યાંથી આગળ ચાલ્યો. ત્રણ દિવસનો ભૂખ્યો હોવાથી કૂખો બેસી ગઈ હતી. રસ્તામાં એક શેઠની દીકરી પીયર જતી હતી, તેની સોબત થઈ. તેણીએ ભ્રાતૃસ્નેહથી તેને ચોખાનો કરંબો ખાવા આપ્યો. તે ઉચિત સત્કારથી સંતોષ પામી કુમારપાળ બોલ્યો,

करचलुअ पाणी पणवि अवसरदिन्नेण मुच्छिओ जीयइ
पच्छा मुआण सुंदरि घडसयदिन्नेण किं तेण ॥ १ ॥
जं अवसरे न हूअं दाणं विणओ सुभासियं वयणं
पच्छा गयकालेण अवसररहिएण किं तेण ॥ २ ॥

"હે સુંદરિ ! મૂર્છિત માણસને અણી વખતે એક ચાંગળું પાણી પણ મળે તો તેથી તેના પ્રાણનું રક્ષણ થાય અને તેના મુવા પછી જો કોઇ સો ઘડા પાણી રેડે તો તે સર્વ વ્યર્થ જાય. પ્રસંગ આવે જો દાન ન અપાય, વિનય ન થાય અને સુભાષિત ન કહાય તો અવસર ગયા પછી શા કામનું ?" જુઓ ! [1]શલાકા વખતે રાજા તૃણને માટે પોતાનો હાથ પસારે છે અને વખત ગયા પછી હૃદયનો હાર પણ ઉતારી નાખે છે. એક તરફ [2]ઔચિત્ય અને બીજી તરફ ગુણની

૧ રાજ્યાભિષેકની એક ક્રિયા. ૨ પ્રસંગાનુસાર આચરણ.

કોટિ એમ રાખીએ તો ઔચિત્યવિનાનો ગુણસમૂહ વિષતુલ્ય નીપજે. પછી કુમારપાળને માલમ પડ્યું કે, તે બાઇ ઉમરા ગામના દેવસિંહ શેઠની દેવશ્રી નામે પુત્રી છે તેથી તેણીને છૂટા પડતી વખતે વચન આપ્યું કે, "મારા રાજ્યાસન વખતે હું તારી પાસે ભગિની તિલક કરાવીશ. તેં મારાઉપર ઘણો ઉપકાર કર્યો છે." એમ કહી કુમારપાળ દધિસ્થળી ગયો. ત્યાં સિદ્ધરાજના સૈન્યે આવી ઘેરો ઘાલ્યો. તેથી તે નાસીને સજ્જનનામે કુંભારના ઇંટના નિમામાં પેસી ગયો. સજ્જને પણ તેને સારી રીતે ઈંટોથી ઢાંકી દીધો. કુમારપાળ તેમાં શ્વાસ નહીં લેવાયાથી શબવત્ પડી રહ્યો. દુશ્મનો ચારે તરફ તપાસ કરી પાછા વળ્યા એટલે સજ્જને કુમારપાળને બહાર કાઢ્યો. રાત્રે વોસિરિ નામનો જુનો બ્રાહ્મણ મિત્ર મળ્યો. તેના દેખતાં કુમારપાળે સજ્જનને કહ્યું કે, "કેટલાક નામથી અને કેટલાક ગુણથી સજ્જન હોય છે અને તું તો ઉભય રીતે સજ્જન નિવડ્યો છે. અદ્યાપિ જયસિંહદેવ પ્રતિકૂળ દૈવની પેઠે અનુકૂળ થયો નથી. માટે તું મારા કુટુંબને અવંતિ લેઇજા હું તો વોસિરિસાથે દેશાંતર ફરતો રહીશ. એ રીતે તેમની વાતચીતથી સજ્જનના માબાપને ઉજાગરો પડ્યો, તેથી કંટાળીને બોલ્યાં કે, "અલ્યા સજ્જન, શું એ તને ચિત્રકૂટનો પટ્ટો આપવાનો છે અને વોસિરિને લાટ દેશ આપવાનો છે, જે તમે એની સાથે ફોગટ ઉજાગરો કરો છો. સજ્જનના માબાપનું આ બોલવું મજાક ભરેલું હતું, તો પણ કુમારપાળે પોતાને શુભ શકુનની વાણી થઈ એમ માન્યું અને મનમાં વિચારવા લાગ્યો કે,

दारिद्र्यमेव दौर्भाग्यं देहिनां यदधिस्थितः ॥
जल्पन्नपि जने न्येषां भवत्यरिरिवाप्रियः ॥ १ ॥
गुणज्ञो पि कृतज्ञो पि कुलीनो पि महानपि ॥
प्रियंवदो पि दक्षो पि लोकंप्रणो न निर्धनः ॥ २ ॥

દારિદ્ર્ય એજ પ્રાણીઓને દુર્ભાગ્ય છે. તેના યોગથી સારો માણસ પણ કંઈ બોલવા જાય તો તે બીજાઓને શત્રુ જેવો અપ્રિય

લાગે છે. નિર્ધન માણસ ગુણજ્ઞ હોય, કૃતજ્ઞ હોય, કુલીન હોય, મહાન્ હોય, પ્રિયંવદ હોય અથવા ચતુર હોય તો પણ તે લોકપ્રિય થતો નથી.

પછી કુમારપાળ સજ્જન સાથે પોતાના કુટુંબને અવંતિ મોકલી દેશવટે નિકળ્યો. ભોજન ન મળવાથી એક દિવસ તો ખેંચ્યો. પણ બીજે દિવસે કડકડીને ભૂખ લાગવાથી વોસિરિને તેની તજવીજ કરવા કહ્યું. વોસિરિએ જવાબ દીધો કે, "આજે તો માતાજી ભોજન આપશે."

કુમારપાળ–"માતાજી કોણ?"

વોસિરિ–"નિરંતર યત્ન વગર મળનારી, રાજાઓને નમાવનારી, નરકમાંથી ઉદ્ધાર કરનારી, ભિક્ષુકોની માતા અને સાધુઓની કલ્પલતા ભગવતી ભિક્ષા દેવી."

એમ કહી વોસિરિ ગામમાં ગયો અને ભિક્ષામાં મળેલા પદાર્થમાંથી કરંબાનો ઘડો વસ્ત્રથી ઢાંકી બાકીના પદાર્થો કુમારપાળને બતાવ્યા. તે બન્ને જણા ખાઇને સૂતા. કુમારપાળને શત્રુના ભયથી નિરાંતે ઉંઘ આવી નહીં; તોપણ અમસ્તો આંખો મિચીને પડી રહ્યો. થોડી વારે વોસિરિ તેને ઉંઘેલો જાણી ઉઠયો અને ઘડો ઉઘાડી કરંબો ખાવા લાગ્યો. તે જોઈ કુમારપાલ મનમાં બોલ્યો કે, विप्राः स्वभावतो पि भुक्तैर्न तृप्यान्ति ( બ્રાહ્મણો સ્વભાવથીજ ખાતાં ધરાતા નથી ) એ વાત ખોટી નથી. આ બિચારો અન્ન પણ છાનું રાખેછે. પછી તે બેઠો થયો એટલે વોસિરિએ કહ્યું કે," ઇચ્છા હોય તો આવી જાઓ."

કુમારપાળ– "પણ પહેલાં એકલા કેમ ખાધું?"

વોસિરિ– "મને દાન આપનારીએ કહ્યું કે, આ પદાર્થ રાત્રે પણ હિતકારક છે; તેથી મેં લલચાઇને લીધો અને કોઇ ન બગાડે તેટલા સારૂ ગુપ્ત રાખ્યો. તમારા સૂતા પછી ખાઈ જોયો અને સારો

લાગવાથી તમને બોલાવ્યા. મારા જેવા ભિક્ષુકનું મોત થાય તેની હરકત નહીં, પણ તમારા જેવા જગતના આધારનું મૃત્યુ થવું ન જોઇએ, એમ વિચારી મેં તમને પ્રથમ દેખાડ્યો નહીં."

તે સાંભળી કુમારપાળ વિચારવા લાગ્યો કે, "હું તો નીચની માફક એનેમાટે ભલતુંજ ધારતો હતો અને એનો તો મારાઉપર અતિ પવિત્ર પ્રેમ જણાય છે. કહ્યું છે કે, દૈવના વશથી સાત્વિકોનું દ્રવ્ય જાય પણ સત્વ ન જાય અને શરીર ક્ષીણ થાય પણ ચિત્ત ક્ષીણ ન થાય. કદાચિત્ જરાને લીધે તેમનું રૂપ ફરે પણ બુદ્ધિ ન ફરે અને પ્રાણ જાય તોપણ તે પરોપકાર કરવાનું ન ચુકે."

એ પ્રમાણે પશ્ચાત્તાપ કરી કુમારપાળે કરંબો ખાધો અને પછી બન્ને જણા આગળ જવા નિકળ્યા. ફરતા ફરતા સ્તંભતીર્થ (ખંભાત)ની બહારના પ્રાસાદઆગળ આવી પહોંચ્યા. તે વખતે શ્રીહેમાચાર્ય પણ ત્યાં બહિર્ભૂમિ[1] આવ્યા હતા. તેમણે સર્પના મસ્તકઉપર ગંગેટક[2] નાચતો જોઈ અનુમાન કર્યું કે, આટલામાં કોઈ રાજા હોવો જોઇએ. પછી દિશાઓનું અવલોકન કરતાં કુમારપાળ આવતો નજરે પડયો. પણ કુમારપાળે તેમને ઓળખ્યા નહીં, તેથી વિસ્મય પામી સૂરિ તેને માનભેર પોતાના ઉપાશ્રયમાં લેઈ ગયા અને પાછલી ઓળખાણ આપી વાતચિત કરી. ત્યારે કુમારપાળે પ્રશ્ન કર્યો કે, 'મને કોઈ દિવસે સુખ થશે કે નહીં ?" સૂરિ નિમિત્તાદિનું અવલોકન કરી તેનો ઉત્તર આપવા જતા હતા એટલામાં ઉદયન મંત્રી પરિવારસાથે ત્યાં વાંદવાને આવી પહોંચ્યા. તેમને જોઈ કુમારપાળે તેમની હકીકત પૂછી, ત્યારે સૂરિએ કહ્યું, "એ મૂળ મારવાડના શ્રીમાળ જ્ઞાતિના વાણિયા છે. એમનું નામ ઉદયન છે. એક વખત ચોમાસામાં રાત્રે તે ઘી ખરીદવાને નિકળ્યા. માર્ગે ચાલતાં કેટલાક માણસોને એક ક્યારામાંથી બીજા ક્યારામાં પાણી ઉલેચતા જોઈ પૂછ્યું કે,

૧. દિશાએ. શૌચ જવા. ૨. એક જાતનું જનાવર.

‘ તમે કોણ છો ? ’ તેમણે જવાબ દીધો કે, ‘ અમે અમુક અમુકના નોકર છીએ. ’ ત્યારે ફરીને પૂછ્યું કે, ‘ અમારા નોકરો ક્યાં છે? ’ પેલા માણસોએ સહેજાસહેજ જવાબ દીધો કે, ‘ કર્ણાવતીમાં. ’ તે સાંભળી ઉદયન શકુનની ગાંઠ વાળી કુટુંબસાથે કર્ણાવતીમાં રહેવા આવ્યા. ત્યાં વાયડા જ્ઞાતિએ બંધાવેલા શ્રીઅજીતનાથના પ્રાસાદમાં દર્શન કરવા ગયા. દર્શન કરીને નિકળતી વખતે કોઈ છીપણ શ્રાવિકાએ તેમને પૂછ્યું કે, ‘ ભાઈ તમે કોના પરોણા છો ? ’ ઉદયને કહ્યું કે, ‘ બૈન, અમે પરદેશી છીએ. કોઈની ઓળખ નથી. તેથી તમારી મરજી હોય તો તમારાજ પરોણા થવા ઈચ્છીએ છીએ. ’ બાઈ બોલી, ‘ ભલે, મારે ત્યાં પધારો. ’ એમ કહી તેણીએ પોતાને ત્યાં તેડી જઈ વાણિયાને ત્યાં રસોઈ કરાવી જમાડ્યા અને પોતાના ઘરમાં રહેવાની જગો આપી. ત્યાં રહેવાથી દૈવયોગે ઉદયન ધનવાન્ થયા. એટલે તે ઘર ઉકેલી નવેસરથી બાંધવાનો વિચાર કરી પાયો ખોદાવ્યો. તેમાં દ્રવ્ય નિકળ્યું, તે છીપણને આપવા માંડ્યું. પણ તે ભલી બાઇએ ન લેતાં જણાવ્યું કે, ‘ એતો તમારા નસીબનું છે. ’ લક્ષ્મીની અગમ્ય ગતિ છે. તે વખતે ઉદ્યોગીપાસે જતી નથી અને આળસુપાસે જાય છે. વખતે તે બન્નેપાસે રહેતી નથી અને વખતે રહે છે. હાલ સિદ્ધરાજે એમને અહીંના મંત્રી નિમ્યા છે. એમણે કર્ણાવતીમાં અતીત, અનાગત અને વર્ત્તમાન કાળના ચોવીસ તીર્થંકરોની પ્રતિમાથી અલંકૃત બ્હોંતેર જિનાલયવાળો વિશાળ પ્રાસાદ બંધાવ્યો છે. એમને જુદી જુદી સ્ત્રીઓથી થયેલા બાહડ, આંબડ, ચાહડ અને સોલા નામે ચાર પુત્રો છે. ” એ પ્રમાણે સૂરિમુખથી ઉદયનનો વૃતાંત સાંભળી કુમારપાળે ચિંતવ્યું કે, “ લક્ષ્મી આવેથી નહીં હોય તે થાય છે અને લક્ષ્મી ગયેથી જે હોય તે પણ તેની સાથે જાય છે; માટે સર્વ ગુણની આધાર તે લક્ષ્મી જયવંતી વર્તે છે.” પછી સૂરિએ કુમારપાળેને તેના પ્રશ્નના ખુલાસામાં કહ્યું કે, “ હે ગુણાધાર કુમાર, તમને વિક્રમ સંવત ૧૧૯૯

ના માર્ગશીર્ષ વદ ૪ ને રવિવારને દિવસે પુષ્ય નક્ષત્રમાં ત્રીજે પહોરે રાજ્ય મળશે. જો તે પ્રમાણે ન થાય તો હું નિમિત્ત જોવાનું છોડી દઉં." એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને સૂરિએ તે દિવસવારનો એક પત્ર કુમારપાળને તથા બીજો ઉદયન મંત્રીને આપ્યો. તેમના એ અદ્ભુત જ્ઞાનથી ચમત્કાર પામી કુમારપાળ બોલ્યો કે, "જો આપનું આ વચન સાચું પડશે તો હું આપને [1]ક્ષિતિપતિ નિમી રાજહંસનીપેઠે આપણા ચરણકમળનું સેવન કરીશ." સૂરિએ કહ્યું, "અમારે રાજ્ય શા કામનું [2] જો તમને રાજ્ય મળે તો આમ રાજાની પેઠે પરમેશ્વરના (તીર્થંકરના) ધર્મનો પ્રભાવ કરજો." રાજાએ તે વચન અંગીકાર કર્યું. પછી સૂરિએ ઉદયન મંત્રીને કુમારપાળનું સર્વ સ્વરૂપ જણાવ્યું. એટલે તેણે કુમારપાળને પોતાને ઘેર બહુમાન પૂર્વક લેઇ જઈ સ્નાન, ભોજન અને શયનાદિથી સત્કાર કર્યો. એમ કેટલાક દિવસ કુમારપાળ મંત્રીને ઘેર રહ્યા પછી જયસિંહદેવને તેની ખબર પડી, તેથી તેણે કુમારપાળને મારવા માટે સૈન્ય મોકલ્યું. સૈનિકોએ આવી શોધ કરવા માંડયો એટલે કુમારપાળ મંત્રીના ઘરમાંથી નિકળી સૂરિની શાળામાં નાઠો અને દીનતાથી બોલ્યો કે, "મારી રક્ષા કરો. મારી રક્ષા કરો." કરૂણાસાગર સૂરિએ તરતજ તેને ભોંયરામાં ઉતાર્યો અને તેનું દ્વાર ન જણાય તેવી રીતે પુસ્તકની ગાંસડીઓથી બંધ કર્યું. એટલામાં સૈનિકો ફરતા ફરતા શાળામાં આવ્યા અને કોઈ ચાડિયાના કહેવાથી બોલ્યા કે, "તમારા ઉપાશ્રયમાં કુમારપાળ છે તેને બહાર કાઢો." આ વખતે પ્રાણીનું રક્ષણ કરવામાં મહાપુણ્ય છે અને જૂઠું બોલવામાં અલ્પ પાપ છે, એમ વિચારી સૂરિએ કહ્યું કે, "અહીં કુમારપાળ નથી." પછી સૈનિકોએ રાજાની પ્રતિજ્ઞા આપી ત્યારે સૂરિએ સત્ય પણ

૧ રાજા.

૨ કોઇને ખોટું લાગે અથવા નુકસાન કરે એવું સત્ય વચન પણ બોલવાની શાસ્ત્રમાં મના છે. કાણા માણસને કાણો કહેવો એમાં કંઈ ખોટું એટલે અસત્ય નથી પણ તે વચન તે કાણા માણસને અપ્રિય લાગે તેટલા માટે તે બોલવાની છૂટ

અપ્રિયકારી અને અણહિતકારી ન બોલવું એમ ધારી તે પ્રતિજ્ઞા, લીધી. તોપણ સૈનિકોએ વિશ્વાસ ન આવવાથી સર્વત્ર તપાસ કર્યો અને તેમાં કંઇ માલમ ન પડયું ત્યારે પાછા ફર્યા. પછી સૂરિએ કુમારપાળને બહાર કહાડયો અને કહ્યું કે, "તમારા સૈનિકોનું બોલવું સાંભળ્યું ?" કુમારપાળે જવાબ દીધો કે, "મહારાજ, હું તો આપની સમયસૂચક વાણી જોઇને ચકિત થઈ ગયો. આપનો ધર્મ દયા મય છે, એમ પૂર્વે માત્ર સાંભળ્યું હતું, પણ આજે તો તેનો પ્રત્યક્ષ અનુભવ થયો છે. સુખમાં ઉપકાર કરે એવા ઘણા હોય છે, પણ સંકટમાં આવે ત્યારે રક્ષણ કરનારા આપ સાત્વિકોના અગ્રેસર એકજ છે, આપના ઉત્તમ ગુણોથી મોહિત થઈ હું આપનો ભક્ત થયેલો હતો; પણ આજ તો મને જીવિતદાન આપ્યું છે, તેથી હું આપનો વેચાયલો દાસ થયો છું. પૂર્વે ભવિષ્યકથન વખતે મેં આપને રાજ્યાર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી પણ હવે તો આ જીવિત પણ આપને અર્પણ કરૂં છું."

પછી મંત્રીએ વાટખર્ચી આપી તે લઈ કુમારપાળ વડોદરે સિધાવ્યો. ત્યાં ક્ષુધાર્ત થવાથી કટુક નામે વાણિયાની દુકાનેથી શેકેલા ચણા માગ્યા. વાણિયાએ પૈસા લીધા શિવાય તે પલ્લામાં ન નાખ્યા, તેથી રોષે ભરાઈ કુમારપાળે ઉઠાવતાને તલવાર દેખાડી. એટલે વાણિયાએ ગભરાઈ કહ્યું કે, "ઠાકોર સાહેબ, આ બધાએ ચણા તમારા છે. મેં કંઈ તમને ના કહી છે?" વાણિયાના એવા નમ્ર વચનથી કુમારપાળનો રોષ શમ્યો અને ઉગામેલી તલવાર મ્યાનમાં ઘાલતાં તે બોલ્યો કે, "ઢીંચણસુધી લાંબાં મેલાં કપડાં પહેરનારા, મિત્ર પાસેથી પણ પહેલું ભાડું ચુકાવનારા અને એક કોડી જેવી ન જેવી રકમને પણ પ્રાણથી અધિક ગણનારા કિરાટદો (લીલો)

નથી. તેવીજ રીતે કોઈ પુરૂષ બીજાને મારવાના ઇરાદાથી શોધતો હોય તો તે માણસને આપણને ખબર હોય તોપણ પેલા બીજા પુરૂષનો પત્તો ન બતાવવો એવો શાસ્ત્રનો આદેશ છે કારણ જો તેને ખરો પત્તો લાગેતો તેનાથી પેલા બીજાના મોતનો સંભવ રહે છે.

ઉપર સ્વર્ગ થકી વજ્ર પડો." પછી તે જટાધારી (કુમારપાળ) ભરૂચ ગયો. ત્યાં એક શાકુનિક હતો, તેને સવારમાં મળીને પૂછ્યું કે, "મારો શુભ દિવસ ક્યારે આવશે?" ત્યારે તે શાકુનિક બહાર શકુન જોવા લાગ્યો. તે વખતે એક પરિપુષ્ટ અંગવાળી દુર્ગા (દેવ ચકલી) શ્રી મુનિસુવ્રત સ્વામીના પ્રાસાદઉપર બેસીને ખાતી હતી, તેણીએ શુભ ચેષ્ટા કરી દેવળના આમલસાર[1], કળશ અને ધ્વજાદંડ ઉપર અનુક્રમે બે ત્રણ અને ચાર સ્વરો કર્યા. તે જોઇ શાકુનિકે કુમારપાળને કહ્યું, "જિનભક્તિના પ્રભાવથી તમારી વાંચ્છના વિશેષે સિદ્ધ થશે." ત્યાંથી કુમારપાળ કોલાપુર ગયો. ત્યાં એક દાનભોગાદિથી પરિપૂર્ણ સર્વાર્થસિદ્ધ નામના યોગીને સેવા કરી પ્રસન્ન કર્યો. તેથી તે યોગીએ બે મંત્રો આપવા માંડ્યા. તેમાં એક રાજ્યપ્રાપ્તિનો અને બીજો સ્વેચ્છિત ધન પ્રાપ્તિનો મંત્ર હતો. પહેલા મંત્રની સાધનામાં ઘણાં વિઘ્નો આવે તેમ હતું, તોપણ સાત્વિક કુમારપાળે તે અંગીકાર કર્યો અને યોગીએ બતાવેલી વિધિ પ્રમાણે સાધવા માંડયો. છેવટે કાળીચોદશની રાત્રે શ્મશાનમાં જઈ મડદાની છાતીઉપર અગ્નિકુંડ રચ્યો અને પોતે તે મડદાની કેડઉપર બેસી હોમ આપવા લાગ્યો. એટલામાં તે ક્ષેત્રનો અધિપતિ દેવતા વિકાળ રૂપ ધારણ કરી કુમારપાળની સામે આવી બોલ્યો, "રે મુર્ખ, તેં મને સંતોષ્યા શિવાય આ શું આરંભ્યું છે?" પણ કુમારપાળ તેથી જરાએ ડગ્યો નહીં. તેણે પોતાનો જાપ ચાલુ રાખ્યો અને સાધનાંતે મહાલક્ષ્મી પ્રત્યક્ષ થઈ બોલી, "હે ધીર હું તને ગૂજરાતનું સર્વ રાજ્ય આપું છું. પણ તે તારા મનોરથ પાંચ વર્ષ પછી ફળશે."

પછી પોતાનું કાર્ય સિદ્ધ થવાથી કુમારપાળ તે યોગીને નમીને ફરતો ફરતો કલ્યાણકારક દેશના કાંતિપુર નામના નગરમાં ગયો. ત્યાં એક દિવસ તે નગર ચર્ચા જોવા નિકળ્યો. નગરની બહાર દુષ્ટોએ કોઈ માણસનો શિરચ્છેદ કરવાથી તેનું ધડ એકલું પડેલું

---

૧ શિખર ઉપરનો આમળાવાળો ભાગ.

હતું. તે જોવાને કેટલીક સ્ત્રીઓ મળી હતી અને તે કૌતુકથી માંહોમાંહે વાતો કરતી હતી. કુમારપાળ ફરતો ફરતો ત્યાં આવી ચડયો અને ચર્ચા જોવા ઉભા રહ્યો. એવામાં એક સ્ત્રી બોલી, 'મને લાગે છે કે એના વાળ સુંદર હશે, કાન લાંબા હશે, દાઢી ભરકાવ હશે અને દંતપંક્તિ મનોહર હશે. તંબોળનું વ્યસન પણ હશે ખરૂં." બીજી બોલી, "એમાં તેં શી નવાઈ કહી ? જો એની પીઠઉપર વાળનો ઘસારો છે, ખભાઉપર કુંડળના કાપા છે, નાભિપર્યંત હૃદયની ગૌરતા એની દાઢીની દીર્ઘતા દેખાડી આપે છે, તાંબુલના ચૂર્ણથી એનો અંગુઠો ચર્ચિત છે અને નિરંતર કોમળ દાંતના ઘસવાથી એની કનિષ્ઠિકા લાલ થયેલી છે." એ પ્રમાણે સ્ત્રીઓના તર્ક સાંભળી **बहुरत्ना वसुंधरा** (પૃથ્વીપર અનેક રત્નો હોય છે), એમ વિચારી કુમારપાળ અમૃતસાગર સરોવર ઉપર ગયો અને તેમાં સ્નાન કરી પાળ ઉપરના દેવમંદીરમાં પેઠો. ત્યાં કોઇ[1]સ્થવિરને મસ્તક પૂજતો જોઈ તેમ કરવાનું પ્રયોજન પૂછ્યું. ત્યારે સ્થવિરે જણાવ્યું કે, "આ નગરમાં પૂર્વે મકરધ્વજ નામે રાજા થઈ ગયો. તેણે આ સરોવર બંધાવ્યું હતું તેમાંના કમળના દોડામાંથી એક વખત કુંડળસહિત મસ્તક નિકળ્યું. તે 'એકથીજ બુડે છે' એવું બોલીને દરરોજ પાછું જળમાં ડુબી જવા લાગ્યું. રાજાએ પંડિતોને તેનો અર્થ પૂછ્યો. તેમનાથી ચાર મહિના વહી ગયા તો એ ખુલાસો થયો નહીં. ત્યારે રાજાએ થાકીને કેટલાક બ્રાહ્મણોને વૃદ્ધોનીપાસે પરદેશ મોકલ્યા. કારણ, જેટલું એક વૃદ્ધ જાણે તેટલું કરોડો જુવાનીઆ ન જાણીશકે. પેલા બ્રાહ્મણો ફરતા ફરતા મારવાડમાં ગયા. ત્યાં એક સ્થવિર મળ્યો. તેને એ વાત પૂછી. ત્યારે તેણે તેનો પિતા બતાવ્યો અને વળી તેણે તેના દાદાપાસે જવાનું કહ્યું. તે વૃદ્ધની ઉમર ૧૨૦ વર્ષની હતી, તેનીપાસે બ્રાહ્મણોએ રાજાના પ્રશ્નનો ખુલાસો માગ્યો. ત્યારે તેણે ભોજન વિગેરેથી સત્કાર કરી કહ્યું કે, 'લ્યો આ ચાર કુરકરિયાં.એનાથી તમારો વાટનો ખર્ચ વળી જશે.' બ્રાહ્મણોએ તે કુરકરિયાં ચાલી શક-

---

૧ બાવા યોગી.

શે નહીં, એમ જાણી કમરે બાંધ્યાં. પછી તૈયાર થઈ સંદેહનો ઉત્તર આવ્યો. એટલે વૃદ્ધ બોલ્યો, 'સંશયનો નિકાલ તો થઈ ગયો.'

બ્રાહ્મણો—'કેવી રીતે?'

સ્થવિર—'તમે પંડિત થઈ એટલું પણ નથી જાણતા કે કૂતરાં, ગધેડાં, ચંડાળ, મદ્યપાત્ર અને રજસ્વલા સ્ત્રી એટલાંનો સ્પર્શ કરવાથી સચેલ (માથાબોળ) સ્નાન કરવું પડેછે. આવી રીતે શાસ્ત્રમાં નિષેધ કરેલો સ્પર્શ બ્રાહ્મણોથી કેમ થાય?'

બ્રાહ્મણો—'આપે કહ્યું કે, કુરકરિયાં બહુ મુલ્યવાન છે, ત્યારે અમે તે લીધાં. લોભને લીધે શું નથી કરતા?'

વૃદ્ધ—'એક લોભથીજ સર્વ જગત બૂડે છે.'

આ ઉત્તરથી બ્રાહ્મણોનો સંદેહ ભાંગ્યો, એટલે તે પાછા આવ્યા અને એક વિસ્તારપૂર્વક પુસ્તક રચી રાજાને બતાવ્યું. તે જોઈ રાજા બોલ્યો, 'જો તમારો અર્થ સાંભળી મસ્તક ફરીને જળમાંથી બહાર ન નિકળે તો હું ખરી વાત માનું. પછી તેમ કરી જોતાં મસ્તક જળમાંજ રહ્યું અને તેની પ્રસિદ્ધિ કરવા રાજાએ આ મંદીર બધાવી તે મસ્તકને દેવસ્થાનકે સ્થાપ્યું."તે સાંભળી કુમારપાળ આશ્ચર્ય પામ્યો અને થોડો વખત ત્યાંજ રહી આગળ ચાલ્યો.

મલ્લિનાથ દેશમાં કોલંબપટ્ટન નામે નગર હતું. ત્યાંના કોલંબસ્વામી નામે રાજાને મહાલક્ષ્મીએ એવું સ્વપ્ન આપ્યું કે, "તારા નગરમાં ગૂજરાતનો ભવિષ્યનો રાજા જટાધારીનો વેશ લઇને આવે છે, માટે તેનો તું સારો સત્કાર કરજે." તે ઉપરથી તે રાજાએ પોતાની હદમાં ચારેતરફ માણસો મોકલી તપાસ કરાવ્યો. પણ કુમારપાળ તેમને તે નગરનીજ સીમમાં મળ્યો, એટલે તરત તેને માનપૂર્વક રાજાપાસે લઇ ગયા. રાજાએ ઉભા થઈ અર્ધાસનઉપર બેસાડયો અને કહ્યું કે, "મહાલક્ષ્મી માતાએ મને આપનાસંબંધમાં સ્વપ્ન આપ્યું છે, માટે આ રાજ્ય અંગીકાર કરો." કુમારપાળે તે લેવા ના પાડી. ત્યારે રાજાએ નમ્રતાથી વિનવ્યું કે, "આપની

બીજી શી સંભાવના કરૂં?" કુમારપાળ બોલ્યો કે, "મારી અહીં આવ્યાની યાદગિરી રહે તેમ કરો." તે ઉપરથી રાજાએ તેના નામથી એક પ્રાસાદ બંધાવવાનો વિચાર કર્યો. પણ બાર ગાઉ ફરતા નગરમાં પ્રજાનું મન દુખવ્યા શિવાય અનુકૂળ જગો યત્ન કરતાં ન મળી. ત્યારે પોતાના મહેલની જગામાંજ નવો પ્રાસાદ બંધાવીને તેનું કુમારપાળેશ્વર નામ પાડ્યું, અને દેશ ચલણી નાણામાં કુમારપાળના નામનો સિક્કો પડાવ્યો. તે જોઈ કુમારપાળને ઘણો આનંદ થયો અને બોલ્યો કે, "વાહ ! મારાઉપર એમની કેટલી પ્રીતિ છે ? જેવું મનમાં હોય છે તેવું બોલેછે અને જેવું બોલેછે તેવુંજ વર્તે છે. ખરેખર સાધુ પુરૂષો એવાજ હોય છે. જે વચન બોલવામાં મધુર પણ પરિણામે નિષ્ફળ હોય છે તે વચન નહીં પણ વંચન એટલે એક જાતની ઠગાઈ છે. પણ સાધુ પુરૂષો ઉપકાર કરી પ્રત્યુપકારની ભીતિથી દૂર જતા રહે છે એ એક તેમના મનની કઠોરતા છે!"

કોલંબપટ્ટનથી નિકળી કુમારપાળ પ્રતિષ્ઠાનપુર (પેઠણ) આવ્યો. ત્યાં બાવન વીરનાં સ્થાનકો અને કુવા વિગેરે બીજી રમણીય જગાઓ જોઈ ઉજ્જયિની ગયો અને પોતાના કુટુંબીઓને મળ્યો. ત્યાં એક દિવસ ફરતો ફરતો કુંડગેશ્વરના મંદીરમાં જઈ ચઢયો. તેની અંદર લિંગમધ્યે ફેણાથી મંડિત શ્રીપાર્શ્વનાથની પ્રતિમાને નમસ્કાર કરી ચોતરફ જોવા લાગ્યો. એટલામાં એક પ્રશસ્તિ (શિલાલેખ) ઉપર તેની નજર ગઈ. તે વાંચતાં તેમાંથી એક એવી ગાથા નિકળી કે, पुण्णे वाससहस्से सयम्मि वरिसाण नवनवइ कलिए। होही कुमर नरिंदो तुह विक्कमराय सारिच्छो ॥ (પવિત્ર અગિયારશેં નવ્વાણું વર્ષ વીત્યા પછી, હે વિક્રમરાજ, તારા જેવો કુમારપાળ રાજા થશે). કુમારપાળને તે ગાથામાં પોતાના જેવું નામ અને ૧૧૯૯ નો અંક સમજાયો. પરંતુ પૂરો ભાવાર્થ ધ્યાનમાં આવ્યો નહીં, તેથી કોઈ વૃદ્ધ વિદ્વાનને પૂછ્યું. તેણે કહ્યું કે, "પૂર્વે અહીં શ્રી સિદ્ધસેન દિવાકર નામે જૈન મતના ધુરંધર પંડિત થઈ

ગયા. તેમણે સંસ્કૃત ભાષામાં બત્રીશ બત્રીશીઓ રચી શ્રીવીતરાગ તીર્થંકરની સ્તુતિ કરી, તેના પ્રભાવથી કુંડગેશ્વરનું લિંગ ફાટી તેમાંથી ધરણેંદ્ર દેવતા શ્રીપાર્શ્વનાથની પ્રતિમાસહિત પ્રગટ થયા. તે ચમત્કાર જોઈ રાજા વિક્રમાદિત્ય પરમાર્હત[1] થયો. તે રાજાએ તે આચાર્યના ઉપદેશથી દાનવડે સર્વ જગતને ઋણરહિત કરી પોતાનો સંવત્સર ચલાવ્યો. એક વખત તેણે ગુરૂને પૂછ્યું કે, 'હવે પછી ભારત ભૂમિમાં મારા જેવો બીજો કોઈ સાર્વભૌમ જૈન રાજા થશે ?' ત્યારે ગુરૂએ શ્રુતજ્ઞાનના બળથી આ ગાથા કહી અને રાજાએ પ્રશસ્તિમાં દાખલ કરાવી." આ હકીકત સાંભળી કુમારપાળ સાનંદાશ્ચર્ય પામી બોલ્યો, "ધન્ય છે આર્હતોની શક્તિને, તેમના જ્ઞાનને, વ્રતને, પરોપકારને અને અદ્ભુત હિતને!"

પછી ભોપળદેવી અને વોસિરિ વિગેરે સ્વજનો સહિત ઉજ્જયિનીથી નિકળી દશપુર નગર આવ્યો. તે નગરની બહાર ઉદ્યાનમાં એક યોગી નાકના અગ્રભાગઉપર નજર ઠેરવીને પદ્માસન વાળી શાંત વૃત્તિમાં બેઠેલો હતો. તેને જોઈ કુમારપાળે વિચાર કર્યો કે, "આ દુનિયામાં ઘણાક પોતાના મનોરથ પૂરા કરવા પ્રાસાદ, વાવ, નદી, તળાવ અને ઉપવનોની ક્રીડામાં આશ્ચર્ય પામી પોતાનું આયુષ્ય ગાળે છે; પણ તે કરતાં જેઓ પર્વતની ગુફાઓમાં વાસકરી ઉત્કૃષ્ટ જ્યોતિનું ધ્યાન ધરે છે અને પક્ષીઓ જેમના ઉત્સંગમાંથી નિર્ભયપણે આનંદાશ્રુ જળનું પાન કરે છે તે મહાત્માઓને ધન્ય છે!" થોડી વારે તે યોગીએ ધ્યાન છોડ્યું, એટલે કુમારપાળે નમસ્કાર કર્યો. ત્યારે યોગી બોલ્યો, "જે સર્વ અણિમાદિ લબ્ધિયો રૂપી કમળના રમ્ય વનમાં રતિનો ત્યાગ કરી પવિત્ર મુક્તિરૂપ હંસી તરફ આદરપૂર્વક લક્ષ આપે છે, જે મનોવૃત્તિનો નિરોધ કરી પરબ્રહ્મના પ્રમોદરૂપ જળનું પાન કરે છે અને જે રૂડી રીતે સમતારૂપ કમળ ઉપર સ્થિતિ કરે છે તે મહાત્મારૂપ હંસને નમ-

૧ મોટો તીર્થંકરનો ભક્ત. ખરેખરો શ્રાવક.

સ્કાર થાઓ." કુમારપાળે પૂછ્યું, "યોગી મહારાજ, સ્નાન, દાન, જ્ઞાન અને ધ્યાન એનું ખરૂં સ્વરૂપ શું છે?" યોગીએ કહ્યું, "મનનો મેલ કાઢવો તે સ્નાન, પ્રાણીને નિર્ભયપણું આપવું તે દાન, તત્વોના અર્થનો સારો બોધ થવો તે જ્ઞાન અને મનને વિષયથી વિરક્ત રાખવું એ ધ્યાન." કુમારપાળે એ ઉત્તરથી સંતોષ પામી તે યોગીની પ્રશંસા કરી.

પછી ફરતો ફરતો કેટલેક દિવસે ચિત્રકૂટ પહોંચ્યો. ત્યાં શ્રીશાંતિનાથના પ્રાસાદમાં રામચંદ્ર નામના મુનિ મળ્યા તેમને વાંદ્યા, અને નવાઈ લાગવાથી ચિત્રકૂટની ઉત્પત્તિ પૂછી. ત્યારે મુનિ બોલ્યા, "પૂર્વે રઘુવંશમાં ચિત્રાંગદ રાજા થઈ ગયો. તેની પાસે કોઈ યોગી વાધનીસાથે નિરંતર નવીન ફળ લાવી મૂકવા લાગ્યો. એમ કરતાં કરતાં છ માસ વીત્યા ત્યારે રાજાએ તેને તેમ કરવાનું કારણ પૂછ્યું. એટલે યોગીએ કહ્યું કે, 'આપ બત્રીશલક્ષણા છો માટે આપની સહાયથી મારા મંત્રની, સિદ્ધિ થાય તેમ છે.' રાજા બોલ્યો, 'તે લક્ષણો કયાં કયાં છે? યોગીએ કહ્યું, 'નાભિ સ્વર અને સત્વ એ ત્રણ ગંભીર હોય, છાતી કપાળ અને મુખ એ ત્રણ વિશાળ હોય, વક્ષસ્થળ કુક્ષિ નાસિકા મુખ અને ખભા એ છ ઉંચાં હોય, લિંગ પીઠ ગરદન અને જાંગ એ ચાર નાનાં હોય, આંખના ખુણા હાત પગ તાળવું ઓઠ અને જીભ એ લાલ હોય, દાંત આંગળીઓના પર્વ (સાંધા) કેશ ત્વચા અને નખ એ સૂક્ષ્મ હોય અને હડપચી લોચન બાહુ નાસિકા અને સ્તન વચ્ચેનો અંતર એ દીર્ઘ હોય તે રાજ્ય સુખ આપનાર બત્રીશ લક્ષણો કહેવાય છે. માટે જો તમે કાળી ચૌદશની રાત્રે ચિત્રકૂટઉપર મારા ઉત્તર સાધક થાઓ તો મારો મંત્ર સિદ્ધ થાય. રાજા તેની સાથે તે પર્વતઉપર ગયો. મંત્રી પણ પાછળથી ગયો. તે વખતે રાજા બેઠેલો હતો અને યોગી હોમની સામગ્રી તૈયાર કરતો હતો, તે જોઇ મંત્રીએ રાજાને સાનમાં કહ્યું કે, 'આ યોગી આપને હોમીને સુવર્ણપુરૂષ સાધવા ધારેછે

૧ પગે લાગ્યો

માટે સાવચેત રહેજો.' પછી યોગીએ અગ્નિકુંડ પ્રગટાવી જાપ કરવા માંડયો અને રાજાને ત્રણ પ્રદક્ષિણા દેવા કહ્યું. ત્યારે રાજા શંકા આવવાથી બોલ્યો, 'આપ યોગીશ્વર આગળ થાઓ.' યોગી રાજાને વિશ્વાસ લાવવા આગળ થયો. પણ પછી જેવો પાછો ફરીને રાજાને હોમવા જાયછે તેવો રાજાએ મંત્રીની સહાયથી તેનેજ હોમી દીધો. તેની પાછળ વાઘ પણ પડયો અને તેમાંથી સુવર્ણપુરૂષ ઉત્પન્ન થયો. રાજા તેને પૂજનપૂર્વક સાથે લઈ પોતાના મહેલમાં આવ્યો અને યથેચ્છ દ્રવ્ય ખર્ચ કરી સર્વત્ર પ્રસિદ્ધિ પામ્યો. પછી તે રિદ્ધિનું રક્ષણ કરવા સારૂ મંત્રીને આદેશ કર્યો કે, 'ચિત્રગિરિની પાસે કૂટ નામે દુર્ગ શૈલ (ટેકરી) છે તેના ઉપર ખંત લઈ એક મોટો કિલ્લો બંધાવો.' મંત્રીએ હુકમને માન આપી તે કામ આરંભ્યું. પણ દૈવયોગથી દિવસે ચણે અને રાત્રે પડી જાય એમ થવા માંડયું. એવી રીતે છ મહિના ગયા તો પણ રાજાનો ઉત્સાહ મંદ ન થયો તે જોઈ કૂટાચળનો અધિપતિ દેવતા બોલ્યો કે, 'રાજેંદ્ર, અહીં કિલ્લો બાંધવાની કોઈની તાગાદ નથી માટે તું તે કામ છોડી દે.' રાજા બોલ્યો, 'ભો દેવ ! પ્રાણ જતાંસુધી પણ હું કિલ્લો બાંધ્યા વગર રહેવાનો નથી. રાજાનો એવો આગ્રહ જોઈ દેવ બોલ્યો,'ઠીક ત્યારે. ચિત્રગિરિઉપર કિલ્લો બાંધો અને તે તૈયાર થાય ત્યારે તેની સાથે મારૂં નામ અમર રાખો.' પછી ચિત્રાંગદ રાજાએ ચિત્રગિરિઉપર દેવના નામથી ચિત્રકૂટ નામનું નગર બંધાવ્યું. તે નગરમાં ૧૪ હજાર કોટિધ્વજો રહેવા આવ્યા તેથી લક્ષાધિપતિયોને માટે તળેટી બંધાવવી પડી. વળી પેલા દેવતાએ પણ પોતે ત્યાં વાસ કર્યો અને પોતાના શક્તિથી તલાવ કૂવા તથા વાવ વિગેરે બંધાવ્યા. આ નગરની શક્તિથી રતાં સદાશિવે પણ પાર્વતીઆગળ કહ્યું હતું કે, 'ચિત્રકૂટ એ પૃથ્વીપર એક લોચન છે. તેવા બીજા લોચનમાટે મેદિની હાલ તપસ્યા કરે છે.' કન્યકુબ્જના શંભલીશ રાજાએ લોક પરંપરાથી તે સ્વર્ણપુરૂષની હકીકત સાંભળી, તેથી લલચાઇને ૧૬ વર્ષ સુધી તેણે અમિત સૈન્યસાથે ચિત્રકૂટને ઘેરો ઘાલ્યો. પણ

કિલ્લો મજબૂત હોવાથી ફાવી શક્યો નહીં. છેવટે તેનું કારણ જાણવાને માટે ગુપ્ત દૂતોને મોકલ્યા. તેઓ આખા નગરમાં ફરવા લાગ્યા. તેમને લોકો ઘણા આબાદ દેખાયા. નગર ઘેરાયલું છતાં કોઈ ભયભીત અથવા બૂમ પાડતું માલુમ પડ્યું નહીં. કારણ સર્વ કોઈ પોતપોતાના ધંધા રોજગારમાં મચેલા હતા. નગરચર્ચા જોઈ પાછા ફરતાં તેઓ સુમતિ મંત્રીના ઘરના ઝરૂખાઆગળ આવ્યા. આ વખતે મંત્રી ઝરૂખામાં બેસી સ્વકન્યાસાથે વાત કરતો હતો, તે સાંભળવા ઉભા રહ્યા. તેમને જોઈ મંત્રીપુત્રી બોલી કે, 'પિતાજી, આ વાણિયા અહીં કેમ ઉભા છે?' મંત્રીએ કહ્યું, 'બેટા, એ વાણિયા નથી પણ આપણા નગરને ઘેરો ઘાલનાર શંભલીશ રાજાના દૂતો છે. તારો જન્મ થયો ત્યારથી તેઓ અહીં આવેલા છે. તું સોળ વર્ષની થઈ, તારૂં લગ્ન થવ્યું અને તને પુત્ર પ્રાપ્ત થયો તો પણ તે રાજા અહીં પડી રહ્યો છે!' દૂતો ત્યાંથી છાવણીમાં ગયા અને શંભલીશને સાંભળેલી વાત જાહેર કરી. બીજે દિવસે ચિત્રાંગદ રાજાની માનીતી બર્બરિકા નામની ગુણકાએ શંભલીશ ઉપર એક કાવ્ય લખી મોકલ્યું કે,

> आरोहत्यचलेश्वरं किमु शिशुः पोतोज्झितः किं तर ।
> संभोधिं किमु कातरः सरभसं संग्राममाक्रामति ॥
> शक्येष्वेव तनोति वस्तुषु जनः प्रायः स्वकीयं श्रमं ।
> तद्दुर्गग्रहणग्रहे ग्रहिलतां त्वं शंभलीश त्यज ॥ १ ॥

'શું બાળક પર્વતપર ચડી શકે? નાવ છોડી કોઈ મહાસાગર તરી શકે? કદી કાયર પુરૂષ રણસંગ્રામમાં જીતી શકે? સમજુ માણસ હોય તે તો શક્ય વસ્તુમાંજ શ્રમ કરે. માટે તું આ દુર્ગ લેવાની હઠ છોડી દે.' આ કાવ્ય વાંચી રાજાને મન લાગણી થઈ, તેથી તેણે તે વેશ્યાને દ્રવ્ય આપી ફોડી. એટલે તેણીએ નગર લેવાની યુક્તિ બતાવી. તે એવી કે, 'ચિત્રાગંદ રાજા ભોજન વખતે નગરનાં સર્વ દ્વાર ઉઘાડાં મૂકે છે તે તક જો સધાય તો ફતેહ થાય. નહીં તો ઈંદ્રથી પણ કાળાંતે તે કબજે આવે તેમ નથી.' શંભલી-

શે એ પ્રમાણે કર્યું અને નગર તેને હાથ આવ્યું. તેણે અનેક પ્રકારે ચિત્રાંગદની અને સ્વર્ણપુરૂષની શોધ કરી પણ પત્તો લાગ્યો નહીં. કેમકે, દુશ્મનોના હાથમાં પોતાનું નગર ગયું જાણી ચિત્રાંગદે સ્વર્ણપુરૂષસહિત કૂવામાં ઝંપાપાત કર્યો હતો તેમાં સ્વર્ણ પુરૂષ દેવતાધિષ્ઠ હોવાથી અલોપ થઈ ગયો હતો. પછી થાકીને શંભલીશ ચિત્રાંગદના પુત્ર વરાહગુપ્તને ગાદીએ બેસાડી પુષ્કળ ખજાનો લેઈ પોતાની રાજધાનીતરફ પાછો ફર્યો." રામચંદ્ર મુનિથી એ પ્રમાણે વર્ણન સાંભળી કુમારપાળ તે પર્વતઉપર ચડયો અને દિશાવલોકન કરતો બોલ્યો કે, "અહીં રહીને જોતાં દૂરના પર્વતો ટેકરીઓ સરખા દેખાય છે, મોટાં ગામ નાનાં ધામ જેવાં દેખાય છે અને મહાનદીઓના પ્રવાહ પાણીની નીકો જેવા દેખાય છે."

ચિત્રકૂટથી નિકળી કુમારપાળ જે સ્થળે રઘુવંશના કીર્ત્તિધર રાજર્ષિના પુત્ર સુકોશળ મુનિને પૂર્વ ભવની માતા વાઘણે કરેલા ઉપદ્રવથી કેવળ જ્ઞાન થઈ મોક્ષ પ્રાપ્ત થયું હતું તે ભૂમિને નમન કરી કનોજ આવ્યો. ત્યાંની ભાગોળમાં આંબાનાં ઘણાં ઝાડ દીઠાં તેથી કોઈ રસ્તે જનારને પૂછ્યું કે, "અહીં આટલા બધા આંબા કેમ છે?" પેલા માણસે જવાબ દીધો કે, "આ રાજ્યમાં આંબાના ઝાડ ઉપર કર લેવામાં આવતો નથી અને તેથી લોક તેનો વધારે ઉછેર કરેછે." કુમારપાળે તે જવાબથી ખુશી થઈ પોતાના મનસાથે સંકલ્પ કર્યો કે, "રાજા થયા પછી મારે પણ આપ્રમાણે કર માફ કરવો." ત્યાંથી કાશીમાં આવ્યો. ત્યાં ફરતાં ફરતાં કોઇ શેઠની મુલાકાત થઈ. તેણે તેનો વસ્ત્રાદિથી બહુ સત્કાર કર્યો. પણ બીજે દિવસે તેજ શેઠનું ઘર લુટાતું જોઈ વિસ્મય પામ્યો અને બીજા માણસોને તેનું કારણ પૂછવા લાગ્યો. ત્યારે લોકોએ કહ્યું કે, "એ શેઠનું અકાળ મૃત્યુ થવાથી અને તેને કોઈ પુત્ર વારસ ન હોવાથી રાજાના માણસો તેનું ધન લૂટી લેવા આવ્યા છે." તે સાંભળી કુમારપાળ સંસાર સ્વરૂપનો વિચાર કરી બોલ્યો કે, "જેવી રીતે આ શેઠ એક ક્ષણમાં નાશ પામ્યો તેવી રીતે આ સર્વ જગત ક્ષણભંગુર છે. કીટકથી માંડી ઈંદ્ર પર્યં-

તનાં પ્રાણીઓને મરણ એ તો નિશ્ચિત છે. બાંધવાદિનો સંબંધ એ એક ઝાડપર મળેલા પક્ષીઓના ટોળાના સંગ જેવો છે. તેમાં મરેલાનું પાછું આવવું તે પથ્થરતળે ચગદાયલા બીમાંથી ઝાડ ઉત્પન્ન થવાની આશા રાખવા જેવું છે. પણ અજ્ઞાન લોકો તે ન સમજતાં આત્માને મિથ્યા ક્લેશ આપેછે. ધિક્કાર છે તે રાજ્યને, જે મ્લેચ્છ જેવા અપુત્રીઓનું પણ પુત્રનીમાફક સર્વસ્વ હરણ કરે છે. જેમ કણિયા દુકાળની ઇચ્છા રાખે, જારિણી પતિનો વધ તાકે, વૈદ્ય રાજરોગથી પીડાતા માતબરને શોધે, નારદ લડાઈ સળગાવવાને તત્પર રહે, દોષગ્રાહી પરછિદ્ર ખોળે અને શાકિની છળને જુએ, તેમ રાજા હમેશાં અપુત્રિયા ધનવાનના મૃત્યુની રાહ જુએ એ બહુ ખેદની વાત છે. માટે હું તો મારા રાજ્યમાં અપુત્રિયાનું ધન નહીં લઉ"

એ રીતે પ્રતિજ્ઞા કરી કાશીથી નિકળ્યો પાટલીપુત્ર આવ્યો. ત્યાં નવનંદે કરાવેલા સુવર્ણપર્વતનું વર્ણન સાંભળી વિચાર કર્યો કે, "જેમના ધનથી આ ભૂમિ પગલે પગલે પૂરાયલી હતી અને જેમણે લીલા માત્રથી આ ભૂંવલય[1] વશ કર્યું હતું તેવા રાજાઓ આ ભવરૂપી મહાસાગરમાં પરપોટાનીપેઠે નાશ પામ્યા. આ પ્રમાણે છતાં હું આમ ધન મેળવીશ, આમ રક્ષણ કરીશ, આમ વધારો કરીશ અને આમ ભોગવીશ, એવા તુરંગમાં મનને રૂંધી રાખું છું; પણ યમરાજાની બત્રીશીમાં મારો આત્મા સપડાયલો છે તેનો વિચાર કરતો નથી" પછી રાજગૃહ નગરમાં ગયો. ત્યાં શાલિભદ્ર નામે શેઠની આશ્ચર્યકારક વાતો સાંભળીઃ "તે સ્વર્ગીય પિતાની સહાયથી હમેશ ભ્રમરનીપેઠે સ્વર્ગભોગ ભોગવતો હતો અને તેની અર્ધાંગનાઓ નિત્ય નિત્ય નવીન સુવર્ણનાં આભૂષણો નિર્માલ્યની માફક ઉતારી નાખતી હતી. એક વખત જ્યારે તે નગરનો શ્રેણિક રાજા તેની હવેલીમાં પધાર્યાની માતા સુભદ્રાએ વધામણી મોકલી ત્યારે એણે કહાવ્યું કે, 'માજી, જો એ શ્રેણિક નામનું કરિયાણું

૧ પૃથ્વી રૂપી કંકણ

મહા મોઘું હોય તો આપ ગમે તે રીતે એને ખરીદ કરો. આપ કરશો તે મારે પ્રમાણ છે!' પછી જ્યારે માતાએ જણાવ્યું કે, 'વત્સ, એ કરિયાણું નથી. એ તો આપણા મહારાજાધિરાજ છે.' ત્યારે તે સાંભળી શાલિભદ્રને મન ખેદ થયો કે, 'અહો! હજી મારે માથે ધણી છે!' પછી તે નીચે આવ્યો એટલે રાજાએ તેને આલિંગન કર્યું, તે પણ એને કલેશ રૂપ થઈ પડ્યું! જેમાંની શ્રેણિકની ચેલણા રાણી એક પામી નહોતી તેવી ૧૬ રૈલ્લકંબલો એની ૩૨ વલ્લભાઓએ પગની રજ લુછીને ખાળમાં ફેંકી દીધી હતી!" એવીજ રીતે બીજા ધનાશેઠ, પુણિયા શ્રાવક અને અભયકુમાર મંત્રી વિગેરેનાં પરાક્રમો સાંભળી કુમારપાળે મનમાં વિચાર કર્યો કે, "પૂર્વે મેળવેલું નથી, હાલ મળતું નથી અને ભવિષ્યમાં મળવાની ખાત્રી નથી તોપણ વાંછામાત્ર પરિગ્રહ છોડવાને અમે શક્તિમાન થતા નથી. માટે ધન્ય છે તે નિર્મળ બુદ્ધિવાળા બ્રહ્મજ્ઞાનીઓને, જેઓ એકાંત નિઃસ્પૃહ થઈ વારંવાર ભોગવાતા તેવા પરિગ્રહનો ત્યાગ કરે છે. વિષયો ચિરકાળ વાસ કરીને પણ અવશ્ય જવાના. ત્યારે તે વિયોગમાં શો ભેદ છે જે પુરૂષો એમને પોતાનીમેળે નથી છોડતા? વિષયોને તેમના આપથી જવા દેવાથી મનને પરિતાપ થાય છે અને આપણી મેળે તેમને છોડાવાથી તો અનંત શાંત સુખનો અનુભવ થાય છે." પછી ત્યાં નજીકના વૈભાર પર્વતપર ચડ્યો અને શ્રીમહાવીરસ્વામીના સમવસરણની ભૂમિ તથા શાલિભદ્રના પાદપોપગમ અનશનની શિલા વિગેરે જોઇને ચિંતવન કર્યું કે, "અહો! જેઓ હિમાચલના શિખર જેવા સુંદર પ્રાસાદોમાં દેવાંગનાઓએ શણગારેલા પલંગમાં સૂતા હતા તેઓએ અહીં જ્ઞાન જ્યોતિનો પ્રકાશ થવાથી ભૂમિના બખોલોમાં અને પર્વતોની ગુફાઓમાં નિશાગમન કર્યું!"

---

૧ રત્નજેવી મૂલ્યવાન કાંબળીઓ.

૨. જેના ઉપર શાલિભદ્ર અન્નપાણીનો ત્યાગ કરી ઝાડનીપેઠે સ્થિર રહ્યા હતા તે પથ્થર.

પછી લોકપ્રસિદ્ધ કામરૂપ પ્રદેશમાં આવ્યો અને ત્યાં કૌતુકથી કામાક્ષી દેવીનું મંદીર જોવા ગયો. તે મંદીરમાં પૂજાનેમાટે ઘણી સ્ત્રીઓ મળેલી હતી. સ્વરૂપમાં તે સર્વે સુરાંગનાઓના ગર્વને હઠાવે તેવી હતી. તેમનામાં મર્યાદાનો અંશ દેખાતો નહોતો, પણ કળા કૌશલ્યમાં નિપુણ હતી. તેમને જોઈ કુમારપાળના મનમાં વિચાર ઉઠયો કે, "જો વચમાં મદિરાક્ષીઓની આડ ન હોય તો સંસારનો નિસ્તાર દૂર નથી. અહો, આ જગત વિષય વિષથી કેવું વ્યાકુળ છે! જે ગર્ભવર્તીઓના સુંદર ભુજરૂપી લતાઓના આલિંગનથી કુરૂબક, તિલક, અશોક અને આમ્રવૃક્ષ અત્યંત વિકાર પામે છે તેમના પૂર્ણ ચંદ્રવત્ ગાર અને લીલા રસથી વ્યાપ્ત મુખકમલને વારંવાર નિહાળી કયો કુશળ યોગી મનને નિર્વિકાર રાખી શકે ? આ ભુવન માત્ર કામાગ્નિના તીવ્ર સંતાપથી પીડિત છે, એમ જાણીને યોગીવરો વિષયનો ત્યાગ કરી સંયમ આરામથી રમણીય પ્રશમસમુદ્રના તીરનું નિરંતર સેવન કરે છે."

પછી આગળ ચાલ્યો એટલે એક એવો દેશ આવ્યો કે જ્યાં સર્પનું રાજ્ય હતું. તેના રાજ્યમાં પ્રજાને લૌકિક કિંવા દૈવિક કોઈ જાતનો ભય નહોતો. કુમારપાળે કોઈ વૃદ્ધ પુરૂષને તે સર્પરાજ સંબંધી હકીકત પૂછી એટલે તેણે કહ્યું કે, "આ નાગકુમાર દેવે સ્થાપેલું નાગેંદ્રપત્તન નામનું નગર છે. અહીં શ્રીકાંત નામે રાજા રાજ્ય કરતો હતો. તે અત્યંત શ્રીમાન્, દાતા, ભોક્તા, વિવેકી અને પ્રજાપ્રિય હતો. પણ જેવા તેવા કારણમાં ગુસ્સે થવાની તેને આદત હતી. એક દિવસે ક્રોધના આવેશમાં તે મહેલની અંદર ફરતો હતો તેવામાં થાંભલાસાથે માથું અથડવાથી મૂર્છા પામી નીચે પડયો, પુત્ર ન હોવાથી આર્તધ્યાનમાં મરણ પામી સપ્ત ફેણો સર્પ થયો અને ભંડારમાં રહેવા લાગ્યો. મંત્રીઓ તેને વારંવાર બહાર

---

૧. શાત ૨. ધ્યાનના ચાર પ્રકાર છે. આર્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લ-તેમાં અનિષ્ટ વસ્તુના સંયોગ, ઇષ્ટ વસ્તુના વિયોગ, રોગના નિદાન અને આગળના વિચાર સંબંધી મનમાં ચિંતા કરવી તેને આર્તધ્યાન કહે છે.

મૂકી આવ્યા, તોપણ તે ત્યાંને ત્યાં પાછો દાખલ થયો. રાજ્ય નિવારસી થવાથી શત્રુઓની આંખમાં આવ્યું અને લોકો મોટા સંકટમાં પડ્યા. તેમણે નગરસ્થાપક નાગદેવનું સ્મરણ કર્યું. તે દેવે જાતિસ્મર[1] નાગને દેવકુળનો જાણી લોકોને સમજાવ્યું કે, 'પૂર્વે એ તમારો રાજા હતો માટે હવે પણ એનેજ રાજા રહેવા દો.' તે દિવસથી અહીંની ગાદીએ સર્પરાજા છે." આ વૃત્તાંતઉપરથી કુમારપાળને ખાત્રી થઈ કે, "ક્રોધ એ દુર્ગતિનો આપનાર છે, માટે ઉદય પામવાની ઇચ્છા રાખનારે પ્રથમ બુદ્ધિથી રોષમય અંધકારને દૂર કરવો જોઇએ. સૂર્યનારાયણ પણ રાત્રિના અંધકારને ભેદ્યા વગર ઉદય નથી પામતા." અહીં જોડા ફાટી જવાથી તે મોચીઓના બજારમાં ગયો. તે વખતે બાળચંદ્ર નામના એક મોચીએ તેને સારો વિવેક બતાવ્યો. તેણે કહ્યું કે, "મહારાજ, આપ ભવિષ્યમાં રાજા થવાના છો માટે મેં આ શકુનસારૂ ખાસ તૈયાર કરી રાખેલી મોજડીઓ સ્વીકારો." તેનો આગ્રહ જોઈ કુમારપાળે હર્ષિત થઇને તે ભેટ કબૂલ રાખી. અહીં તેને સિદ્ધરાજના મરણની અને પાટણમધ્યે પાદુકાના રાજ્યની ખબર મળી. તેથી 'પાટણમાં કુમારપાળ રાજા થયાની ખબર સાંભળે એટલે તું ત્યાં આવજે' એવી મોચીને સમજ આપી તે ઉજ્જયિની થઈ સિદ્ધપુર ગયો. ત્યાં પૂર્વે માનેલા બ્રાહ્મણ—મામાને ઘેર સર્વ કુટુંબ મૂકી પોતે એકલો પાટણ ગયો. ત્યાં તેનો બનેવી કૃષ્ણદેવ તેને મોટા માનસાથે પોતાને ઘેર લેઈ ગયો. એક દિવસ તેની બેન પ્રેમળદેવી તેને સ્નાન કરાવતી હતી તે જળમાં એકાએક દુર્ગાએ[2] નાહીને સુસ્વર કર્યો. તે જોઈ કુમારપાળ દુર્ગાપ્રતિ બોલ્યો કે, "જો મારા નશીબમાં તને રાજ્ય દેખાતું હોય તો તું મારા મસ્તકઉપર બેસીને સુસ્વર કરી કર્ણને આનંદ આપ." ઈશ્વર કૃપાથી દુર્ગાએ 'તને રાજ્ય છે' એવો સુસ્વર કર્યો અને તે જોઈ એક શાકુનિક

૧. પૂર્વ ભવના સ્મરણવાળા

૨ કાળી ચકલી-દેવ ચકલી.

બોલ્યો કે, “ આજથી સાતમે દિવસે તમને રાજ્ય મળશે. ” કુમારપાળ તે સાંભળી ઘણો હર્ષિત થયો અને તે નૈમિત્તિકને વિદ્વાન્ તરીકે સારો સત્કાર આપી વિદાય કર્યો.

---

# ભાગ ૭ મો.

## કુમારપાળ–રાજ્યાભિષેક.

હવે રાજ્યગાદી આપવાના સંબંધમાં સામંતો અને મંત્રીઓ વચ્ચે વાદ ચાલતાં સર્વાનુમતે એમ ઠર્યું કે, કૃષ્ણદેવે હક્કદારોને દરબારમાં રજુ કરવા. તેથી કૃષ્ણદેવ બીજા બે કુમારોસહિત કુમારપાળને વસ્ત્રાભૂપણથી અલંકૃત કરી અશ્વઉપર બેસાડી રાજભુવનમાં તેડી લાવ્યો. પછી એક કુમારને સિંહાસનઆગળ બોલાવવામાં આવ્યો. ત્યારે તે મંત્રીઓને નમસ્કાર કરી બોલ્યો કે, "શું કહો છો ?" આ ઉપરથી મંત્રીઓને તે રાજ્યલાયક ન જણાયો તેથી તેનો નિષેધ કરી બીજા કુમારને બોલાવ્યો તેને સિંહાસન પાસે આવતાં ગભરાટ થવાથી વસ્ત્રનું પણ ભાન ન રહ્યું. તે જોઈ સભાસદોએ વિચાર કર્યો કે, જે પોતાનું એકલું અંગ ઢાંકવાને ગભરાય છે તે સમાંગ મહારાજ્યને કેવી રીતે સંભાળી શકશે ? માટે એ પણ ગાદીને લાયક નથી. પછી કુમારપાળને બોલાવ્યો. તે હાથમાં સમશેર રમાડતો પ્રફુલ્લિત ચહેરાથી ખભા ઉપર ઉત્તરીય વસ્ત્ર નાખી ઉંચો શ્વાસ લેઈ સિંહાસનપર બિરાજમાન થયો. તે જોઈ બંદીજનો બોલી ઉઠયા કે, "લક્ષ્મી વંશપરંપરાથી આવતી નથી, તેમ શાસ્ત્રમાં પણ લખેલી નથી. માત્ર વીર પુરૂષો સમશેરના પ્રતાપથી તેનો ઉપભોગ લે છે. આ વસુંધરા વીરપુરૂષોનેજ ભોગવવા યોગ્ય છે". કુમારપાલની આ પ્રમાણે ચેષ્ટા જોઇ કૃષ્ણદેવ વિગેરે સર્વ સામંતો ઘણા ખુશી થયા. પછી તેમણે વિક્રમ સંવત્ ૧૧૯૯ ના માર્ગશીર્ષ વદ ૪ ને દિવસે પુષ્ય નક્ષત્ર, મીન લગ્ન અને ઉચ્ચ ગ્રહોનો યોગ આવેથી તેનો રાજ્યાભિષેક કર્યો. આ વખતે કુમારપાળની ઉમર ૫૦ વર્ષની હતી. આવો માંગળિક પ્રસંગ આવ્યાથી પ્રેમળદેવીવિગેરે રાજભગિનીઓએ મહોત્સવ માંડયો. સામંતો અને મંત્રીઓએ નજરાણામાં હસ્તિવિગેરેની

ભેટ કરી નમસ્કાર કર્યો. કુમારપાળના મસ્તકપર આવેલી કલગી પણ પોતાને કૃતાર્થ માની તેના સમગ્ર ઐશ્વર્યની વૃદ્ધિનું સૂચવન કરતી હોય એમ દેખાવા લાગી. પછી કુમારપાલ રાજા પટ્ટગજઉપર સ્વાર થયો. મસ્તકે શ્વેત છત્ર ધરાયું. આસપાસ ચમરો વીંઝાવા લાગ્યા. વાજિંત્રોના નાદથી દિશાઓ ગાજી રહી. એવા મોટા ઠાઠ માઠથી સ્વારી નિકળી. રસ્તે ચાલતાં લોકોના જયજયકારના શબ્દો સાંભળતી રાજમહેલમાં આવી પહોંચી. મિત્રકમળને ખિલવનાર અને અરિકૈરવને કરમાવનાર રાજા જોઈને કોનું મન હરણ ન થાય ?

ગામ, નગર અને દેશના રક્ષણસારૂ યોદ્ધાઓનો સંગ્રહ કર્યો. કુનીતિનું દળન કરી સુનીતિને ફેલાવી. વ્રતીઓપર સમતા બતાવી. દેવળોમાં મહાપૂજાઓ ચાલુ કરી. સત્પુરૂષોને માન આપી દુર્જનોને દૂર કર્યા. એ રીતે રાજ્યમાં સર્વત્ર શાંતિ પસરે એવા ઉપાયો લેવા માંડ્યા. ભોપલદેવીને પટ્ટરાણીની પદ્વી આપી અને પોતાને ઉપકાર કરનાર બીજા માણસોને બહુમાનથી બોલાવી યોગ્ય બદલો આપ્યો. "બીજાએ કરેલો ઉપકાર જાણી તેના ઉપર જે પુરૂષ પ્રત્યુપકાર કરે તેના સમાન ઇંદ્ર. ચન્દ્ર અને સૂર્ય પણ નથી ગણાતા. ઉપકાર વ્રત જેવું બીજું એકે વ્રત નથી. તે આ લોકમાં પણ શીઘ્રમેવ પુષ્કળ ફળ આપેછે." ઉદયન મંત્રીને મુખ્ય પ્રધાન નિમ્યો. તે પુરૂષ સ્વામીભક્ત, ઉત્સાહી, કૃતજ્ઞ, ધાર્મિક, પવિત્ર, માયાળુ, કુલીન, શાસ્ત્રજ્ઞ, સત્યભાષી, વિનીત, દીર્ઘદર્શી, નિર્વ્યસની, વૃદ્ધસેવક, ઉદાર, સાત્વિક, પ્રાજ્ઞ, શૂર અને ચપળ હતો. વળી તે સ્વદેશી, રાજા પ્રજા અને પિંડનું સમાન હિત તાકનાર, નિ:સ્પૃહી અને સ્વભાવે શાંત હતો. તે બહુધા મિથ્યા વચન કાઢે તેવો નહોતો. સર્વ ધર્મોને માન આપી પાત્રની યોગ્યતા પ્રમાણે અધિકાર આપનાર હતો ત્રણ વેદ, વાર્તા, દંડ અને નીતિમાં તેણે શ્રમ લીધેલો હતો. રાજાએ તેને પ્રથમથીજ પરીક્ષા કરી પસંદ કરેલો હતો. તેના પુત્ર વાગ્ભટને સર્વ રાજ્ય કારભારમાં સહાયક નિમી

આંલિંગમંત્રીની પદવી આપી. આલિંગ કુંભારને ચિત્રકૂટની પટ્ટિકાનો સ્વામી બનાવ્યો. તે પટ્ટિકાને તાબે ૭૦૦ ગામો હતાં. તેના વંશજો લાજ આવવાથી હાલ પોતાને 'સગરા' રજપૂતના નામથી ઓળખાવે છે. જેમણે કાંટામાં ઘાલી રક્ષણ કર્યું હતું તેમને પોતાના અંગ રક્ષકોમાં દાખલ કર્યા. વોસિરિ બ્રાહ્મણ-મિત્રને લાટ દેશ બક્ષીસ કર્યો. રાજતિલક કરનાર દેવશ્રીને ધોળકા આપ્યું. ચણા આપનાર દુકાનદારને વટપદ્રનો ઇનામદાર કર્યો.

એવી રીતે સર્વ ઉપકારી પુરૂષોને સંભારી સંભારી બોલાવ્યા, તે વખતે ધર્મપ્રાપ્તિનો અંતરાય હોવાથી શ્રીહેમાચાર્ય ન સાંભર્યા એવામાં તે આચાર્ય કુમારપાળને રાજ્ય મળ્યાના સમાચાર સાંભળી કર્ણાવતીથી પાટણ પધાર્યા. ઉદયન મંત્રીએ પ્રવેશોત્સવ કર્યો. આચાર્યે મંત્રીને પૂછ્યું કે, "રાજા અમને સંભારેછે કે નહીં ?" મંત્રીએ કહ્યું, "ના." કોઇક અવસરે નિમિત્તના બળથી સૂરિએ મંત્રીને કહ્યું કે, "તમારે આજે રાજાને નવી રાણીના મહેલમાં જવાની ના પાડવી. કારણ, ત્યાં ઉપદ્રવ થવાનો છે. જો કદાપિ રાજા બહુ આગ્રહથી પૂછે તો મારૂં નામ આપજો." મંત્રીએ સૂરિના વચનપ્રમાણે રાજાને કહ્યું. રાજા કબૂલ રાખી નવી રાણીના મહેલે સૂવા ન ગયો. રાત્રે એકાએક વિદ્યુત્પાતથી તે મહેલ બળી ગયો અને તેમાં રાણીનો ઘાત થયો. આ આશ્ચર્યકારી બનાવ જોઇ ચમત્કાર પામેલો રાજા મંત્રીને પૂછવા લાગ્યો કે, "આવું મહોપકાર કરનાર અદ્ભુત ભવિષ્ય કાળનું જ્ઞાન કોને છે?" રાજાનો અતિ આગ્રહ જોઇ સૂરિસંબંધી આગમનપ્રમુખ સર્વ વૃત્તાન્ત કહ્યો. તે સાંભળી રાજાએ ખુશી થઇને સૂરિને સભામાં આવવામાટે વિનંતી કરાવી. સૂરિ સભામાં આવ્યા ત્યારે રાજાએ આસન ઉપરથી ઉઠી વંદન કર્યું અને હાથ જોડી બોલ્યો કે, 'મહારાજ! હું આપને મારૂં મુખ દેખાડવાને પણ સમર્થ નથી. આપે મને ભવિષ્યમાં રાજ્ય મળવાના સમયની ચિઠ્ઠી આપી હતી અને ખંભાતમાં મારા જીવિતનું રક્ષણ કર્યું

૧ મદદગાર પ્રધાન નાયબ દિવાન

હતું. પરંતુ રાજ્ય મળ્યા છતાંએ નિઃકારણ ઉપકાર કરનાર આપ મને સાંભર્યા નહીં. હું કોઈ પ્રકારે આપના ઋણમાંથી છૂટું તેમ નથી." સૂરિએ કહ્યું, "ફોકટ આત્માને શામાટે નિંદોછો? કારણ, તમારે પ્રત્યુપકાર કરવાનો સમય તો હમણાંજ આવેલો છે." તે સાંભળી રાજા બોલ્યો, "મહારાજ! પ્રથમ મેં કબૂલ કરેલું રાજ્ય સ્વીકારી મારાઉપર કૃપા કરો." ત્યારે સૂરિ બોલ્યા, "હે રાજન્! અમને ત્યાગીને રાજ્ય કલ્પતું નથી. તેમ છતાં જો કૃતજ્ઞતાથી પ્રત્યુપકાર કરવા ઇચ્છતા હો તો જૈન ધર્મનેવિષે તમારૂં મન અર્પણ કરો." ત્યાર પછી રાજા બોલ્યો કે, "મહારાજ! હું આપના વચનપ્રમાણે સર્વ ધીમે ધીમે કરીશ. પરંતુ હું આપનો સમાગમ સર્વ કાળનેવિષે નિધાનનીપેઠે ઈચ્છું છું; માટે આ સભાનેવિષે નિરંતર પધારવા કૃપા કરશો." રાજાની એ વિનંતી કબૂલ રાખી સૂરિ નિરંતર સભામાં સમયાનુસાર સ્વૈપરદર્શનનું કથન કરવા લાગ્યા.

રાજાએ દિવસના આઠ ભાગ કરી પ્રથમ ભાગમાં રક્ષાસારૂ ખર્ચનો વિચાર કરવો, બીજા ભાગમાં નગરના લોકોની રક્ષાનું ચિંતવન કરવું, ત્રીજા ભાગમાં દેવાર્ચા કરી ભોજન કરવું, ચોથા ભાગમાં ખજાનો તપાસવો, પાંચમા ભાગમાં બીજાં બધાં કામોમાંથી નિર્વૃત્ત થઇ ચરોને પરદેશ મોકલવા, છઠ્ઠા ભાગમાં મરજીમુજબ ફરવા નિકળવું, સાતમા ભાગમાં હાથી ઘોડા અને બાણ વિગેરેની રચના કરાવવી અને આઠમા ભાગમાં જય મેળવવા નવી સેના તૈયાર કરવાની ગોઠવણ કરવી. તેવીજ રીતે રાત્રિના આઠ ભાગમાં અનુક્રમે ૧ એકાંતમાં મોટા આપ્ત માણસોનીસાથે વાતચીત કરવી ૨ રીતિથી[3] ગંભીર અર્થવાળા શાસ્ત્રનું સ્મરણ કરવું, ૩ વાજિંત્ર સાંભળી શયન કરવું, ૪-૫ નિદ્રા લેવી, ૬ વાદ્યનાદથી જાગી મન વચન અને કાયાની એકાગ્રતાએ ધ્યાન કરવું, ૭ મંત્રનો

---

૧ ગુપ્ત ધન. ૨ પોતાના અને બીજાના મતનું. ૩ સુખથી.

વિચાર કરવો અને ૮ બ્રાહ્મણોના આશીર્વાદ ગ્રહણ કરી વૈદ્યોની મુલાકત લેવી."

કુમારપાળ આ પ્રકારની રાજનીતિને અનુસરી જરા પણ વખત ફોગટ ન ગુમાવતાં પ્રૌઢતા અને દેશાટણમાં પ્રાપ્ત થયેલી નિપુણતાનેલીધે પોતે રાજ્યસૂત્ર ચલાવા લાગ્યો. તે વાત વૃદ્ધ પ્રધાનોને ગમતી થઇ નહીં. તેથી તેમણે કુમારપાળને મારી નાખવાનો મનસૂબો કરી ગોપુરદ્વારઆગળ અંધારામાં ઘાતકો (મારા) સંતાડયા; પણ તે કાવતરાની કોઇ આપ્તદ્વારા ખબર મળવાથી કુમારપાળે બીજા દરવાજેથી ગૃહપ્રવેશ કર્યો અને ચિંતવવા લાગ્યો કે, "પૂર્વે કરેલાં પુણ્ય પ્રાણીનું વનમાં, રણમાં, શત્રુમાં, જળમાં અગ્નિમાં, સમુદ્રમાં, પર્વતના શિખરપર, નિદ્રામાં, પ્રમાદમાં અને વિષમ સ્થિતિમાં રક્ષણ કરે છે. મિત્ર વર્ગને ઉપકાર કરવાથી અને શત્રુ વર્ગને અપકાર કરવાથી લોકમાં પ્રભુતા વધે છે. કેવળ ઉદરપોષણ તો કોણ નથી કરતું ?" આ રીતે રાજનીતિ વિચારીને કાવતરાખોર વૃદ્ધ મંત્રીઓને કુમારપાળ રાજાએ યમરાજાને ઘેર વિદાય કર્યા. કૃષ્ણદેવ કુમારપાળનો બનેવી હતો અને તેને ગાદી અપાવવામાં આગેવાન હતો, તેથી ફુલાઇ જઈ રાજપાટિકા તથા તેવા બીજા અવસરે માર્મિક વચનોથી તેને પાછલી દુરવસ્થા સંભારી આપવા લાગ્યો. કુમારપાળે તેને સમજાવ્યું કે, "હવેથી તમારે સભા સમક્ષ આવું વચન કદી પણ કાઢવું નહીં. એકાંતમાં તો જેવી મરજી. કારણ, સંપદા અને વિપદા એ મહાપુરૂષોનેજ હોય છે, ઇતરને નથી હોતી. જુઓ! ચંદ્રમાજ હાનિવૃદ્ધિ પામે છે, કંઈ તારાગણ નથી પામતો. કોઈના છતા અથવા અછતા દોષ બીજાને શામાટે કહેવા ? તેમ કરવાથી અર્થ કિંવા યશ પ્રાપ્ત થતો નથી, માત્ર શત્રુતા થાય છે. જગતમાં દોષ કોના નથી હોતા ? સર્વે મનોરથ કોના પૂરા થયા છે ? શાશ્વત સુખ કોને છે ? દૈવ કોનો મદ નથી ઉતારતો ? કોઇનાં કર્મ, મર્મ અને જન્મ એ ત્રણ કદી પ્રગટ કરવાં નહીં. તેમાં પણ મર્મતો ભેદવોજ નહીં. કારણ, તેથી તે

માણસ મરે અથવા મારે." તેનું આ પથ્ય વચન મોતથી ઘેરાયલા કૃષ્ણદેવે ગ્રહણ ન કર્યું અને તિરસ્કારથી બોલ્યો કે, "હે અનાત્મજ્ઞ! તું મને નથી ઓળખતો? તારાં પગલાં ટળવાનાં થયાં છે!" આવી રીતે બોલતાં કૃષ્ણદેવે કઇ વખતે કેવું વચન કાઢવું તેનો વિચાર ન કર્યો. આ સભા કોની? હું કોણ? આ સમય કયો? આ વચન કેવું? તે સર્વને પ્રિય થઇ ફળ આપશે કે નહીં? એ વિગેરે બાબતોનો વિચાર કર્યા વગર જો કોઇ સારૂં વચન બોલે તો તે પણ હાંસીને પાત્ર થાય. રાજાની આજ્ઞાનો ભંગ, મહાપુરૂષોનું માનખંડન અને લોકોનાં મર્મવાક્ય એ શસ્ત્રવગરના વધ જેવાં છે. યાચક, વંચક (છેતરનાર), વ્યાધિ, મરણ અને મર્મભાષણ એ પાંચ યોગીઓને પણ [1]ઉદ્વેગનાં કારણ થાય છે. કુમારપાળે તે વખતે ક્રોધનાં ચિહ્ન ગોપવી બીજે દિવસે પોતાના મલ્લોપાસેથી તેનું અંગ ભંગાવી નાખી નેત્રો કાઢી લેઈ તેને ઘેર મોકલી દીધો. કહ્યું છે કે, "શાસ્ત્ર સ્થિર બુદ્ધિથી વિચારવું, આરાધેલા રાજાથી પણ બીવુ અને પોતાની માનેલી સ્ત્રીની પણ રક્ષા કરવી. શાસ્ત્ર, નૃપ અને સ્ત્રીમાં સ્થિરતા ક્યાંથી હોય? મેં આ દીવો પ્રગટાવ્યો છે, માટે મને તો એ જરૂર નહીં દઝાડે એવા ભ્રમથી જેમ દીવામાં આંગળી ન ઘલાય તેમ પોતે સ્થાપન કરેલા રાજાનો પણ તિરસ્કાર ન થાય. લોકો પણ મનમાં એ નીતિ સમજી જેમ દેવતા દેવેંદ્રને સેવે તેમ તે રાજાને સેવવા લાગ્યા. બળિયો અને શૂરો સિદ્ધરાજનો ધર્મપુત્ર જે ચારભટ તે ચૌલુક્યને છોડી અર્ણોરાજની સેવામાં ગયો. એ પ્રમાણે નિષ્કંટક રાજ્ય થવાથી રાજાએ સર્વત્ર દેશમાં લોકોના મસ્તકઉપર શેષનીમાફક પોતાની આજ્ઞા સ્થાપન કરાવી.

---

૧ દબાવી.

# ભાગ ૮ મો.



## કુમારપાળ–વિજયયાત્રા.

સિંધુ નદીના પશ્ચિમ કાંઠે પદ્મપુર નામના નગરમાં પદ્મરથ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને પદ્માવતી નામની પદ્મિની પુત્રી હતી. તે કુમારપાળના પરનારીસહોદર વ્રત, નિઃસીમ રૂપ અને સૌંદર્યાદિ ગુણો સાંભળી તેના ઉપર મોહિત થઇ પાટણ આવી. તેની સાથે રૂપ, લાવણ્ય અને વયમાં તેણીના સમાન સોળ વરાંગનાઓ, સાત કોટિ દ્રવ્ય અને સાતસો સિંધી ઘોડા એ પ્રમાણે પરિવાર હતો. કુમારપાળે તે સ્વયંવરા કન્યાનું પાણિગ્રહણ કર્યું. એ સંબંધથી નાખુશ થઈ મૂળરાજ નામનો કોઈ રાજા ચઢી આવ્યો, પણ તે યુદ્ધમાં કુમારપાળ સામે ફાવ્યો નહીં.

પછી કુમારપાળ દિગ્વિજય કરવા નિકળ્યો. પૂર્વ દિશામાં કુરૂ, સૂરસેન, કુશાર્ત, પાંચાલ, વિદેહ, દશાર્ણ અને મગધ વિગેરે દેશો–ઉત્તર દિશામાં કાશ્મીર ઉડ્ડિયાણ, જાલંધર, સપાદલક્ષ અને પર્વતપર્યતના દેશો–દક્ષિણ દિશામાં લાટ, મહારાષ્ટ્ર અને તિલંગ વિગેરે દેશો અને પશ્ચિમ દિશામાં સુરાષ્ટ્ર, બ્રાહ્મણવાહક, પંચનદ, સિંધુ અને સોવીર વિગેરે દેશો સાધી અનેક કોટિ દ્રવ્ય લેઈ અગીઆર લાખ ઘોડા, અગીઆરસો હાથી, પાંચ હજાર રથ, બ્હોંતેર સામંત અને અઢાર લાખ પાયદળ સાથે પાટણ આવ્યો. એ રાજેંદ્રના દિગ્વિજયના પ્રમાણવિષે શ્રીવીરચરિત્રમાં આ પ્રમાણે લખેલું છે, "તે પૂર્વે ગંગા નદી, દક્ષિણમાં વિંધ્યાચળ, પશ્ચિમમાં સિંધુ નદી અને ઉત્તરમાં તુર્કસ્થાનસુધીના દેશો સાધશે."

સમુદ્રથી વિંટાયલા શતાનંદ નામના નગરમાં મહાનંદ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને મદનરેખા નામે રાણી હતી. તેણી-

એ રાજાને પોતાની શોકમાં આસક્ત જાણી કોઈક વૈદેશિકપાસેથી કાર્મણનું ચૂર્ણ લીધું. પણ પછીથી મંત્રના બળથી પતિની પ્રીતિ મેળવવી એ પતિદ્રોહમાં ગણાય છે, એમ વિચારીને તે ચૂર્ણ સમુદ્રમાં ફેંકી દીધું. તેનાથી સમુદ્રનો દેવતા વશ થયો. તેણે વૈક્રિય રૂપ ધારણ કરી રાત્રે રાણીનીસાથે સંભોગ કર્યો. તેથકી રાણીને ગર્ભ રહ્યો. તે કૃત્ય સાંભળી ક્રોધાયમાન થયેલા રાજાએ તેણીને દેશ નિકાલ કરવાનો હુકમ કર્યો. એટલામાં તે દેવ આવી રાજાને કહેવા લાગ્યો કે, " ઉંચા કુળમાં જન્મેલી અને શીળે શોભાયમાન કન્યાને પરણીને જે સમદૃષ્ટિથી જોતો નથી તેને મહાપાપિષ્ઠ માનેલો છે; માટે રાણીની અવજ્ઞા કરનાર તને અંતઃપુરસહિત હું દેશમાંથી કાઢી મૂકીશ. " એ સાંભળી રાજા બીન્યો અને રાણીનીઆગળ પોતાનો અપરાધ ક્ષમાવવા લાગ્યો. ત્યારે રાણીએ તેને ચૂર્ણાદિનો સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. અનુક્રમે પુત્ર થયો અને તે મલ્લિકાર્જુનના નામથી પ્રસિદ્ધ થયો. રાણીએ દેવતાપાસે તેનેમાટે રાજ્યસ્થાપવાની જગો માગી. દેવતાએ પાણી હઠાવી નવીન ભૂમિમાં દ્વીપ પેદા કર્યો. તે જગોએ હાલ કોંકણ દેશ પ્રસિદ્ધ છે.

કોઇક સમયનેવિષે કુમારપાળ ચક્રવર્તી રાજસભામાં બિરાજેલો હતો. તેવામાં કોઇ ભાટ તે કોંકણના મલ્લિકાર્જુન રાજાની આપ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો, " પ્રથમ પોતાના પ્રચંડ ભુજબળથી સર્વ રાજાઓને જીતી પુત્રોનીપેઠે સર્વ કાળમાં પોતાને આધીન કરી જે મલ્લિકાર્જુન નામનો રાજા ' રાજપિતામહ ' એવું બિરૂદ ધારણ કરે છે, તે ધનુષ્યની વિદ્યામાં અર્જુન સરખો શોભાયમાન વર્તે છે. " મલ્લિકાર્જુનને 'રાજપિતામહ' એવું બિરૂદ સાંભળી રાજા ક્રોધાયમાન થયો. તે જોઇ ભાટ ફરીથી બોલ્યો કે, " રવિનો ઉદય વખાણવા જેવો છે. જેમના ઉદયથી અંધકાર કિંવા પ્રકાશ થતો નથી તેવા બીજાઓ [illegible] યની શ્લાઘા કરવાની શી જરૂર છે? " ભાટના એ બોલવાથી રાજાને [illegible] ક્રોધ ચઢયો અને સહેવાઇ રહેવાયું નહીં તેથી બોલ્યો કે, " આ [illegible] ! એ રાજા મોટો અહંકારી

દેખાય છે. કારણ, પ્રૌઢ અહંકાર શિવાય આવી ગુણાવલી કેમ બોલાય? હું એના અહંકારની ખબર લેઇશ.” પછી રાજાએ સભામાં ચોતરફ નજર ફેરવી, એટલે રાજાના મનનો અભિપ્રાય સમજનાર મંત્રીપુત્ર આમ્રભટે કરસંપુટ ઉંચો કર્યો. તે જોઇ રાજા ચમત્કાર પામ્યો. સભા વિસર્જન થઇ એટલે મંત્રીપુત્રને બોલાવી કરસંપુટ કરવાનું કારણ પૂછ્યું. ત્યારે મંત્રીપુત્ર બોલ્યો કે, “મહારાજ! આ- સભામાં કોઇ સુભટ છે કે જે મિથ્યાભિમાની નૃપાભાસ મલ્લિકાર્જુનને જીતી લાવે, એવો આપણો આદેશ જાણી સ્વામ્યાદેશ[1] બજાવવાને સમર્થ એવા મે તેપ્રમાણે અંજલિપુટ કર્યો.” તેનાં એવાં વચન સાંભળી રાજા આશ્ચર્ય પામી બોલ્યો, “અહો એનું કેવું ચાતુર્ય છે! કહેલી વાત તો પશુપણ ગ્રહણ કરે. શું હાથી ઘોડા પ્રેર્યા છતાં નથી ચાલતા? પરંતુ પંડિત પુરૂષો તો વગર કહેલું પણ ઇંગિતા-કારથી[2] જાણેછે. એ વાત ઘટેછે. કેમકે, બુદ્ધિનું ફળ ઇંગિત આકારનું જાણવું તેજ છે.” પછી રાજાએ તેને પ્રયાણ કરવાની આજ્ઞા આપી પંચાંગપ્રસાદપૂર્વક સૈન્યનો અધિપતિ નિમ્યો અને સર્વ સામંતો સાથે વિદાય કર્યો. તે નિરંતર પ્રયાણ કરી કોંકણ દેશના લગભગ આવ્યો. વચમાં કાલિંબી નદી આવી. તેમાં પાણીનું પૂર દુર્વાર[3] હતું. તે ઉતરીને સૈન્ય મહા કષ્ટે સામે કાંઠે પહોંચ્યું. તે વખતે તેને સંગ્રામનેસારૂ અસજ્જ જોઈ મલ્લિકાર્જુને એકદમ હુમલો કર્યો. મંત્રીપુત્ર હાર્યો અને કૃષ્ણવદને કૃષ્ણવસ્ત્ર પહેરી મસ્તકે કૃષ્ણ-છત્ર ધરાવી પાછો ફર્યો. પાટણનજીક આવી નગરનીબહાર કૃષ્ણ તંબુમાં પડાવ નાખ્યો. તેવામાં દસરાનો દિવસ આવ્યો. તે દિવસે રાજા રાજપાટિકામાં ફરવા નિકળ્યો. તેના દીઠામાં તે તંબુ આવ્યો, એટલે બોલ્યો કે, “આ કોના લશ્કરનો પડાવ પડયો છે?” તે સાંભળી કોઇ પુરૂષ બોલ્યો કે, “આપનો આંબડ સેનાપતિ કોંકણ માંથી હાર ખાઈને પાછો ફર્યો છે, તેનો આ તંબુ છે.” આંબડની એવી લજ્જાથી ચમત્કાર પામેલો રાજા વિચારવા લાગ્યો કે, “અહો આ

૧ ધણીનો હુકમ. ૨ ચેષ્ટા. ૩ દુઃખે વારી શકાય તેવું.

કેવો લજ્જાવાન છે!" તે જોઈ અવસર પાઠકો બોલ્યા, "જે ગુણ સમૂહને ઉત્પન્ન કરેછે અને જેનાથી હૃદય અત્યંત શુદ્ધ થાયછે એવી શ્રેષ્ઠ લજ્જાને અનુસરતો તેજસ્વી સત્યવાદી પુરૂષ સુખ ન બતાવતાં પ્રાણનો ત્યાગ કરે, પરંતુ પોતે ગ્રહણ કરેલી પ્રતિજ્ઞાનો ત્યાગ ન કરે."રાજાએ તે સાંભળી ખુશી થઈ તેને સવા લાખ દ્રવ્ય ઈનામ આપ્યું. પછી મીઠી દ્રષ્ટિથી આંબડની સંભાવના કરી બીજા બળવાન્ સામંતો આપી મલ્લિકાર્જુનને જીતવા પાછો મોકલ્યો. તે કેટલાક પ્રયાણે પેલી કાલિંબી નદીઆગળ આવ્યો. તેનાઉપર નવીન પૂલ બાંધી તેજ માર્ગે સૈન્યસહ સાવધાનપણે ઉતર્યો. સામા આવેલા મલ્લિકાર્જુનના સૈન્યસાથે અસાધારણ રણયુદ્ધ શરૂ થયું. તેમાં આંબડે વીરવૃત્તિથી હાથીપર બેઠેલા મલ્લિકાર્જુનનેજ ઘેર્યો. તે બેનું ખડ્ગાખડ્ગી યુદ્ધ થયું. તે જોઇ આંબડનો ભાટ બોલ્યો, "જેમાં આકાશરૂપી ગુફા સામા આવતાં બાણોની શ્રેણિએ કરીને ધ્વનિત અને પલ્લવિત[1] થયેલી છે એવા મહા ઉત્કટ યુદ્ધમાં આગળ ધસવાને કોઇ વિરલોજ પુરૂષ સમર્થ થાય છે." એ સાંભળી આંબડને ઘણો ઉત્સાહ આવ્યો, તેથી તે એકદમ મલ્લિકાર્જુનના હાથીના દંતરૂપી સોપાનથી[2] તેના કુંભસ્થળપર ચઢી ગયો અને અતિ તેજસ્વી રણના રસાવેશમાં મલ્લિકાર્જુન પ્રતિ બોલ્યોકે, "પ્રથમ ઘા કર અથવા ઇષ્ટ દેવનું સ્મરણ કર."એમ કહી તેણે તીક્ષ્ણ તલવારના ઘાથી ભૂમિપર નાખી દેઇ જેમ કેસરી કિશોર હાથીને મારે તેમ લીલા માત્રમાં તેને મારી નાખ્યો. સામંતોએ નગર લૂંટી ત્રણ સો યોદ્ધાઓને દાહ દીધો. પછી આંબડ ભટ મલ્લિકાર્જુનના મસ્તકને સોનાથી મઢી કાઢી તે દેશમાં કુમારપાળ ચક્રવર્તીની આજ્ઞા મનાવી પાટણ પાછો આવ્યો. ત્યાં રાજસભામાં ૭૨ મહા સામંતોનીસમક્ષ મલ્લિકાર્જુનનો ખજાનો રજુ કર્યો. તેમાં શૃંગારકોટિ નામની સાડી, માણિક્ય નામનું વસ્ત્ર, પાપ ક્ષયકર હાર અને વિષાપહાર છીપ એ મુખ્ય હતાં. તે શિવાય

---

૧ અંકૂરિત. ૨ નિસરણી.

૧૪ ભાર સોનાના ૩૨ કુંભ, ૬ મુડા મોતી, ૧૪ ક્રોડ સોનૈયા ૨૦૦૦ વાંસણ, ચતુર્દંત હાથી અને સેદુક નામનો શ્વેત તંબુ વિગેરે ઘણી ચીજો રજુ કરી. છેવટે મલ્લિકાર્જુનના મસ્તકકમળથી કુમારપાળના ચરણને પૂજ્યા. રાજાએ આંબડના એવા મહા પરાક્રમથી પ્રસન્ન થઈ તેને 'રાજપિતામહ'નો બિરૂદ આપી એક કોટિ દ્રવ્ય, ત્રણ સુવર્ણ કુંભ અને ૨૪ અશ્વ ભેટ કર્યા. આંબડભટે કુંભ શિવાયની સર્વ વસ્તુઓ ઘેર પહોંચતા પહેલાં પોતાના સુભટોમાં વહેંચી નાખી. તે વાત કોઈ ચાડિયાંએ જઇને રાજાને કહી. વગર કારણે દારૂણ વૈર પ્રગટ કરનાર દુર્જન થકી કોને ભય ઉત્પન્ન ન થાય? કેમકે, મહામણિધરના વિષની પેઠે તેના મુખમાં નિરંતર દુઃસહ દુર્વચન રહેલું હોય છે. તે ચાડિયો રાજાપાસે જઈ બોલ્યો કે, "જે સ્વાર્થ જેવીરીતે પૂર્વજન્મમાં થયેલો નથી અને વળી લાખો જન્મે કરીને થવાનો નથી તે સર્વ સ્વાર્થ તેવીરીતે આંબડભટથી થાય છે." તે સાંભળી રાજા જરા દૂનાયો અને બીજે દિવસે સવારે જ્યારે આંબડભટે સેવામાં હાજર થઈ પ્રણામ કર્યા ત્યારે કહ્યું કે, "સ્વામી કરતાં સેવકે વધારે દાન ન દેવું, એવો સેવક ધર્મ છતાં તું મારા કરતાં વધારે દાન કેમ આપે છે?" એટલામાં આંબડનો ભાટ બોલ્યો, "જેમને પર્વતની શિલા શય્યા, ગુફા ઘર, ઝાડની છાલ વસ્ત્ર, હરણ મિત્ર, કોમળ ફળ ભોજન, ઝરણનું પાણી પાન અને વિદ્યા એ સ્ત્રી છે એવા સેવાંજલિને નહીં બાંધનારા યોગીપુરૂષોને હું પરમેશ્વર માનુ છું." તે સાંભળી મંત્રીએ તેને તત્કાળ એક લાખ દ્રવ્ય બક્ષીસ આપ્યું. આથી રાજાના કોપમાં વૃદ્ધિ થઈ. તે જોઇ મંત્રીપુત્ર બોલ્યો, "મહારાજ! આપ તો બાર ગામના સ્વામી ત્રિભુવનપાળના પુત્ર છો અને હું તો અઢાર દેશના સ્વામી એવા આપનો પુત્ર છું, માટે હું જે આપું છું તે થોડું છે." તેના એવા ઉત્તરથી રાજા પ્રસન્ન થયો અને તેને પુત્રપદસાથે બમણી ભેટ આપી. આ અવસરે રાજાનો ભાટ બોલ્યો, "હે મહારાજાધિરાજ, જેમના ઉપર આપની મહેર નજર થાય તે મહાપદની સાથે ઉત્કૃષ્ઠ ઐશ્વર્ય પામે, તેમનું કુળ અલંકૃત થાય, પૃથ્વી તેમને પ્રાપ્ત થાય અને નિરંતર તેમના

મકાનઆગળ હાથી ઘોડા ઝુલ્યા રહે. જેમના ઉપર આપની ખફા મરજી થાય તે મહા આપત્તિનીસાથે પરાભવને પામે, તેમનું કુળ મલિન થાય, તેમને પોતાને ક્ષય પ્રાપ્ત થાય અને તેમના મકાન આગળ કદી પણ હાથીઘોડાનું દર્શન ન થાય." તે સાંભળી રાજાએ તેનો સવા લાખ દ્રવ્યથી સત્કાર કર્યો.

કોઇક અવસરને વિષે શાકંભરીનો અર્ણોરાજ પોતાની રાણી એટલે કુમારપાળની બેન દેવળદેવીનીસાથે સોગટાંબાજી રમતો હતો. તે વખતે તેણે હાસ્યમાં રાણીને કહ્યું કે, " આ તારા ઉઘાડા માથાના મુડકાને માર." તે સાંભળી રાણી બોલી, "મારી સાથે એ પ્રકારનું હાસ્ય છોડી બીજું હાસ્ય કરો." તોપણ રાજા વારંવાર એપ્રમાણે કહેવા લાગ્યો, તેથી રાણી ક્રોધાયમાન થઇને બોલી કે, " હે જંગલીજટ, વિચારીને બોલ. ક્યાં તારા દેશના જાડા, લંગોટી પહેરનારા, વિવેક રહિત, ક્રુર વચન કાઢનારા, પિશાચના જેવા ભયકર દેખાતા જોગટા? અને ક્યાં તે ગૂજરાત દેશના શોભીતા દેહવાળા, સ્વચ્છ અને મધુર આલાપ કરનારા, ભૂમિના દેવતા જેવા શોભીતા સાધુઓ? હું તારી ભાર્યા હોવાથી જો તું મારાથી નથી બીતો તો શું રાજરાક્ષસ એવા મારા ભાઈ કુમારપાળથી પણ નથી બીતો?" એ પ્રમાણે બોલતી રાણીને ક્રોધયમાન થયેલા રાજાએ લાત મારી કહ્યું કે, " નિકળ અહીંથી. જા તારા ભાઇને ઘેર અને કહેવું હોય તે કહે." રાણી એપ્રકારે તિરસ્કાર થવાથી બોલી કે, " જો હું તારી દુષ્ટ જિંહ્વાને મુખમાર્ગે ન ખેંચાવું તો હું રાજપુત્રી નહીં!" એવી પ્રતિજ્ઞા કરી તે પોતાના પરિવારસાથે પાટણ આવી અને કુમારપાળને ખુશી કરી પોતાની પ્રતિજ્ઞાવિષે સર્વ હકીકત જાહેર કરી. કુમારપાળે કહ્યું કે, " તે દુષ્ટને તેની જીભનું ફળ ચખાડી તારી પ્રતિજ્ઞા પૂરી કરીશ." એવી રીતે આશ્વાસન આપી શાંત પાડી ધર્મમાં તત્પર તે બેનને આદરપૂર્વક ઘરમાં રાખી. પછી અર્ણોરાજની સ્થિતિ અને વિહાર જાણવાની ઇચ્છા કરી પોતાના કોઈ નિપુણ પ્રધાનને શાકંભરી

મોકલ્યો. તે વાણિયાનો વેશ લેઇ ત્યાં રહ્યો અને રાજદ્વારમાં દુકાન ઘાલી અર્ણોરાજની [1]પરિચારકાઓસાથે પરિચય કરવા લાગ્યો.

અહીં અર્ણોરાજ પોતાની પત્ની પીયર ગઇ અને તેનો ભાઇ કુમારપાળ મહાપ્રતાપી છે, એમ વિચારી ગભરાયો. તેથી તેણે વંશ-પરંપરાથી નોકરીમાં ચાલતા આવેલા વ્યાઘ્રરાજને ત્રણ લાખ મહોરોથી ખુશી કરી ભયડાનો વેષ આપી કલોહક નામના ગુપ્ત શસ્ત્રસાથે કુમારપાળને મારવા મોકલ્યો. તે વાત પરિચારિકા દ્વારા કપટવણિકવેષધારી મંત્રીના કાને આવી. તેથી તેણે કુમારપાળને વિજ્ઞપ્તિ કહાવી કે, "આપે સાવધાન રહેવું. ભયડાઓનો વિશ્વાસ ન કરવો વિગેરે." સોમવારને દહાડે રાજા કર્ણમેરૂ પ્રાસાદમાં દર્શન કરવા ગયો તો ત્યાં મંત્રીએ લખેલાં લક્ષણવાળો નવો ભયડો દીઠામાં આવ્યો. રાજાએ તેને સાથે રાખેલા મલ્લોપાસે બંધાવી ગુપ્ત રાખેલી કટારી કઢાવી કહ્યું કે, "હે વેરાક, પેલા જંગલીએ તને મોકલ્યો છે. સ્વામીને વશ સેવકોને કંઇ કૃત્યા કૃત્યનો વિચાર નથી હોતો, માટે તું બીશ નહીં. હું તો તે જંગલીને-જ મારીશ." એમ કહી તે વ્યાઘ્રરાજને આદરપૂર્વક જીવતો મૂક્યો.

ત્યાર પછી સૈન્યસાથે બેનની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા કુમારપાળ સપાદલક્ષ દેશતરફ ચાલ્યો. માર્ગે ચાલતાં ચંદ્રાવતી નજીક આવ્યો. અહીં વિક્રમસિંહ નામનો સામંત રહેતો હતો તેને વારંવાર કુમા-રપાળની સેવામાં પાટણ જવું આવવું પડતું હતું. તેથી ખેદ પામી તે પોતાના મંત્રીઓને એકત્ર કરી કહેવા લાગ્યો કે, "પેલો જટાધર જે પૂર્વે સર્વ પૃથ્વીપર ભિક્ષા માગવા ભટકતો હતો તે દૈવયોગથી અ-મારો સ્વામી થઇ બેઠો છે. ક્યાં તે ભિક્ષાચર અને ક્યાં અમે વંશ-પરંપરમાં થયેલા રાજપુત્રો ? એવા પતિથી અમને મંડન નથી પણ ઉલટું વિડંબન છે; માટે જો તમારી સર્વની સંમતિ હોય તો કોઈ

---

૧ દાસીઓ. ૨ અધમ નીચ.

પ્રકારે છળ કરી તેને હણીએ." મંત્રીઓએ કહ્યું, "મહારાજ! સ્વામીદ્રોહ કરવો કુલીનોને ઉચિત નથી અને તે કરવાથી ઉભય લોકમાં નિંદા થાય છે. કારણ, જેઓ સ્વામીને, ગુરૂને અથવા મિત્રને વિશ્વાસ દેઈ ઠગે છે તેઓ ઉભય લોકમાં દુઃખી થાય છે. કહ્યું છે કે, જે કાર્યથી દાવાનળથી વૃક્ષ બળે તેમ મહિમા ભસ્મીભૂત થાય, જે કાર્યવડે કાજળથી જેમ વસ્ત્ર કાળું થાય તેમ કુળને શ્યામતા આવે અને જે કાર્ય કરવાથી મુનિના શ્રાપનીપેઠે અંતરમાં ચિંતા થાય એવું કાર્ય પંડિત પુરૂષોએ વૈરથી અથવા સ્નેહથી કદી કરવું નહીં." એપ્રકારે મંત્રીઓએ નિષેધ કર્યા છતાં પોતાના આત્માના શત્રુ તે સામંતે પોતાના મહેલમાં ગુંપ્ત[1] વહ્નિયંત્ર[2] કરી ચંદ્રાવતીના પૈરિસરને[3] વિષે કુમારપાળને આમંત્રણ કરવા ગયો. ત્યાં રાજાને પગે પડી ભોજનનેમાટે અતિ આગ્રહ કર્યો; પરંતુ મારવાડીનો વિશ્વાસ ન કરવો, એમ વિચારી શ્રીચૌલુક્ય પોતે જમવા ગયો નહીં અને પુરૂષોને મોકલ્યા. તેઓ જમી રહ્યા પછી તેના મહેલની રમણીયતા જોવા આમ તેમ ફરવા લાગ્યા, એટલામાં તેમને તે વહ્નિયંત્રમાં હોમેલા પદાર્થોની ગંધ આવી, તેથી કોઈ વૃદ્ધ પુરૂષને તેનું કારણ પૂછ્યું. તેણે વહ્નિ યંત્રનું સર્વ સ્વરૂપ નિવેદન કર્યું. તેમણે આવી કુમારપાળને જાહેર કર્યું. પણ તે રાજાએ પોતે વહ્નિયંત્રની વાત જાણે છે એમ વિક્રમસિંહને નહીં દેખાડતાં તેને સાથે લેઈ આગળ પ્રયાણ કર્યું અને શાકંભરીનજીકના વનમાં આવી સૈન્યનો પડાવ નખાવ્યો. પછી એક શ્લોક આપી પોતાના દૂતને મોકલ્યો. તેણે જઈ અર્ણોરાજને આપ્યો, તે તેણે વંચાવ્યો:

रे रे भेक गलद्विवेक कटुकं किं रारटीष्युत्कटे।
गत्वा क्वापि गभीरकूपकूहरे त्वं तिष्ठ निर्जीववत्॥
सर्पो यं स्वमुखप्रसृत्तरविषज्वालाकरालो महान्।
जिव्हालस्तव कालवत्कलनाकांक्षी यदा जग्मिवान्॥१॥

---

૧. છુપો. ૨. અગ્નિ યંત્ર. ૩. ભાગોળ.

"હે વિવેક રહિત દેડકા, તું આ કડવું કડવું શું બકેછે? કોઈ મોટા કુવાના બખોલમાં જઈ મરેલાની પેઠે રહે. નહીં તો મુખથી ફેલાતા વિષની જ્વાલાએકરીને ભંયકર એવો મોટી જીભવાળો કાળ સરખો આ સર્પરાજ આવે છે."

એ પ્રમાણે દૂતનું વાક્ય સાંભળી તેમાંના તિરસ્કારે કરી હસતો અર્ણોરાજ બોલ્યો, "હે દૂત! સંગ્રામમાં તારા સ્વામીને સર્પ પ્રતિ દેડકાપણું કે ગરૂડપણું જણાશે." એમ કહી પ્રતિકાવ્ય આપી દૂતને વિદાય કર્યો અને પોતે ત્રણ લાખ ઘોડેસ્વાર, ૫૦ હાથી અને ૧૦ લાખ પાયદળ સાથે સામો આવ્યો. દૂતે આવી રાજાને પ્રતિશ્લોક અર્પણ કર્યો.

रे रे सर्प विमुंच दर्पमसमं किं स्फारफूत्कारतो।
विश्वं भीषयसे क्वचित्कुरु बिले स्थानं चिरं नंदितुं॥
नो चेत्प्रौढगरुत्स्फुरत्तरमरुद्व्याधूतपृथ्वीधर।
स्तार्क्ष्यो भक्षयितुं समेति झगिति त्वामेष विद्वेषवान्॥ १॥

"હે સર્પ! તું આવો અસાધારણ ગર્વ છોડી દે. અત્યંત ફુફવટા મારીને જગતને કેમ બીવડાવેછે? ચિરકાળ આનંદ પામવો હોય તો કોઈ બિલમાં જઇ સ્થાન કર. નહીં તો મોટી ફડફડતી પાંખના પવનથી પર્વતને ડોલાવનાર આ તારો શત્રુ ગરૂડ તને ભક્ષણ કરવાને શિઘ્ર આવેછે."

કુમારપાળ તેના અર્થનો વિચાર કરી ચમત્કાર પામ્યો.

અહીં અર્ણોરાજ પ્રથમ આવેલા ચારભટને પૂછવા લાગ્યો કે, "આ દુઃખે કરીને જીતાય એવા કુમારપાળને સુખે જીતવા માટે શો ઉપાય કરવો?" તેણે વિનંતી કરી કે, "કુમારપાળના કૃપણતા અને અકૃતજ્ઞતા એ અવગુણોનેલીધે મેલ્હણાદિ સામંતો તેનાથી વિરક્ત છે; માટે તેમને દ્રવ્ય આપી ફોડવા એટલે તે ઉદાસ થશે અને હું પ્રાતઃકાળે સંગ્રામમાં હસ્તિજઉપર ચઢી

સિંહનાદથી કુમારપાળના હાથીને ત્રાસ પમાડીશ." એમ વિચાર કરી રાત્રે ને રાત્રે દ્રવ્ય આપી સામંતોને ફોડયા. સવારે તે સર્વને ઉદાસ જોઇ કુમારપાળે શામળ મહાવતને પૂછ્યું કે, "આજે આ બધા ઉદાસ કેમ દેખાય છે?" તેણે અર્ણોરાજે સુવર્ણદાનથી ફોડયા વિગેરેની સર્વ વાત કહી. એમાં કંઇ આશ્ચર્ય નથી. કારણકે અર્થ ત્રણ ભુવનને પણ ફેરવી શકે. એ સાંભળી ફરી કુમારપાળે પૂછ્યું કે, "હવે તારો શો વિચાર છે?" તે બોલ્યો, "મહારાજ, હું, કલહપંચાનન હાથી અને આપ કલ્પાંતે પણ પાછા હઠનાર નથી." આવું તેનું વચન સાંભળી કુમારપાળ બોલ્યો કે, "શત્રુ સામા દેખાય એટલે તરત હાથી હાંકજે." આ વખતે એક ચારણ બોલ્યો, "હે કુમારપાળ! ચિંતા મા કરો. ચિંતાથી કંઇ થવાનું નથી. જેણે તમને રાજ્ય આપ્યું છે તે ધણાએ ચિંતા કરશે." એટલામાં બીજો ચારણ બોલ્યો, "મહારાજ, અમે થોડા છીએ અને શત્રુઓ ઘણા છે એવી ચિંતા તો કાયર હોય તે કરે. જુઓ કે, માથા ઉપર ગગનલોકમાં એકલો સૂર્યનારાયણ પ્રકાશ કરે છે." રાજાએ તે સાંભળી બન્નેને એક એક લાખ દ્રવ્ય ઇનામ આપ્યું. તે ચારણોના સુશબ્દ ગ્રહણ કરી કુમારપાળ રણભૂમિપર ચઢયો અને બે સૈન્યવચ્ચે મોટું યુદ્ધ ચાલ્યું. એટલામાં કોઇ ભાટ બોલ્યો, "જેણે રણભૂમિમાં વેગેસહિત ચૌલુક્ય ચૂડામણિને જોયો તેણે ક્ષત્રિયોનો ક્ષય કરવા બાણ ફેંકતા પરશુરામને, રાવણના વધમાં મચેલા રામચંદ્રનેઅને જયદ્રથનું મથન કરનાર અર્જુનને પ્રત્યક્ષ જોયા." ત્યારપછી ચારભટે દેવગજઉપરથી સિંહનાદ શરૂ કર્યો તેથી કલહપંચાનન પાછો હઠવા માંડયો. તે જોઇ કુમારપાળ બોલ્યો કે, "આ હાથી વારે ઘડીએ પાછો કેમ હઠે છે?" સામળે સિંહનાદની હકીકત કહી. તે સાંભળી તાત્કાલિક બુદ્ધિથી ઉત્તરાસન વડે હાથીના કાન બંધ કરી કુમારપાળ રણભૂમિપર વીજળીની પેઠે ભૂસકો મારી અર્ણોરાજના ગજસ્કંધ ઉપર ચઢી ગયો અને તેના ગંડસ્થળ છેદી નાખ્યા. પછી અર્ણોરાજને રણભૂમિપર પાડી નાખી તેની છાતીપર પગ મૂકી બોલ્યો

કે, “ રે વાચાળ! મારી બેનનું વચન યાદ છે ? હમણાં હું તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા તારી જીભને છેદું છું. ”આવું સાંભળી અર્ણોરાજ સિંહે પંજામાં લીધેલા મૃત્યુસન્મુખ મૃગનીપેઠે રાંક થઇ બોલ્યો કે, “ હે કુમારપાળ, શરણે આવેલા મને બચાવ. ” તેની એવી અવસ્થા અને વાણીથી કુમારપાળને દયા આવી, તેથી છાતી ઉપરથી પગ ઉપાડી બોલ્યો કે, “ રે તને કૃપાથી જીવતો મૂકું છું. પરંતુ હવેથી તારે તારા દેશમાં જીભ ખેંચી કાઢયાનું ચિન્હ ધારણ કરવું, એટલે કે હવે પછી તારા દેશમાં બધા લોકો હમેશનેમાટે માથે ઢાંકવાનું વસ્ત્ર માથે ડાબી તથા જમણી બાજુએ જીભના આકાર વાળું રાખે. હવે પછી તારે મારા હુકમથી મારી બેનની પ્રતિજ્ઞા પૃથ્વીપર પ્રસિદ્ધ થાય તેમ વર્તવું. એમ કહી તેને લાકડાના પાંજરામાં ઘાલી ત્રણ દિવસ સુધી પોતાના સૈન્યમાં રાખી મૂકયો. સર્વત્ર જયનાં વાજિંત્ર વાગ્યાં. સામંતો ભય પામી ધ્રૂજવા લાગ્યા. પણ ગંભીર ગૂર્જર-ભૂપતિએ તેમને ઉપાલંભ ન દીધો અને અર્ણોરાજને કૃપા કરી પાછો શાકંભરીનો રાજા બનાવ્યો. અલબત ઉઠાડી મૂકવાનો અને પાછા બેસાડવાનો અધિકાર પોતાને હાથ રાખ્યો. મારવાડનો સાતવાર ભંગ કર્યો. પલ્લી કોટની ભૂમિમાં રોષથી આકુ વવડાવ્યું. પૂર્વે માળવાના રાજાઓએ દેવળો પાડી નાખ્યાં હતાં; પરંતુ પાપથકી બીનાર કુમારપાળે વાગ્ભટની સલાહથી તેલ કાઢવાનાં પાષાણયંત્રો ભાગી નાખ્યાં.

હવે અર્ણોરાજ ચિંતવવા લાગ્યો કે, “ લોકો જે કહેછે કે, હાસ્ય અડધું વૈર છે તે ખોટી વાત છે. કારણ કે, મારે તો મરણાંત કષ્ટ આવવાથી તે વૈર સંપૂર્ણ થયું છે. હાસ્યનેલીધે પત્નીએજ આ મને શું દુઃખ કર્યું! હું માનુછું કે, દુઃખરૂપી વૃક્ષનું મૂળ સ્ત્રીઓજ છે. જુઓ કે, લંકાસમીપે અને કુરૂક્ષેત્રમાં પ્રબલ અને સાવધ કરોડો યોદ્ધાઓના નાશથી જે રામાયણ અને મહાભારત થયું તેમાં પણ લલનાઓજ કારણભૂત હતી ” એમ વિચારી તે સતત કુમારપાળની સેવા કરવા લાગ્યો.

૧, ઠપકો.

પછી કુમારપાળ પોતાને કૃતકૃત્ય માની પાછો વળ્યો અને ચંદ્રાવતી આવ્યો. ત્યાં દુષ્ટ વિક્રમસિંહ પ્રથમનીપેઠે વહ્નિયંત્ર તૈયાર કરી ગૂર્જરપતિનીપાસે આવ્યો. તેણે જમવાનેમાટે કરેલા અતિ આગ્રહઉપરથી રાજા તેનો ક્રૂર વિચાર જાણી ગયો. યુક્તછે, 'પંડિત પુરૂષો બીજાના આશય જાણી શકે છે. રાજાએ તેને મલ્લો પાસે બંધાવી તેના મહેલમાં જઈ વહ્નિયંત્ર શોધી કાઢ્યો અને તેનું કપટ બધાના દેખતાં પ્રગટ કરી તેના મહેલને બાળી નાખ્યો. પછી ક્રોધે કરી મલ્લોપાસે તેનાં અંગ ઉતરાવી આથર વગરના ગાડામાં નાખી પોતાનીસાથે લેઈ આગળ ચાલ્યો. તેના પોતાના નગરનાજ રસ્તામાં ખાડાખઈઆનેલીધે તેનું માથું ગાડામાં અથડાવાથી તેને અત્યંત વેદના સહેવી પડી. રસ્તામાં જ્યારે બહુ દુ:ખ પડવાથી રડવા લાગ્યો ત્યારે પરાળ પાથરી આપ્યું. એમ કરતાં કુમારપાળ મહોત્સવપૂર્વક પાટણ આવ્યો અને પોતાની બેન દેવળદેવીને કહેવા લાગ્યો કે, "તારી પ્રતિજ્ઞા પૂરી થવાથી તું કૃતકૃત્ય થઈ છે; માટે ખુશી થઈ તારા સ્વામીને ઘેર જા." પણ તે અભિમાનનેલીધે ગઈ નહીં અને ભાઈને ત્યાંજ રહી તપશ્ચર્યા કરવા લાગી.

પછી વિક્રમસિંહને રાજસભામાં મંગાવી બધા સામંતોના દેખતાં તિરસ્કાર કરી મલ્લો પાસે તેનાં અંગ ચડાવડાવી તેને બંધીખાને નખાવ્યો અને તેના રાજ્યઉપર તેના ભત્રિજા યશોધવળને સ્થાપ્યો.

---

# ભાગ ૯ મો.

## કુમારપાળ–રાજવિનોદ.

### સિદ્ધરાજનીસાથે તુલના.

કોઇએક અવસરનેવિષે કુમારપાળ સર્વ સામંતો, મંત્રીઓ અને શેઠ શાહુકારોનીસાથે મંદીરમાં બેઠેલો હતો. તેવામાં વાતે વાત ચાલતાં રાજાએ સિદ્ધરાજના સમયના વૃદ્ધ મંત્રીઓને પૂછ્યું કે, "હું જયસિંહદેવના સમાનછું કે, તેમનાથી ન્યૂનાધિક છું ?" મંત્રીઓએ કપટ રાખ્યાવગર પ્રાર્થના કરીકે, "મહારાજ! શ્રી સિદ્ધરાજમાં ૯૮ ગુણ અને ૨ દોષ હતા અને આપનામાં ૨ ગુણ અને ૯૮ દોષ છે." મંત્રીઓના એ વચનથી કુમારપાળ પોતાના આત્માને દોષમય માની દેહઉપર વૈરાગ્ય આણી આંખમાં કટારી ઘોચવા જતો હતો એટલામાં મંત્રીઓ તેનો આશય સમજી લેઈ બોલ્યા કે, "મહારાજ! અમે તો વગર વિચારે બાહ્ય દૃષ્ટિથી એ પ્રમાણે કહ્યું. પણ તત્વદૃષ્ટિથી તો આપજ અધિક છો." રાજાએ પૂછ્યું, "કેવી રીતે?" મંત્રીઓ બોલ્યા, "શ્રી સિદ્ધરાજના ૯૮ ગુણો તેના સંગ્રામમાં અસુભટતા અને પરસ્ત્રીમાં લંપટતા એ બે દોષોથી ઢંકાઇ જતા હતા અને આપના કૃપણતાદિ દોષો સંગ્રામમાં શૂરતા અને પરસ્ત્રીમાં સહોદરતા એ બે ગુણોનેલીધે જણાતા નથી. માટે આપજ સર્વગુણશિરોમણિ સત્વ અને પરસ્ત્રીસહોદરતાદિ ગુણોના આધાર છો." મંત્રીઓના એ વચનથી રાજાએ અંતરાત્મામાં ખુશી થઈ દેવની પૂજા કરી.

### શબ્દ પાંડિત્ય.

એક દિવસ રાજા સભામાં બેઠેલો હતો. તેવામાં એક પંડિત બોલ્યો કે, "પર્જન્યનીપેઠે રાજા સર્વ ભૂતોનો આધાર છે. પર્જન્ય વગર કદાચિત્ રહેવાય પણ રાજા વગર ન રહેવાય." એ સાંભળી કુમાર-

પાળ બોલ્યો, "અહો! રાજાને મેઘની ઉપમ્યા!" આ વાક્યમાં રાજાએ સર્વ વ્યાકરણશાસ્ત્રથી અશુદ્ધ એવો 'ઉપમ્યા' પ્રયોગ વાપર્યો, તેથી સભાસદો માંહોમાંહે ચર્ચા કરવા મંડયા. તે જોઈ કપર્દીમંત્રીએ નીચું ઘાલ્યું. રાજાએ તેમ કરવાનું કારણ પૂછ્યું. એટલે મંત્રીએ કહ્યું કે, "મહારાજ! આપે શબ્દશાસ્ત્રથી વિરૂદ્ધ 'ઉપમ્યા' શબ્દ વાપર્યો ત્યારે અમારે નીચું ઘાલવુંજ યુક્ત છે. કહ્યું છે કે, રાજા વગરની પૃથ્વી સારી પણ અજ્ઞ રાજા ન જોઇએ. કેમકે, તેવા રાજાથી પ્રતિપક્ષી રાજાઓમાં અપકીર્તિ ફેલાય છે. આપે વાપર્યો એ અર્થમાં ઉપમાન, ઔપમ્ય અને ઉપમા ઇત્યાદિ શબ્દો શુદ્ધ છે." મંત્રીની એવી પ્રેરણાથી પચાસ વર્ષની ઉમરે રાજાએ શબ્દવ્યુત્પત્તિસારૂ શ્રીપ્રભુપાદ(શ્રીહેમાચાર્ય)ની સેવા કરી અને તેમના પ્રસાદથી સિદ્ધ થયેલા સારસ્વત મંત્રનું આરાધન તથા સારસ્વત ચૂર્ણના સેવનાદિવડે કરી પ્રસન્ન થયેલી સરસ્વતીના પ્રસાદથી એક વર્ષમાં વ્યાકરણની ત્રણ વૃત્તિ અને પંચ કાવ્યવિગેરે શાસ્ત્રો શીખી વિચાર ચતુર્મુખ (વિચારમાં બ્રહ્મા) નું બિરૂદ ઉપાર્જન કર્યું.

કોઇક અવસરનેવિષે સપાદલક્ષના રાજાનો એલચી કુમારપાળની સભામાં આવ્યો. તેને રાજાએ પૂછ્યું કે, "તમારા સ્વામી કુશળ છે?" તે મિથ્યાભિમાનથી બોલ્યો કે, "विश्वं (સર્વને) लाति (આપે) એવા વિશ્વલ રાજાના વિજયમાં સંદેહ શો?" એ સાંભળી રાજાની પ્રેરણાથી કપર્દીમંત્રી બોલ્યો, "श्वल् શીઘ્ર ગમનાર્થે ધાતુ ઉપરથી विः इव (પક્ષીનીપેઠે) श्वलति નાશ પામે તે વિશ્વલ કહેવાય."

આ પ્રકારનો અર્થ સાંભળી તે એલચીએ જઈ સપાદલક્ષીય રાજાને વિનંતી કરી કે, "મહારાજ! તમારા નામમાં તો ગૂર્જર મંત્રીએ દૂષણ કાઢ્યું છે." તેઉપરથી તે રાજાએ પંડિતના મુખથી 'વિગ્રહરાજ' એવું નામ ધારણ કર્યું અને પાછો બીજે વર્ષે તે એલચીને પાટણ મોકલ્યો. તે આવી કુમારપાળ રાજાને ફરી ધારણ કરેલું નામ કહેવા લાગ્યો. તેની પણ કપર્દીમંત્રીએ

આવી રીતે વ્યુત્પત્તિ કરીઃ ન્યગ્રૌ (નાસિકા રહિત) હરાજૌ (શિવ અને વિષ્ણુ). એપ્રકારે નામખંડનના ભયથી પછી સપાદલક્ષીય રાજાએ 'કવિબાંધવ' એવું નામ ધારણ કર્યું. આવી રીતે સરસ્વતી અને લક્ષ્મીની લીલાથી અત્યંત શોભાયમાન કુમારપાળ રાજા પૃથ્વીને નિષ્કંટક કરી સમૃદ્ધિવાળા રાજ્યનું પાળણ કરવા લાગ્યો.

## સંગીત મહિમા.

કોઈક સમયે રાજા સભામાં બિરાજેલો હતો. તેવામાં એક પરદેશી ગંધર્વે આવી તારખંબારવ કરી કહ્યું કે, "હે રાજન્! મને લૂંટી લીધો છે." રાજાએ પૂછ્યું કે, "કોણે?" ત્યારે તે બોલ્યો કે, "જેના ગળામાં સોનાની સાંકળી છે અને જે મારી અતુલ ગીતકળાની સમાનતા કરતો નાશી ગયો છે તે મૃગે." તેના એ જવાબઉપરથી રાજાએ ધાર્યું કે, "આ કોઈ કળાના કૌતુકવાળો પરદેશી ગંધર્વ પોતાની ગીતકળા બતાવવાને આવેલો છે." પછી ગીતકળામાં ધુરંધર સોલ્લાક નામના પોતાના ગંધર્વને બોલાવ્યો. તેણે તત્કાળ અટવીમાં[1] ભટકીને ઉત્તમ ગીતકળાથી મૂર્છિત તે મૃગને નગરમાં થઈ રાજસભામાં રાજાસમક્ષ લાવી રજુ કર્યો. રાજાએ તેની એ અદ્ભુત કળાબદ્દલ ભારે ઇનામ આપી પૂછ્યું, "ગીતકળાનો અવધિ[2] ક્યારે આવ્યો કહેવાય?" સોલ્લાકે કહ્યું કે, "સૂકા લાકડાને લીલાં પાંદડાં લાવે ત્યારે." રાજાએ તેપ્રમાણે કરવાનો આદેશ કર્યો. સોલ્લાકે આબુપર્વતપર થતા વિરહ નામના વૃક્ષની સૂકી ડાળીનો કટકો મંગાવી કાચી માટીનો ક્યારો કરાવી રોપ્યો અને શુદ્ધ મલ્હાર રાગ ગાઈ નવીન પાંદડાં આણી સર્વે સભાસદોને તથા રાજાને સંતોષ પમાડ્યો. રાજાએ તેને બાર ગામ ઇનામ આપ્યાં અને બોલ્યો કે, "નાદનો મહિમા મોટો છે. યતઃ

---

૧ જંગલ. ૨ અંત.

सुखिनि सुखनिषेको दुःखितानां विनोदः ।
श्रवणहृदयहारी मन्मथस्याग्रदूतः ॥
नवनवरसकर्ता वल्लभो नायिकानां ।
जयति जगति नादः पंचमस्तूपवेदः ॥ १ ॥

"સુખીઓના સુખમાં વૃદ્ધિ કરનાર, દુઃખીઓને હર્ષ પમાડનાર, કર્ણ અને હૃદયનો હરનાર, કામદેવનો અગ્રદૂત, વિવિધ પ્રકારના રસનો કર્ત્તા અને નાયિકાઓને પ્રિય એવો પાંચમો ઉપવેદ નાદ જગતમાં જયવંતો વર્તે છે."

પછી સભામાં પધારેલા શ્રીહેમચાર્યને રાજાએ નાદનું સ્વરૂપ વિચાર્યું. સૂરિ બોલ્યા, " ગીત સપ્ત સ્વર મયછે. તે સ્વર ત્રણ પ્રકારના છે. સચેતન કૃત, અચેતન કૃત અને ઉભય કૃત. તેમાં સચેતન કૃત મુખ્ય છે. ષડ્જ, ઋષભ, ગંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ સાત સ્વરો છે. ષડ્જ કંઠમાંથી, ઋષભ હૃદયમાંથી, ગંધાર નાસિકામાંથી, મધ્યમ નાભિમાંથી, પંચમ છાતી મસ્તક અને કંઠમાંથી, ધૈવત કપાળમાંથી અને નિષાદ સર્વ સંધિમાંથી નિકળે છે. એપ્રમાણે સાતે સ્વરોની ઉત્પત્તિ શરીરથકી કહેલીછે. પ્રાકૃત ગ્રંથકારો લખેછે કે, મોર ષડ્જ, કુકડો ઋષભ, હંસ ગંધાર, પાડી મધ્યમ, (વસંત ઋતુમાં) કોયલ પંચમ, સારસ ધૈવત અને ક્રૌંચ નિષાદ સ્વરમાં બોલે છે. ષડ્જ અગ્રજિંહાથી, ઋષભ છાતીથી, ગંધાર ગળાથી, મધ્યમ મધ્યજિંહાથી, પંચમ નાસિકાથી, ધૈવત દંતોષ્ઠથી અને નિષાદ મસ્તકથી બોલાય છે. હવે અચેતન કૃત સ્વરોવિષે કહું છું. મૃદંગમાંથી ષડ્જ, ગોમુખીમાંથી ઋષભ, શંખમાંથી ગંધાર, ઝલ્લરીમાંથી મધ્યમ, ચતુશ્ચરણપદસ્થાનમાંથી પંચમ, આડંબરમાંથી ધૈવત અને મહાભેરીમાંથી નિષાદ સ્વર નિકળે છે. ગીત નાદાત્મક છે, વાદ્ય પણ નાદના પ્રગટપણાથી વખણાય છે અને નૃત્ય એ બેને અનુસરીને ચાલેછે. માટે ગીત વાદ્ય અને નૃત્ય એ ત્રણે નાદને આધીન છે. ચક્રવર્તીના નવનિધિયોમાં

શંખ નામનો જે નવમો નિધિ છે તેમાંજ નાટક સહિત વાદ્ય અને ગીત પ્રગટ થાયછે. લોકોત્તર જૈન મતમાં ત્રણ પ્રકારના સ્વરોની ઉત્પત્તિ એરીતે વર્ણવેલી છે. લોકમાંતો સંગીતાદિની ઉત્પત્તિ મહાદેવથકી માનેલી છે. નીતિશાસ્ત્રમાં લખેછે કે, સૂંડાદિબંધના ક્રમની રીતિમાં નિપુણ, રાગતાલમાં વિચક્ષણ અને શૃંગારાદિરસ તથા ગીતમાં વિશેષ જાણનાર જે ભૂપ હોય તેજ સભાને આભૂષણ ભૂત થાય."

સૂરિના મુખથી એપ્રમાણે નાદનું સ્વરૂપ સાંભળી પ્રસન્ન થયેલા રાજાએ ફરીને અનાહત નાદનું સ્વરૂપ પૂછ્યું. ત્યારે સૂરિએ કહ્યું કે, "જે બ્રહ્મસ્થાન અથવા બ્રહ્મગ્રંથિ કહેવાય છે તેના મધ્ય ભાગમાં પ્રાણ રહેછે, પ્રાણ અગ્નિમાંથી ઉત્પન્ન થાય છે અને અગ્નિ તથા વાયુના સંયોગથી અનાહત નાદ પેદા થાયછે. તે નાદ નિશ્ચે બિંદુનો ભેદ કરનાર કહેવાય છે. જેવો ઘંટનાદ છેવટના ભાગમાં ધીમો પડતાં મધુર લાગે છે તેવો અનાહત નાદ પણ મધુર જાણવો. તે નાદ સર્વ દેહમાં વ્યાપક છે અને નાસિકાગ્રમાં રહેલો છે. તે સર્વ ભૂતોને પ્રત્યક્ષ દેખાય છે પણ ઓળખ્યામાં આવતો નથી- જ્યાં સુધી યોગીનું મન અનાહત નાદમાં લીન નથી થયું ત્યાં સુધી તેની ઈંદ્રિયોના વિષય અને ક્રોધાદિકષાયોની સ્થિતિ છે. એ વિષે યોગીનું વાક્ય છે કે, પુરૂષના મસ્તક રૂપી તુંબડા અને શરીરમાંની કુંડળણી નાડી નામની વેણુમાંથી જે અનાહત નાદ નિકળેછે તેનું યોગી પુરૂષો ધ્યાન ધરે છે. ગાયનના વિષયમાં પણ સૂરિનું એવું અદ્ભુત જ્ઞાન જોઈ રાજા તેમને સર્વ કળાના પારગામી માનવા લાગ્યો.

---

૧. કવિતાની રચનાના પ્રકાર જેવા કે, નાગપાશબંધ, સૂડાબંધ વિગેરે.

# ભાગ ૧૦ મો.



## કુમારપાળ–શ્રી સોમેશ્વરનો જીર્ણોદ્ધાર અને શ્રી હેમાચાર્યઉપર નિષ્ઠા.

એક દિવસ પ્રાતઃકાળને વિષે કુમારપાળ ૭૨ સામંતો, ૩૬ રાજકુળો અને બીજા અનેક કવિ, વ્યાસ, પુરોહિત, રાજગુરૂ, મંત્રી વિગેરે પરિજન સહિત રાજસભામાં સુવર્ણના પુરૂષપ્રમાણ આસન ઉપર બેઠેલો હતો. એવામાં તેણે કાંચનમય આસનપર બેઠેલા શ્રી હેમાચાર્યને કહ્યું કે, " હે સૂરીશ્વર, કોઇ એવો સત્કૃત્યનો પ્રકાર બતાવો કે જેથી યુધિષ્ઠિર, વિક્રમ અને ભોજાદિ રાજાઓનીપેઠે મારૂંનામ યુગના અંત સુધી રહે. આ અવધિરહિત ચમત્કારના અતિશયનેવિષે વરાહ અને રાહુએ બે દષ્ટાંતો છે. તેમાં વરાહ માત્ર જળમાં નિમગ્ન એવી પૃથ્વીનું વહન કરે છે અને રાહુ શત્રુને ગળવાની સાથેજ તરત મૂકી દેછે. આ ઉલટપાલટ સ્થિતિવાળા સંસારનેવિષે મરીને ફરી કોણ ઉત્પન્ન નથી થતો? પરંતુ જેનાવડે કુળ ઉન્નતિને પામે છે તેજ જન્મેલો કહેવાય છે" ત્યારે સૂરિરાજ બોલ્યા, " હે ચૌલુક્યદીપક ! કીર્ત્તિ બે પ્રકારથીજ કલ્પના અંતસુધી રહી શકે છે. કહ્યું છે કે, વિચક્ષણ પુરૂષ પુષ્કળ ધનદાનથી જગતને અનૃણ કરી અથવા જગત્પ્રસિદ્ધ કોઇ ધર્મસ્થાન કરાવી દિશાઓને શાશ્વત યશથી નિર્મલ મુખવાળી કરી સાક્ષાત્ ચંદ્રમંડળમાં પોતાની ઈચ્છા મુજબ નામ લખે છે. " એ સાંભળી કુમારપાળ બોલ્યો, " મહારાજ ! જગતને અનૃણી કરવામાં પુષ્કળ દ્રવ્ય જોઇએ અને તેનો આધાર ગુરૂચરણના પ્રસાદઉપર રહે છે. માટે તે તો મારાથી બનવું કઠિણ, પણ એકાદું ધર્મ સ્થાનતો કરાવી શકું. "

એવીરીતે રાજા બોલતો હતો એટલામાં દેવપટ્ટનથી શ્રી સોમનાથના પૂજારી આવી પહોંચ્યા. તેમણે વિનંતી કરી કે,

"મહારાજ, શ્રીસોમનાથ મહાદેવનું મંદીર પ્રાચીન કાષ્ટમય હોવાથી હાલ દરિયાના મોજાંનેલીધે તેનો પાયો ખવાઈ જવાથી પડવા બેઠું છે. જેમ કોઇ સંસારથકી પોતાના આત્માને ઉદ્ધારે તેમ આપ તે મંદીરનો ઉદ્ધાર કરશો તો આપનો ખજાનો અખુટ થઇ શાશ્વતી કીર્ત્તિ ફેલાશે." તેમની એવી પ્રાર્થનાઉપરથી રાજાએ સૂત્રધારો પાસે તે મંદીર નવેસર પથ્થરથી બંધાવવા માંડ્યું અને કેવી રીતે શીઘ્ર તૈયાર થાય તે સૂરિને પૂછ્યું. સૂરિ તેને પ્રતિબોધ કરવાની ઈચ્છાથી અવસર પામી બોલ્યા, " રાજન્! વિઘ્નરહિત શીઘ્ર કાર્ય કરવા માટે કોઇ મોટું વ્રત ગ્રહણ કરવું જોઇએ. તે મોટું વ્રત બ્રહ્મચર્ય રૂપ છે. જો તે ઘણું કઠિણ પડે તો સર્વ પુણ્યનું કારણ એવો માંસનિષેધ કરવો. મનુ પ્રજાપતિ કહી ગયા છે કે, જે માંસ ખાતો નથી અને જીવોને હણતો નથી અથવા હણાવતો નથી તે સર્વ પ્રાણીઓનો મિત્ર છે. જો કોઇ માણસ સો વર્ષપર્યંત દર વર્ષે અશ્વમેધ કરે અને બીજો માણસ માંસ ભક્ષણનો ત્યાગ કરે તો તે બેનું પુણ્ય સરખું કહેલું છે. સ્કંદપુરાણમાં માંસ ખાનાર, માંસ ખાવાની અનુમતિ આપનાર, માંસ પકવનાર, માંસ ખરીદ કરનાર, માંસ વેચનાર તથા માંસ માટે હિંસા કરનાર કરાવનાર અને કરવામાં મદદ આપનાર એ રીતે આઠ પ્રકારના હિંસકો વર્ણવ્યા છે. જે પાપમોહિત પુરૂષ પોતાનેમાટે માંસ પકાવે છે તે પશુનાં રોમ જેટલાં વર્ષ સુધી નરક ભોગવે છે. જે દુર્બુદ્ધિયો પરપ્રાણથી પોતાના પ્રાણનું પોષણ કરે છે તેમનું બીજાઓ કલ્પાંતસુધી નરકાવાસમાં ભક્ષણ કરે છે. પ્રાણ કંઠે આવે તોપણ કદી માંસ ખાવું નહી. જો ખાવું હોયતો પોતાનું ખાવું, પણ બીજાનું ન ખાવું. જુઓ, ક્યાં માસ અને ક્યાં શિવ ભક્તિ? ક્યાં મદ્ય અને ક્યાં શિવપૂજા? મદ્યમાંસમાં રક્ત પુરૂષોથી શંકર દૂરજ રહે છે. સ્કંદપુરાણમાં માંસ ખરીદ કરનાર ધનથી હણે છે, ખાનાર ઉપાભોગથી હણે છે અને મારનાર વધ બંધનાદિથી હણે છે એ રીતે ત્રણ પ્રકારનો વધ કહેલો છે. માંસની

માફક મદ્યમાં પણ વિકલપણાદિ દૂષણો રહેલાં છે એમ વિચારી બુદ્ધિમાન્ પુરૂષ પ્રિય કલ્યાણની ઇચ્છાથી તે બેનો ત્યાગ કરે છે. તેમ તમારે પણ ઇષ્ટ કાર્યની સિદ્ધિસારૂ મદ્યમાંસને વર્જ્ય કરવાં જોઇએ." સૂરિનાં એ વચનથી પ્રતિબોધ પામી તે વીરચૂડામણિ રાજાએ મદ્યમાંસનો ત્યાગ કર્યો અને મંદીર બંધાવવાનું ઇષ્ટ કાર્ય જલદી પૂરૂં થવાસારૂ અગણિત દ્રવ્ય મોકલવા લાગ્યો. યુક્ત છે, પોતે આરંભેલા કાર્યમાં ઉદ્યમવાન્ કોણ નથી હોતું? બે વર્ષે મંદીર બંધાઇ રહ્યું એટલે રાજાએ તે વ્રત(બાધા) છોડાવવાની સૂરિને વિનંતી કરી. સૂરિ બોલ્યા કે, "મંદીર તો પૂરૂં થયું પણ શિવજીની યાત્રા થયે તે મૂકવું જોઇએ." રાજાએ તે વાત અંગીકાર કરી. પછી સૂરિ પોતાને સ્થાનેકે ગયા.

હવે રાજા સભામાં સૂરિના ગુણ ગાવા લાગ્યો. તે સાંભળી પુરોહિત કોપ રૂપી અગ્નિથી તપી જઈ બોલ્યો કે, "મહારાજ, એ હેમાચાર્ય આપને વશ કરવાને માટે આપના મનને ગમતી વાત કહે છે. બાકી એ તો આપણા ધર્મઉપર દ્વેષ રાખીનેજ ખુશી થાય છે. જો એમ નહીં હોય તો તે આપના બોલાવ્યાથી સોમેશ્વરને નમસ્કાર કરવા સાથેજ આવશે. પરંતુ આપ કહેશો તો એ તે આવવાના નથી." આવી રીતે બોલવું હલકા માણસોને ઘટે છે. કારણ, તેમનું હૃદય એટલું સુકુમાર હોય છે કે તે હૃદયમાં રહેલું અપ્રિય પણ એકદમ બોલી જાય છે. પણ જે પંડિત પુરૂષો છે તે તો તેને હિત ભણીજ માને છે.

પછી પ્રાતઃકાળે સભામાં પધારેલા સૂરિને રાજાએ પુરોહિતના વચનની પરીક્ષા કરવા સારૂ સોમેશ્વરની યાત્રામાં આવવાની પ્રાર્થના કરી. સૂરિ કોઈ પ્રકારે પુરોહિતની દુષ્ટતા જાણી લેઈ રાજાને જૈની કરવાની ઇચ્છાથી બોલ્યા કે, "હે રાજન્! જેમ કોઈ ભૂખ્યાને ભોજનસારૂ નિમંત્રણા કરે તેમ તમે મહાત્મા પુરૂષને યાત્રાને અર્થે નિમંત્રણા કરી. તીર્થનો સ્પર્શ કરવો એતો મારો આચાર છે. તેના વિનાની એક ક્ષણ પણ દ્યુતમાં ગયેલા અર્થની માફક મારા મનને

વ્યથા કરે છે" સૂરિનાં એ વચનોથી પુરોહિતનું મુખ અમાવાસ્યાના અવતાર અને મેષે લીપેલા જેવું થયું. પછી રાજાએ સૂરિને કહ્યું કે, "જો એમ હોયતો આ સુખાસન ગ્રહણ કરો" સૂરિ બોલ્યા, "અમને પગે ચાલનારને એનું શું પ્રયોજન? વિવેકી ગૃહસ્થ પણ તીર્થયાત્રામાં પગે ચાલે છે, તો પછી નિરંતર પગે ચાલનારા યતિનું શુ કહેવું? તમે પ્રસ્થાન કરો; હું ધીમે ધીમે શ્રીશત્રુંજય તીર્થની યાત્રા કરી દેવપટ્ટનમાં ભેગો થઈશ.

એમ કહી સૂરિ શ્રીશત્રુંજય તીર્થની યાત્રા કરવા નિકળ્યા. એ વાત ઘટે છે. કેમકે સંત પુરુષો હમેશ સત્યજ બોલે છે. કુમાપાળ પણ પુષ્કળ પરિજનસાથે પ્રયાણ કરી કેટલેક દિવસે દેવપટ્ટણ નજીક આવી પહોંચ્યો. ત્યાં સૂરિના આગમનની ઈચ્છા રાખી પાંચ પાંચ યોજનમાં તપાસ કરાવ્યો, પણ સૂરિ માલમ પડ્યા નહીં. ત્યારે દ્વેષી બ્રાહ્મણોએ ગપ ઉડાડીકે, સૂરિ તો સમુદ્રમાં પડયા. તે સાંભળી રાજાને ચિંતા થઈ. પછી સવારે સોમેશ્વરનાં દર્શનસારૂ મહોત્સવપૂર્વક તે પ્રયાણ કરતો હતો, એટલામાં સૂરિએ આવી ધર્મલાભ દીધો. તે જોઈ રાજા બોલ્યો કે, "મહારાજ! આપ આ વખતે ક્યાંથી પધાર્યા? સૂરિએ કહ્યુ કે, "હે ચૌલુક્યકુલમાણિક્ય! શ્રી રેવતાચળપર પ્રતિક્રમણ કરી શ્રી નેમિનાથનાં દર્શન કરીને તમારો પ્રવેશોત્સવ જાણી અમે અહીં આવ્યા." તે સાંભળી બ્રાહ્મણોના મુખપર મેષ ઢળી. પછી અતિસ્નેહથી રાજા સૂરિને સાથે લેઈ સોમનાથને નમસ્કાર કરવા ગયો. ત્યાં પોતે બંધાવેલો પ્રાસાદ જોઈ તેનાં રોમાંચ ઉભાં થયાં અને તે અતિ હર્ષથી સોમેશ્વરને નમ્યો. આ વખતે બ્રાહ્મણોએ રાજાને ભંભેર્યો કે, "જૈનો તીર્થંકરશિવાય બીજાને નમસ્કાર કરતા નથી." એ સાંભળી રાજા સૂરિને કહેવા લાગ્યો કે, "મહારાજ! જો આપને યુક્ત હોય તો શિવજીને નમસ્કાર કરો." સૂરિએ કહ્યું કે, "એ શું બોલ્યા?" એમ કહી પરમાત્માની સ્તુતિ બોલ્યાઃ

भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपगता यस्य ॥
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥ १ ॥

यत्र तत्र समये यथा तथा यो सि सो स्यभिधया यया तया ॥
वीतदोषकलुष· स चेद्भवानेक एव भगवन्नमो स्तु ते ॥ २ ॥
त्रैलोक्यं सकलं त्रिकालविषयं सालोकमालोकितुं ।
साक्षाद्येन यथा स्वयं करतले रेखात्रयं सांगुलि ॥
रागद्वेषभयामयांतकजरालोलत्वलोभादयो ।
नालं यत्पदलंघनाय स महादेवो मया वंद्यते ॥ ३ ॥
यो विश्वं वेदवेद्यं जननजलनिधेर्भंगिनः पारदृश्वा ।
पौवार्पर्याविरूद्धं वचनमनुपमं निष्कलंकं यदीयं ॥
तं वंदे साधुवंद्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विषतं ।
बुद्धं वा वर्धमानं शतदलानिलयं केशवं वा शिवं वा ॥ ४ ॥

"સંસારરૂપી બીજના અંકુરને ઉત્પન્ન કરનાર રાગાદિ જેના ક્ષય પામ્યા છે, એવા બ્રહ્મા હો વા વિષ્ણુ હો વા શિવ હો વા તીર્થંકર હો તેને મારો નમસ્કાર થાઓ. જે તે સમયે જે તે પ્રકારે જે તે નામથી દોષરૂપ મેલરહિત તું તે એકજ ભગવાન્ હોય તો તને મારો નમસ્કાર થાઓ. જેણે ત્રણકાળમાં અલોકસહિત સકળ ત્રણ લોક અંગુલિસહિત કરતલની ત્રણ રેખાનીપેઠે સાક્ષાત્ જોયું છે અને રાગ દ્વેષ ભય રોગ કાળ જરા ચપળતા અને લોભાદિ જેમના પદનું લંઘન કરવાને સમર્થ નથી થયા તે મહાદેવને હું વંદુ છું. જેણે આગમથી ઓળખાતા વિશ્વનો ઉત્પત્તિરૂપી સમુદ્રની રચનાનો પાર જોયો છે, જેનું વચન પૂર્વાપર બાધવિનાનું છતાં ઉપમા તથા દોષે કરીને રહિત છે, જે સાધુ પુરૂષોને નમવા યોગ્ય છે અને જેમના દોષરૂપી શત્રુઓ નાશ પામ્યા છે, એવા સકળગુણનિધિ બુદ્ધ હો વા વર્ધમાન (મહાવીર) હો વા બ્રહ્મા હો વા વિષ્ણુ હો વા શંકર હો, તેને હું નમસ્કાર કરૂ છું." ઈત્યાદિ સ્તુતિયોવડે સૂરિએ પરમાર્થથી વીતરાગ દેવનીજ સ્તુતિ કરી. રાજા પણ પરમાત્માને અનુસરતી તે સ્તુતિથી અત્યંત ચમત્કાર પામ્યો. પછી તેણે મહાદેવની

---

૧. ચૌદ રાજલોક (સ્વર્ગ મૃત્યુ અને પાતાળ) શિવાય જ્યાં જીવની ગતિ નથી તેવો આકાશ પ્રદેશ.

સ્થાપના કરી શિખરપર સુવર્ણકળશ ચડાવ્યો અને સોનું ચાંદી મોતી પ્રવાળ વિગેરેથી તુલા કરી હાથી ઘોડા અને ગાયપ્રમુખનાં દાન આપ્યાં. પંચોપચારપૂજાસમયે દેવદાયમાં પણ મોટી બક્ષીસ કરી તીર્થોપવાસ હતો તેથી બીજાં બધાં કાર્ય પૂરાં કરીને સૂરિને દેવળના ગભારામાં બોલાવી કહેવા લાગ્યો કે, "હે ભગવન્! સોમેશ્વર દેવ, આપ મહર્ષિ અને મારા જેવા તત્વાર્થી એ ત્રણનો આ તીર્થપર યોગ ત્રિવેણીના સંગમ જેવો થયો છે. હવે પરસ્પરવિરૂદ્ધ સિદ્ધાંતી પુરૂષો જૂદી જૂદી રીતે દેવ ગુરૂ અને ધર્મ તત્વની પ્રરૂપણા કરે છે; માટે આજે આપ દ્વેષ મૂકીને મારાપર પ્રસન્ન થઈ દેવાદિ તત્વોનું રૂડી રીતે નિરૂપણ કરો કે, હું તેમનું સ્થિર ચિત્તે આરાધન કરી મારા આત્માને સંસારસમુદ્રથકી તારૂં. વળી આપ જેવા ગુરૂનો જોગ મળે છતે જો તત્વનો સંદેહ રહે તો સૂર્યોદય થયા છતાં પણ વસ્તુનું નહીં દેખાવવું અને ચિંતામણિ રત્ન પ્રાપ્ત થયા છતાં દારિદ્રનું રહેવું એના જેવું થાય." આપ્રકારે રાજાએ કહ્યું ત્યારે સૂરિ પણ કંઇક વિચાર કરી બોલ્યા કે, "હે રાજન્! શાસ્ત્રના વાદે[1] કરીને સર્યું. હું તમને હમણાંજ મહાદેવનાં પ્રત્યક્ષ દર્શન કરાવું છું. તે મહાદેવ તમને જે ધર્મ અથવા દેવ બતાવે તેનું સેવન કરો. કારણ દેવની વાણી ખોટી હોતી નથી. હું હવે મંત્ર ભણુ છું અને તમે બરાસનો ધૂપ કરે જાઓ. આપ્રમાણે વિચાર કરી રાજા અને સૂરિ બન્ને જણ રાત્રે મૂલ ગભરામાં રહ્યા. હવે મધ્ય રાત્રીના સમયે પ્રથમ લિંગમાંથી તેજ નિકળ્યું અને તેમાંથી ગંગા, જટા, ચંદ્રકળા અને ત્રિનેત્ર ઇત્યાદિ ઉપલક્ષણોયુક્ત શંકર નિકળ્યા. તે દેખી સૂરિએ રાજાને કહ્યું કે, "આ આગળ રહેલા શિવ જુઓ. એમને પ્રસન્ન કરી પૂછીને રૂડા પ્રકારે તત્વનું ઓળખાણ કરો." તે સાંભળી રાજા પણ હર્ષસહિત મહાદેવને સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યો. પછી મહાદેવ બોલ્યા, "હે ચૌલુક્ય નૃપ, તું વિવેકી છે અને તને ધન્ય છે કે, તને આવી સાધુનીપેઠે ધર્મ જાણવાની ઇચ્છા થઈ છે. રાજા લોકો

---

૧. શાસ્ત્રકારો

ઘણું કરીને ધર્મ પામ્યા છતાં પણ રાજ્યના મદથી ઉન્મત્ત થઈ તેનું સેવન કરતા નથી. કહ્યું છે કે, રાજા મદોન્મત્તનીપેઠે સદાચાર સેવતા નથી, હિતકારી વચન સાંભળતા નથી અને પોતાની પાસે આવેલા પૂજ્ય પુરૂષોની પણ અપેક્ષા કરતા નથી. હે કુમાર ! જો તું ભોગ અને મોક્ષ આપનાર ધર્મની ઇચ્છા રાખતો હોય તો હાલ પૃથ્વીમાં સર્વ દેવના અવતારરૂપ નિષ્કપટપણે પરબ્રહ્મને જાણનાર બાળપણાથકી સંયમવાન્, પોતાના તથા બીજાના મતના સર્વે આગમોના પારગામી અને બ્રહ્માના જેવા આ હેમાચાર્ય જયવંતા વર્તે છે. તેમના મુખથી તને ઇષ્ટ તત્વની પ્રાપ્તિ થશે.” આ પ્રકારે બોલી મહાદેવ જાણે સ્વપ્નમાં દેખાયા હોય તેમ અંતર્ભૂત થયા. આવો બનાવ જોઈ રાજા વિસ્મય પામ્યો અને સૂરિને કહેવા લાગ્યો કે, “મહારાજ, આપજ મારા ઇશ્વર છો, જેમને મહેશ્વર પણ વશ છે. આજથી માંડી આપજ એક મારા દેવ, ગુરૂ, પિતા અને માતા છો. બીજું કોઈ નથી. પૂર્વે જીવિત દાનથી આ લોક આપ્યો હતો, હવે શુદ્ધ ધર્મોપદેશથી પરલોક આપો.” સૂરિ બોલ્યા, “જો એમ હોય તો મદ્યમાંસાદિ અભક્ષ્યનો ત્યાગ કરો. કારણ કે, જીવદયા એજ ધર્મનું મૂળ છે, અને જીવદયા માંસભક્ષણ કરનારને ક્યાંથી હોય ? કેમકે, જીવ હિંસા વગર કંઈ માંસાદિ મળતું નથી.” એ સાંભળી ચિત્તમાં હર્ષ પામી રાજાએ પોતાના આત્માને પવિત્ર માની દેવગુરૂ સમક્ષ મહાદેવ ઉપર જળ મૂકી અભક્ષ્યનો નિયમ (ત્યાગ) કર્યો. ત્યાર પછી અનુક્રમે મહોત્સવપૂર્વક પાટણ આવ્યો અને મહાદેવની વાણીનું સ્મરણ કરી કોઈક વખત ઉપાશ્રયે જઈ અને કોઇક વખત સભામાં નિમંત્રણા કરી સૂરિની પાસે શુદ્ધ ધર્મના રસનું પાન કરવા લાગ્યો. કહ્યું છે કે,

विना गुरुभ्यो गुणनीरधिभ्यो जानाति धर्मं न विचक्षणो ऽपि ॥
आकर्णदीर्घोज्वललोचनो ऽपि दीपं विना पश्यति नान्धकारं ॥१॥

"વિચક્ષણ પુરૂષ પણ ગુણસાગર ગુરૂવિના ધર્મને જાણતા નથી. કર્ણપર્યંત દીર્ઘ અને તેજસ્વી લોચનવાળો પુરૂષ પણ અંધારામાં દીવા વગર જોઈ શકતો નથી."

---

# ભાગ ૧૧ મો.



## કુમારપાળ–હેમાચાર્યસાથે બ્રાહ્મણોનો વાદવિવાદ.

### અજિતેંદ્રિયતા.

હવે રાજાની અને સૂરિની પરસ્પર આવ જાવ થઇ અને રાજા સૂરિના ગુણગ્રામ કરવા લાગ્યો. તેથી વિરોધી પુરોહિત એક વખત રાજાને કહેવા લાગ્યો કે, "મહારાજ, આ હેમાચાર્ય નમસ્કારને યોગ્ય નથી. કારણ કે તે અજિતેંદ્રિય છે." રાજા બોલ્યો કે, "કેમ?" ત્યારે તેણે કહ્યું કે, "વિશ્વામિત્ર અને પરાશર વિગેરે જેઓ સૂકાં પાંદડાં અને ઝરણનું પાણી વાપરી નિર્વાહ કરતા તેઓ પણ સુંદર સ્ત્રીનાં મુખકમળ જોઇ મોહ પામ્યા તો જે પુરૂષો ઘી. દુધ અને દહીં વિગેરે યુક્ત ભોજન જમે છે તેમનાથી ઇંદ્રિયોનો નિગ્રહ કેવી રીતે થાય? જુઓ તો એમનો દંભ!" તે સાંભળી સૂરિ બોલ્યા, 'મુનિયો એ પ્રકારે અહાર કરતા નથી, પરતું ત્રીજે પ્રહરે ગુરૂની આજ્ઞા લેઇ અંત પ્રાંત અને રૂક્ષ એવો પણ સ્વલ્પ અહાર કરેછે. તેવા અહારથી તેમને રાગાદિનીજ પ્રાપ્તિ થતી નથી તો વિષય તો ક્યાંથી હોય? વળી તે મુનિયો, રોગની ઉત્પત્તિ થઇ હોય ત્યારે, મોહનો ઉદય થયો હોય ત્યારે, સ્વજનને ઉપસર્ગ થયો હોય ત્યારે, પ્રાણીનો ઉપદ્રવ હોય ત્યારે, તપ કરવો હોય ત્યારે અને અણસણ કરવું હોય ત્યારે, અહારનો ત્યાગ કરેછે. વળી અહારજ એકાંતપણે અજિતેંદ્રિયપણાનું કારણ છે એમ ન સમજવું. પરંતુ મોહનીય કર્મની પ્રકૃતિના તીવ્ર, અતીવ્ર, મંદ અને અતિમંદ એ પ્રકારના ભેદપણ છે. જુઓ કે, બળવાન્ સિંહ હાથી અને ભુંડનાં માંસનું ભક્ષણ કરેછે તોપણ વર્ષમાં એકજ વાર વિષય સેવે છે અને કબૂતર સૂકા કાંકરા ખાયછે તો પણ નિરંતર વિષયનું સેવન કરેછે. બોલો અહીં શો હેતુ છે?" આ ઉત્તરથી પુરોહિતનું મ્હોડું વિલખું થઈ ગયું. તે જોઈ રાજા ઘણો પ્રસન્ન થયો.

## સૂર્યોપાસના.

વળી કેટલાક દિવસ ગયા પછી કોઈ મત્સરીએ રાજાને કહ્યું કે, "મહારાજ. આ જૈની લોકો પ્રત્યક્ષ દેવ જે સૂર્યનારાયણ તેને માનતા નથી." તે સાંભળી સૂરિ બોલ્યા કે, "સૂર્યનું તેજ તો અમારાજ હૃદયમાં રહેલું છે. કેમકે, અમેજ તેને અસ્તરૂપ દુઃખ પ્રાપ્ત થયે છતે અહારપાણીનો ત્યાગ કરીએ છીએ. તેનો અસ્ત થાય ત્યારે પાણી પીવું વ્યાજબી નથી. જુઓ સ્કંદપુરાણમાં પણ રૂદ્રપ્રણીત કપાલમોચન સ્તોત્રનેવિષે કહ્યું છે કે, હે સૂર્ય! તારાથી આ સર્વ જગત વ્યાપ્ત છે; માટે તું જગતના જીવોને ધ્યાન કરવા યોગ્ય છે. તારો અસ્ત થાય ત્યારે પાણી લેવું તે રૂધિર બરાબર છે. તારા કિરણોથી સ્પર્શ થયેલું પાણીજ પવિત્રતા પામે છે. જ્યારે પાણીની એવી સ્થિતિ હોય ત્યારે ભોજન તો ક્યાંથીજ શુદ્ધ હોય ? મતલબ કે રાત્રે બન્ને અશુદ્ધ હોય. તત્વથી તો અમેજ સૂર્યને માનનારા છીએ. કોઈ પંડિત કહી ગયો છે કે, જોયા આ સૂર્યના સુસેવકો જેઓ સૂર્યનું મંડળ વાદળથી આચ્છાદન થયું હોય ત્યારે તો ખાતા નથી અને જ્યારે તેનો અસ્ત થયો હોય છે ત્યારે તો નિરાંતે ખાય છે. આ કેવું એમનું સેવકપણું ? હે રાજન્, આ દેખાય છે તે સૂર્ય નથી, પરંતુ સૂર્યનું મંડળાકારે વિમાન છે. તેનો સ્વામી જે સૂર્યેંદ્ર છે તે તીર્થંકરનો ભક્ત છે એમ તત્ત્વદૃષ્ટિથી જાણવું.

## વિષ્ણુભક્તિ.

એટલામાં બીજો કોઈ બોલ્યો કે, "રાજન્! વૈષ્ણવો વિષ્ણુ વિના બીજાથી મુક્તિની પ્રાપ્તિ માનતા નથી." રાજાને તેનો યથાર્થ બોધ ન થયો, તેથી સૂરિને પૂછ્યું. સૂરિ બોલ્યો કે, "હે રાજન! એ કેહે છે તે સત્ય છે, પરંતુ વૈષ્ણવો તે જૈનના સાધુઓનેજ સમજવા. કારણ કે, તેઓજ તેની પરમભક્તિ કરનારા છે. જુઓ ગીતામાં અર્જુન આગળ વિષ્ણુએ કહ્યું છે કે, 'હે અર્જુન! હું પૃથ્વીમાં, અગ્નિમાં, જળમાં, વનસ્પતિમાં અને યાવત્ સર્વ

ભૂતોમાં વ્યાપક છું. જે મને સર્વ વ્યાપક જાણીને કદાપિ હિંસા કરતા નથી, તેમનો હું નાશ કરતો નથી અને તેઓ મારો નાશ કરતા નથી. તેમજ વિષ્ણુપુરાણના તૃતીય અંશમાં સાતમા અધ્યાયને વિષે પરાશરે કહ્યું છે કે, 'યાગ કરનારા વિષ્ણુનો યાગ કરેછે, જાપ કરનારા તેને જપેછે અને બીજાની હિંસા કરનારા તેને હણે છે. કારણ કે વિષ્ણુ સર્વવ્યાપક છે.' હે રાજન્! જે પુરૂષ પરદાર, પરદ્રવ્ય અને પરહિંસામાં મતિ કરતા નથી અને જેમનુ મન રાગાદિ દોષથી દૂષિત નથી તેમનાથીજ વિષ્ણુ નિરંતર તુષ્ટમાન રહે છે. વળી યમકિંકર નામના સવાદમાં યમે કહ્યું છે કે, 'જે પોતાના આત્માના ધર્મથી ચલાયમાન નથી થતા, જે પોતાના મિત્રોપર અને શત્રુઓપર સમ ભાવ રાખે છે અને જે કોઈનું કંઈ હરતા નથી અથવા કોઇને હણતા નથી તેમનેજ સ્થિર મનવાળા અત્યંત વિષ્ણુભક્ત જાણવા. જેમની બુદ્ધિ નિર્મળ છે, જેમનામાં મત્સરનો અભાવ છે, જેમનો સ્વભાવ શાંત અને ચરિત્ર પવિત્ર છે, જે સર્વ ભૂતોપર મિત્રભાવ રાખેછે, જેમનું વચન પ્રિયકર અને હિતકારી છે અને જેમનામાં માન તથા માયાનો લેશ નથી તેમના હૃદયમાંજ વિષ્ણુ નિરંતર વસે છે. સ્ફટિકરત્નની શિલા જેવા નિર્મળ વિષ્ણુ ક્યાં? અને માણસોમાં રહેલા મત્સરાદિ દોષો ક્યાં? ચંદ્રમાનાં કિરણસમૂહને વિશે અગ્નિની કાંતિથી થયેલો તાપ ક્યાંથી હોય? હિરણ્યકસિપુ પિતા આગળ પ્રલ્હાદે પણ કહ્યું છે કે, 'વિષ્ણુ પૃથ્વીમાં છે, પાણીમાં છે, ચંદ્રમામાં છે, સૂર્યમાં છે, અગ્નિમાં છે, દિશામાં છે, વિદિશામાં છે, વાયુમાં છે, આકાશમાં છે, તિર્યંચમાં[1] છે, અતિર્યંચમાં છે, અંતરમાં છે, બાહ્યમાં છે, સત્યમાં છે, તપમાં છે, સારમાં છે, અસારમાં છે, સર્વત્ર છે, સદા છે, વધારે બોલવાથી શું? તારામાં છે, અને મારામાં પણ છે, ઈત્યાદિ.' એ પ્રકારે સર્વ જીવની રક્ષા કરનારા જૈનમુનિયોજ તત્ત્વવૃત્તિથી વૈષ્ણવ છે; પરંતુ તેથી વિપરીત પણે વર્તનારા બ્રાહ્મણો વૈષ્ણવ નથી. પરમાર્થથી તો તેજ વિષ્ણુ

૧. નરક, મનુષ્ય અને દેવ શિવાયનાં પશુ પક્ષી વિગેરે પ્રાણીઓ.

જાણવા જે જન્મ મરણથી રહિત, નિત્ય ચિદાનંદમય જ્ઞાનરુપ આત્માવડે સર્વત્ર વ્યાપી રહેલો છે. આ પ્રકારના નિરુપણથી તીર્થંકર તેજ વિષ્ણુ છે અને તેના ભક્તોને અવશ્ય મુક્તિ થાયછે. હે ચૌલુક્યરાજ, આમાં આ પરમાર્થ છે. જીવ બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એ ભેદથી ત્રણ પ્રકારનો છે. પોતાના શુદ્ધ આત્મજ્ઞાનથી ઉત્પન્ન થતા સ્વાભાવિક સુખનું શત્રુભૂત એવું જે ઈંદ્રિયસુખ તેમાં જે જીવને આસક્તિ હોય તે બહિરાત્મા, અથવા હેય (ત્યાગ કરવા યોગ્ય) અને ઉપાદેય (આદરવા યોગ્ય) ના વિચારમાં પરસ્પર અપેક્ષા સહિત નયની વહેંચણના જ્ઞાનની શ્રદ્ધાએ રહિત જે જીવ તે બહિરાત્મા. તે થકી વિપરીત ગુણવાળો અતરાત્મા. વિમળ કેવળ જ્ઞાનથી લોકાલોકનું સ્વરૂપ જાણ્યું છે જેણે તે પરમાત્મા જ્ઞાનાત્માથી વ્યાપકપણાએ કરીને વિષ્ણુ, પરબ્રહ્મ સંજ્ઞાવાળી પોતાની શુદ્ધ આત્મ ભાવનામાં મગ્નપણાએ કરીને બ્રહ્મા, અનંત જ્ઞાનાદિ ગુણના ઐશ્વર્યપણાએ કરીને ઈશ્વર, ક્ષાયિકપણાએ કરીને. (રૂડા જ્ઞાનપણાએ કરીને) સુગત (બુદ્ધ), રાગાદિના જીતવા થકી જિન (તીર્થંકર) અને શિવ (નિર્વાણ) પામવાથી શિવ એ આદિ અનંત નામોથી ઓળખાય છે અને તે પરમાત્મા વીતરાગનેજ કહીએ છીએ સહસ્ર નામ માત્રમાં અનુરક્ત હૃદયવાળા અને પરમાર્થને નહીં જાણનારા લૌકિક જનો વૈષ્ણવોની મુક્તિ છે એ પ્રકારે બોલે છે. આ પ્રકારે રહસ્ય છે. કહ્યું છે કે, જિન એજ મહાદેવ, સ્વયંભૂ, પુરૂષોત્તમ, પરાત્મા, સુગત અને સ્વર્ગ મૃત્યુ પાતાલનો અદૃશ્ય સ્વામી છે. ત્રૈગુણ્ય એટલે સત્વગુણ રજોગુણ અને તમોગુણ વિષયિક સંજ્ઞાઓ બુદ્ધ અને ઇશાનાદિમાં રહેલી છે. પરંતુ લોકોત્તર સત્વથી ઉત્પન્ન થયેલી જે સંજ્ઞાઓ તે સર્વે જિનમાં રહેલી છે. જેમ ચાલાક વેપારીઓ રોહણાચળથી વિવિધ રત્નોને લેઈ જઈ સુવર્ણનાં આભુષણો બનાવી તે તે નામે ઓળખાવે છે તેમ લોકો પરમાત્મા જિનેશ્વરમાંથી ગુણો લેઈ જઈ પોતપોતાના માનેલા દેવમાં સ્થાપન કરી તે તે ગુણવાચક સંજ્ઞાઓથી તેમને

ઓળખાવે છે. બીજી રીતે કહીએ તો જેમ વરસાદ પડવાથી તેનું (વરસાદનું) અમૃતપણું (મીઠાશ) સરોવર વિગેરેમાં આવેછે તેમ જિનેંદ્રના નામ લોકો બહિર્દષ્ટિથી હરાદિ બીજા દેવોમાં સ્થાપન કરે છે. જે નામો યોગીંદ્રને વલ્લભ એવા લોકોત્તર સત્વની પ્રસિદ્ધિ કરે છે તે નામનેજ પરમેશ્વર સમજવા. જેમ શિયાળવાં બોયડીએ કરીને મોટો ઓચ્છવ માને છે તેમ મૂઢ પુરૂષો પોતાના દેવને હજાર નામ અર્પણ કરીને હર્ષ માને છે."

## વેદ વિચાર.

વળી કોઈક અવસરે રાજા સભાસહિત બેઠો હતો. તેવામાં કોઈ મત્સરી બોલ્યો કે, " મહારાજ! આ જૈનો વેદને માનતા નથી માટે તેમને નમસ્કાર કરવો યુક્ત નથી. " એ સાંભળી રાજાએ સૂરિને પૂછ્યું કે, "આ શું કહે છે?" સૂરિ બોલ્યા, "હે રાજન્! વેદો જે છે તે કર્મ માર્ગની પ્રવૃત્તિ કરનારા છે અને અમે જૈનીઓ નિષ્કર્મ માર્ગનું અનુકરણ કરનારા છીએ; માટે અમને વેદનું પ્રમાણ શી રીતે રહે? જુઓ ઉત્તર મીમાંસાનો वेदा अवेदा लोका अलोका विद्या अविद्याः ઇત્યાદિ પાઠ. રૂચીપ્રજાપતિ સ્તોત્રમાં પણ પુત્રે કહ્યું છે કે, 'હે કર્મમાર્ગી પિતામહ! વેદોમાં તો કુવિદ્યા ભણાય છે માટે તમે મને કર્મમાર્ગનો કેમ ઉપદેશ કરોછો?' વળી જો વેદોમાં જીવદયાનુ પ્રરૂપણ હોય તો સર્વશાસ્ત્રસંમત્ત પવિત્ર જીવદયાને પાળનારા શી રીતે વેદબાહ્ય થાય? સર્વ શાસ્ત્રમાં પ્રથમ ધર્મ અહિંસા એ પ્રકારે પ્રસિદ્ધ છે. માટે જે જે ધર્મમાં જીવદયાનું પ્રરૂપણ ન હોય તે તે ધર્મનો ત્યાગ કરવો. 'જેટલું ફળ જીવદયાથી થાય છે તેટલું સર્વ વેદો, સર્વ યજ્ઞો અને સર્વ અભિષેકો આપી શકતા નથી. નિશ્ચે પ્રાણીવધ વિના યજ્ઞ થતો નથી, માટે યજ્ઞ અહિંસક ન કહેવાય. દયાયજ્ઞ તો સર્વ પ્રાણીઓનો વધ ન કરવો તેજ કહેવાય છે. વેદમાં દયા નથી. માટે તે નાસ્તિક ધર્મના શાસ્ત્રની પેઠે પ્રમાણ ન કરાય. જ્યાં જ્યાં જીવ છે ત્યાં ત્યાં શિવ છે, માટે શિવ અને જીવમાં ભિન્નતા

નથી; તેથી કોઈ પ્રાણીની હિંસા કરવી નહી. જીવહિંસા કરનારા પુરૂષો વેદથી, દાનથી, તપથી અથવા યજ્ઞથી કોઈ પ્રકારે સદ્ગતિ પામતા નથી.' ઈત્યાદિ શાસ્ત્ર જાણનારા અને ભણનારા જ્યારે સર્વ જીવોની હિંસા, માતૃમેધ અને ગોમેધાદિ યાગના પ્રરૂપક વેદોને પ્રમાણ માનેછે ત્યારે નાસ્તિક શાસ્ત્રનો શા હેતુથી સ્વીકાર કરતા નથી? મીમાંસામાં કહ્યું છે કે, યજ્ઞ કરનારા ગાઢ અંધકારમાં ડૂબી મરેછે. હિંસાથી ધર્મ થતો નથી, થયો નથી અને થવાનો નથી."

ઇત્યાદિ સૂરિનાં વચનો સાંભળી બ્રાહ્મણો મૌન રહ્યા. તે જોઈ રાજા ચમત્કાર પામ્યો અને દયામાં તેનું મન પ્રવર્ત્યું. પછી તેણે સૂરિને પૂછ્યું કે, "મહારાજ! બ્રહ્માએ પશુઓ યજ્ઞને માટે સર્જ્યા છે અને યજ્ઞમાં થતો વધ તેમના ઐશ્વર્ય માટે છે; તેથી યજ્ઞમાં થતો વધ અવધ છે. ઔષધીઓ, પશુઓ, વૃક્ષો, તિર્યંચો અને પક્ષીઓ જેમનું યજ્ઞમાં મૃત્યુ થાય છે તે ઉત્કર્ષને પામેછે. ઇત્યાદિ બોલનારા બ્રાહ્મણો વેદોક્ત હિંસાને ધર્મ સાધન કહેછે તે કેમ?"

સૂરિબોલ્યા, "હે રાજન્! એ સત્ય નથી. કારણ કે, સ્કંદ-પુરાણના ૫૮૫ મા અધ્યાયમાં કહ્યું છે કે, 'अग्निषोयम् ઈત્યાદિ પશુનો વધ કરાવનારી કારિકા જ્ઞાતા જનોને પ્રમાણ નથી. તે સત્પુરૂષોને ભ્રમમાં નાખનારી છે. વૃક્ષોને છેદી, પશુઓને હણી, રૂધિરનો કાદવ કરી અને અગ્નિમાં તેલ ઘી વિગેરે હોમી સ્વર્ગની અભિલાષા રાખેછે તે આશ્ચર્યકારી છે.' ભાગવત પુરાણના ૨૩ મા અધ્યાયમાં શુકે કહ્યું છે કે, 'જે વૈદિકો દંભયજ્ઞમાં પશુઓને હણે છે તેમને પરલોકમાં વૈશસ નરકમાં ¹પરમાધામીઓ યાતના પૂર્વક હણેછે'. શ્રી ભાગવતના ૧૧ મા અધ્યાયમાં બ્રાહ્મણનું વાક્ય છે કે, 'મોટા આડંબરવાળા યજ્ઞોના જ્ઞાન અને વિદ્યાઓથી અત્યંત પ્રગટ થયેલા વેદવાદ પ્રતિ રૂડો (શુદ્ધ) તત્વવાદ શોભાતો નથી.' વળી પશુઓ યજ્ઞને માટે સર્જ્યા છે, એમ જો સ્મૃતિ કહેતી હોય તો સ્માર્તો

૧. નરકના રખવાળ

રાજાઓને માંસ ખાતાં કેમ નથી નિવારતા? બીજું–જો બ્રહ્માએ યજ્ઞના અર્થેજ સર્વે પશુઓ બનાવ્યા છે તો વ્યાઘ્રાદિથી દેવોને કેમ તર્પણ કરતા નથી? અહિંસાથી થનારો જે ધર્મ તે હિંસાથી કેમ થાય? કંઇ પાણીથી ઉત્પન્ન થનારાં કમળ અગ્નિથી ઉત્પન્ન થાય? નીતિવાક્યામૃતના ધર્મસમુદ્દેશમાં કહ્યું છે કે, 'પોતાના આત્માની પેઠે સર્વ જીવોનું કલ્યાણ ઇચ્છવું અને યથાશક્તિ દાન તપ વિગેરે કરવો, એ ધર્મપ્રાપ્તિના ઉપાય છે.' એક વખત ભોજરાજાએ યજ્ઞને માટે આણેલા બકરાને મોટે સ્વરે ઓરડતો જોઈ ધનપાળને પૂછ્યું કે, 'આ બકરો શું કહેછે?' ત્યારે ધનપાળ પંડિત બોલ્યો કે, 'મહારાજ! એ બકરો કહે છે કે,

नाहं स्वर्गफलोपभोगतृषितो नाभ્यर्थितस्त्वं मया ।
संतुष्टस्तृणभक्षणेन सततं साधो न युक्तं तव ॥
स्वर्गं यान्ति यदि त्वया विनिहता यज्ञे ध्रुवं प्राणिणो ।
यज्ञं किं न करोषि मातृपितृभिः पुत्रैस्तथा बांधवैः ॥ १ ॥

હું સ્વર્ગ ફળનો ઉપભોગ કરવાને ઈચ્છતો નથી તેમ મેં તેની તમારી પાસે યાચના પણ કરી નથી. હુ તો તૃણ ભક્ષણ કરીને નિરંતર સંતુષ્ટ રહું છું; માટે હે ઉત્તમ પુરૂષો! તમને મારો હોમ કરવો યુક્ત નથી. વળી જો યજ્ઞમાં હોમેલા પ્રાણીઓ અવશ્ય સ્વર્ગેજ જાયછે તો તમે માતાના, પિતાના, પુત્રના તથા બાંધવોના હોમે કરીને યજ્ઞ કેમ કરતા નથી?"

ઇત્યાદિ શ્રી હેમસૂરિના વાક્યામૃતથી રાજાનું હૃદય સિંચિત થયું અને તે વેદોક્ત માર્ગને અપ્રમાણ માનવા લાગ્યો.

---

# ભાગ ૧૯ મો



## કુમારપાળ—હેમાચાર્યનો તત્વોપદેશ.

### દેવતત્વ.

એ રીતે રાજસભામાં વિવિધ પ્રકારના વાદ થયા બાદ કુમારપાળે જૈન ધર્મને સત્યપણે અંગીકાર કર્યો અને સર્વ દર્શનીઓની સમક્ષ સર્વ સંવાદે કરીને દેવ, ગુરૂ અને ધર્મનું શુદ્ધ સ્વરૂપ પૂછવા લાગ્યો. સર્વ દર્શનીઓએ પોતપોતાના શાસ્ત્રના આચારવિચારને અનુસારે દેવાદિનું સ્વરૂપ કહ્યું. તેમાં દેવતત્વનું સ્વરૂપ અટ્ટહાસ, સંગીત, રાગ, દ્વેષ, પ્રમાદ, જગત્સૃષ્ટિ. જગત્સંહાર, જગત્પાલન, શસ્ત્ર, સ્ત્રી અને પરિગ્રહાદિ સમગ્ર સંસારિક જંતુજાતને સાધારણ ગુણવાળું બતાવ્યું. ત્યારે રાજાએ સૂરિને પૂછ્યું. શ્રીસૂરિ બોલ્યા, "હે ચૌલુક્યરાજ, સાંભળો. જેણે રાગાદિ દોષને જિતેલા છે અને જેને ત્રૈલોક્યે પૂજેલા છે એવા સર્વજ્ઞ અર્હત્ પરમાત્માજ દેવ છે. સર્વજ્ઞનેજ દેવત્વ છે, બીજાને ન હોય. કારણ કે, સર્વજ્ઞપણું પણ સકળ દોષ રહિતતાએ કરીને સધાય છે. તે દોષ સામાન્ય પણે ૧૮ છે. તે આ પ્રમાણે છેઃ ૧ અજ્ઞાન, ૨ ક્રોધ, ૩ મદ, ૪ માન, ૫ લોભ, ૬ માયા, ૭ રતિ, ૮ અરતિ, ૯ નિદ્રા, ૧૦ શોક, ૧૧ અસત્ય, ૧૨ ચૌર્ય, ૧૩ મત્સર, ૧૪ ભય, ૧૫ પ્રાણીવધ, ૧૬ પ્રેમ, ૧૭ ક્રીડા અને ૧૮ પ્રસંગહાસ. એ અઢાર દોષ જેના નાશ પામ્યા છે તે દેવાધિદેવને હું નમન કરૂં છું. ઈષ્ટ વસ્તુમાં રાગ, અનિષ્ટ વસ્તુમાં દ્વેષ, અપરાધીપર ક્રોધ, પરપરાભવમાં માન, પદાર્થપ્રાપ્તિમાં લોભ, બીજાને ઠગવામાં માયા, ગયેલ તથા મરેલાનો શોક, આવેલા તથા જન્મેલામાં હર્ષ, અશુભ વિષયવર્ગમાં અરતિ, શુભ વિષયવર્ગમાં રતિ, ચોરાદિ થકી ભય, નિંદનિક

વસ્તુની જુગુપ્સા અને સંભોગમાં વેદનો[2] ઉદય એ જ્યારે મુનિના નાશ પામે છે ત્યારેજ અંતઃશુદ્ધિ કરનાર સમતારૂપ અમૃત પ્રગટ થાય છે. એવી રીતે દેવતત્વનો નિર્ણય છે. માટે હે આર્યજનો, પક્ષપાત મૂકી ગુણવંતમાં સ્નેહવાળા થાઓ. પોતાના શાસ્ત્રમાંજ વિશ્વાસ મા રાખો. અડધો ક્ષણ પણ ચિત્તની શુદ્ધિ કરી વિચાર કરો. શમ દમ, સમતા અને સત્યતાદિ ગુણો છે અને કાંક્ષા. કામ, અંહકાર, અસત્ય, કલહ અને કપટાદિ દોષો છે. એ પ્રસિદ્ધ છે. એ ગુણો અથવા દોષો કોનામાં, તીર્થંકરમાં અથવા બીજા દેવમાં. રહેલા છે, તેનો પોતેજ વિચાર કરો. પ્રત્યક્ષ તો ભગવાન્ ઋષભ દેવે નથી, તેમ વિષ્ણુએ નથી. તેમ શિવ અને બ્રહ્મા પણ દેખાતા નથી. માટે તેમનાં સ્વરૂપ અને ગુણ આગમોમાંથી જાણીને વિચાર કરો. અહીં વિશેષ અપવાદ શો છે ? રાજન્ ! બહુ કહેવાથી શું? જે સાંસારિક ભાવથી વિપરીત વૃત્તિવાળો હોય છે તેજ દેવ, બીજો નહીં. કહ્યું છેકે, જે સર્વ સંસારી જીવોના રૂપથી વિલક્ષણ છે તેજ દેવતત્વનું લક્ષણ પંડિત પુરૂષો પરીક્ષાથી જાણો. ક્રોધ, લોભ અને ભયથી વ્યાપ્ત જગત્ દેવતત્વથી વિલક્ષણ છે. માટે વીતરાગ દેવ કોઇ પણ પ્રકારે અલ્પબુદ્ધિના ધારવામાં આવે નહીં. હે ચૌલુક્ય ! એવા નિર્દોષ જિનેંદ્ર દેવનેવિષે પણ જે પરદર્શનીઓ મત્સરવાળા હોય છે તે પોતાના શાસનમાં રાગ અને બીજાના શાસનમાં દ્વેષના પ્રગટપણાથી. શ્રીસિદ્ધસેન દિવાકરે પણ કહ્યું છે કે, 'હિત કરવાની ઇચ્છાવાળો પુરૂષ પણ જે તારામાં પ્રીતિ નથી રાખતો તે, ખરાબાવાળી ભૂમિ ક્રોડવાના જેવું ભયંકર માનરૂપી કલિનું પ્રગટપણું છે.' એ હેતુથી સર્વજ્ઞ વીતરાગ પરમાત્માજ દેવ છે. માટે જો ચેતના ( હિત કરવાની ઇચ્છા ) હોય તો એ દેવનું ધ્યાન ધરવું, એમની ઉપાસના કરવી, એમનું શરણ લેવું અને એમનાજ શાસનનું પ્રતિપાદન કરવું ( સ્વીકારવું ).

---

૧ સુગ     ૨ જૈન લોકો આઠ પ્રકારના કર્મો માને છે તેમાં પુરૂષને સ્ત્રી ભોગવવાની અને સ્ત્રીને પુરૂષ ભોગવવાની ઈચ્છા થવી તેને વેદનીય કર્મનો ( વેદનો ) ઉદય થયો એમ કહે છે.

બાકી જે દેવો સ્ત્રી, શસ્ત્ર અને જપમાળાદિ રાગાદિનાં ચિન્હોથી કલંકિત હોય છે અને અનુગ્રહ તથા નિગ્રહ કરવામાં તત્પર રહે છે તે દેવ મુક્તિસાધનને માટે નથી. એ રીતે દેવત્વનું સ્વરૂપ છે.

ગુરૂતત્વ.

સ્ત્રીના ત્યાગી, સદાચારમાં ચાલનારા, ભોગના ત્યાગ કરનારા, જિતેંદ્રિય અને સર્વ પ્રાણીને અભય આપનારા લોકમાં ગુરૂ ગણાય છે. સ્નાન અને ઉપભોગ રહિત, પૂજા અને અલંકારથી વર્જિત અને મદ્યમાંસથી નિર્વૃત્ત જે હોય તે ગુણવાન્ ગુરૂ કહેવાય છે. અથવા ધર્મના જાણકાર, ધર્મના કરનાર, ધર્મમાર્ગમાં પ્રવર્તાવનાર અને પ્રાણીઓ આગળ ધર્મશાસ્ત્રનું નિરૂપણ કરનારપણ ગુરૂ કહેવાય છે. જે પોતે દોષરહિત માર્ગમાં પ્રવર્તે છે અને સ્પૃહારહિત બીજાને પ્રવર્તાવે છે તેજ ગુરૂ આત્મહિત ઇચ્છનારે સેવવા. કારણ, એવા ગુરૂજ પોતે સંસારસમુદ્રનો પાર પામવાને અને બીજાને પમાડવાને સમર્થ હોય છે. જે અજ્ઞાનનો નાશ કરે છે, આગમના અર્થનો બોધ કરે છે, સુગતિ અને કુગતિ તથા પુણ્ય અને પાપનું વિવેચન કરે છે અને કૃત્યાકૃત્યનો ભેદ જણાવે છે તે ગુરૂવિના સંસારસમુદ્ર થકી તારવાને ઝાઝ સમાન બીજુ કોઈ નથી. **गृणाति तत्वमिति गुरुः** 'જે તત્વનું કથન કરે તેજ ગુરૂ.' નામમાત્રે કરીને કુળક્રમથી આવેલો કોઇ કોઇનો ગુરૂ હોય નહીં. ૮૪ લક્ષ જીવયોનિ મધ્યે અનાદિ કાલ ભમતા સર્વ જીવોને વિષે જે અજ્ઞાનરૂપ અંધકારથી વ્યાપ્ત પ્રાણીને જે ભવમાં જેનાથી તત્વાવાત્વનું પ્રગટપણું થાય, તેજ ગુણને લીધે ગૌરવ યોગ્ય ગુરૂ કહેવાય. બીજા પોતાના સ્વાર્થમાં તત્પર અને ઘરબારી ગુરૂ ન હોય. કહ્યું છે કે,

दुःप्रज्ञावलळुप्तवस्तुनिचया विज्ञानशून्याशया ।
विद्यन्ते प्रतिमंदिरं निजनिजस्वार्थैकनिष्ठा नराः ॥
आनंदाअमृतसिंधुसिकरचयैर्निर्वाप्य जन्मज्वरं ।
ये मुक्तेर्वदनेंदुवीक्षणपरास्ते सन्ति केचिद्बुधाः ॥ १ ॥

"દુષ્ટ બુદ્ધિના બળથી જેને પદાર્થસમૂહનું જ્ઞાન થતું નથી અને જેનું ચિત્ત વિજ્ઞાનથી શૂન્ય હોય છે, એવા પોતપોતાના સ્વાર્થમાં તત્પર પુરૂષ તો ઘેરેઘેર જોવામાં આવે છે; પણ આનંદામૃત સાગરના છાંટાથી જન્મજ્વરને શાંત કરી મુક્તિના મુખચંદ્રનુ અવલોકન કરવામાં તત્પર એવા પંડિતો વિરલાજ હોય છે. ફક્ત બોલવામાં શ્રેષ્ટ પણ પરમાર્થરહિત એવા [1]વિકથા કહેનારા મનુષ્યો દુર્લભ નથી; પણ ધર્મમાં સ્થિર રહીને જગતના હિતને માટે ધર્મનું કથન કરનારા દુર્લભ છે. ચતુર પુરુષો પણ જે માર્ગમાં પ્રવેશ કરે છે, તેમાંજ રતિ પામે છે. તે યુક્ત છે. ધુતારાથી મોહ પામેલા કયા પુરૂષોનું ચિત્ત આ લોકમાં વિભ્રમ પામતું નથી? વધારે બોલવાથી શું ? અજ્ઞાનરૂપી તિમિરથી અંધ એવા પુરુષોનાં નેત્ર જેમણે જ્ઞાનરૂપી અંજનની સળીથી ઉઘાડ્યાં છે તે ગુરૂઓને નમસ્કાર થાઓ. સૂર્યકાંતમણિની સ્પર્ધાવડે વિમલ સ્વભાવે કરીને સુંદર એવો આ જીવ આત્માના સ્વરૂપની સ્થિતિના નાશવાળો થઇ સંબંધના વશ થકી અનેક પ્રકારની વિકૃતિને ધારણ કરે છે; પણ જો સૂર્યની પેઠે ગુરૂના રૂડા ચરણકમલની સેવાને પામે તો તે પોતામાંથી ઉત્પન્ન થયેલા બલિષ્ઠ તેજ વડે કર્મરૂપી ઇંધિનને ભસ્મસાત્ કરી નાખે છે. મહાવ્રતને ધારણ કરનારા, ધૈર્યવાન્, ભિક્ષામાત્રથી આજીવિકા કરનારા, સર્વ સાવદ્ય ( પાપમય ) વ્યાપાર યોગની નિવૃત્તિ કરનારા અને ધર્મનો ઉપદેશ કરનારા પણ ગુરૂ માનેલા છે. તે માટે એવા પ્રકારના ગુરૂનુંજ સેવન કરવું, બીજાનું નહીં. જેમને વધ ધર્મ, જળ તીર્થ, ગાય નમવા યોગ્ય, ઘરબારી ગુરૂ, અગ્નિ દેવ અને બ્રાહ્મણ દાનપાત્ર છે, તેમનાથી શી સ્તુતિ બની શકે? એ પ્રમાણે ગુરૂતત્વ છે.

## ધર્મતત્વ.

માણસ ધર્મની શોધ કરે છે, પણ શોધ કરતાં વિશેષે કરીને તીર્થંકર ભગવાને પ્રરૂપેલો સર્વ જીવોને વિષે દયા રાખવા રૂપ ધર્મ જા-

---

૧. નકામી વાતો.

ણતો નથી. પરસ્પર વિરૂદ્ધ ત્રણસોને ત્રેસઠ મતવાળા જેમાં સર્વ દયા રહેલી છે એવા—અહિંસા—ધર્મને ગ્રહણ કરેછે; પરંતુ દૂષણ દેતા નથી. જગતમાં બહુ પ્રકારે ધર્મ ધર્મ એવી ઘોષણા તો સંભળાય છે, પણ તેની સુવર્ણની પેઠે પરીક્ષા કરવી જોઈએ. એટલે જેમ સુવર્ણ-ની કસોટી ઉપર ઘસીને, કાનસ મૂકીને, તપાવીને અને ખખડાવીને પરીક્ષા કરવામાં આવે છે, તેમ ધર્મની શાસ્ત્ર, શીળ, તપ અને દયાથી પરીક્ષા કરી તેનું ગ્રહણ કરવું. ઇતિ ધર્મ તત્વ.

એ રીતે સમ્યક પ્રકારે દેવાદિ શુદ્ધ તત્વને જાણ્યા છતાં પણ શ્રીકુમારપાળ કુળ ક્રમાગતથી આવેલા મિથ્યાત્વને લોકલજ્જાને લીધે ત્યાગ કરવા ઇચ્છતો નથી. કારણ કે, કામરાગ અને સ્નેહરાગનું સહેજે નિવારણ થાય છે, પરંતુ પાપિષ્ટ દૃષ્ટિરાગનો નાશ કરવાનું સત્પુરૂ-ષોને પણ કઠીણ થઇ પડે છે. કોઇક અવસરે શ્રીહેમાચાર્ય દૃષ્ટાંતદ્વારાએ કદાગ્રહના દુષ્ટપણાને કહેવા લાગ્યાઃ જે પુરૂષ ગુરૂએ કહેલા તત્વને સમ્યક્ પ્રકારે જાણીને દુરંત[1] મોહથી મિથ્યાત્વના કદાગ્રહને તજતો નથી તે અનંત પાપથી યુક્ત થઈ લોહભારનું વહન કરનારની પેઠે હીનતાની સાથે વિપદાનું સ્થાન થાયછે. તે આ પ્રમાણેઃ—

કોશલા નામની નગરીનેવિષે ચાર મિત્ર રહેતા હતા. તેમને સુખ દુઃખ સરખું હતું. પરંતુ ધનરહિત હતા. એક અવસરે તે ચારે મિત્રો સલાહ કરી દ્રવ્ય કમાવવા દેશાંતર નિકળ્યા. ફરતા ફરતા લોઢાનીખાણવાળા દેશમાં આવ્યા. વર્ષાઋતુમાં બીજા દેશોને વિષે લોઢાની બહુ કિંમત ઉપજે છે, એમ વિચારી લોઢું લેઇને તેઓ આગળ ચાલ્યા. રસ્તે જતાં રૂપાની ખાણ દેખી તેથી હર્ષિત થઇ પરસ્પર બોલવા લાગ્યા. તેમાં ત્રણ જણે અસાર લોઢાને ફેંકી દેઇ રૂપું લીધું અને ચોથા મિત્રને કહ્યું કે, 'હે મિત્ર, દુર્જનના સંગની પેઠે આ લોહનો ત્યાગ કર અને સજ્જ-

---

૧. દુઃખે મટાડી શકાય તેવો

નના સંગની પેઠે વિશેષ લાભના આપનાર રૂપાનું ગ્રહણ કર.' તે બોલ્યો, 'તમે તો મૂર્ખ છો તમારૂ ભાન ઠેકાણે નથી. જેને આટલે બધે છેટે ઉચકી લાવ્યા તેને કેમ છોડી દેવાય ?' એ પ્રકારે તેનું બોલવું સાંભળી મૌનપણે તેઓ સર્વે આગળ ચાલી સોનાની ખાણ આગળ આવ્યા. ત્યાં પૂર્વની પેઠે રૂપાને નાખી દેઇ ત્રણે જણે સોનું ગ્રહણ કર્યું; પણ કદાગ્રહી ચોથાએ, બહુ યુક્તિયોથી સમજાવ્યા છતાં દુર્જન ક્લેશનો ત્યાગ ન કરે તેમ, લોહનો ત્યાગ કર્યો નહી. એમ કરતાં કરતાં સુંદર રત્નની ખાણ આગળ આવ્યા. ત્યાં અત્યંત આનંદ પામી તે પરસ્પર કહેવા લાગ્યા કે, અહીં સુવર્ણને છોડીને સ્વેચ્છા પ્રમાણે રત્ન લ્યો. કારણ કે, એક રત્નથી પણ ઘણો લાભ થાય છે. એમ વિચારી સોનું નાખી દેઇ તેઓ રત્નની ખાણ ખોદવા આવ્યા. ત્યાં રાજાના નવ અંશ અને ખોદનાર પુરુષનો એક અંશ, એવો વહિવટ હતો. તે પ્રમાણે કબૂલ કરી તે પ્રત્યેક પાંચ પાંચ રત્ન લીધાં અને આદરથી ચોથા મિત્રને કહેવા લાગ્યા કે, 'હે મિત્રવર! હવે તો કદાગ્રહ છોડીને રત્નનું ગ્રહણ કર. હજુ કંઈ બગડયું નથી. સ્વદેશમાં જેનો ઉપભોગ ન થાય તે ઋદ્ધિ શા કામની ?' એવી રીતે કહ્યા છતાં તે દુરાત્માએ પોતાની હઠ ન મૂકી અને સામુ કહેવા લાગ્યો કે, 'તમારૂં તો ચિત્ત ઠેકાણે નથી. તમે પોતાનુ સર્વ ધૂળ મેળવ્યું અને હું નિરાંતે બેઠેલો છું તે સહન ન થવાથી મને પણ પવનથી ઝુલતા ત્રાજવાની પેઠે ચંચળ કરો છો.' તે નિર્વિચારશિરોમણિનાં એવાં વચન ઉપરથી તેની મૂઢતા વિષે તે ત્રણની ખાત્રી થઈ; તેથી તે મૌનપણે રત્ન લઈને સ્વદેશ તરફ પાછા ફર્યા. ચોથો જડાશય પણ ગધેડાની માફક લોખંડની પોટલી ઉચકીને સાથે ચાલ્યો. અનુક્રમે સર્વે ક્ષેમકુશળ ઘેર આવ્યા. રત્ન વેચવાથી મળેલા ધન વડે ત્રણનાં ઘરતો સર્વ પ્રકારના વૈભવે પૂર થયાં. તે મોટા શેઠિયાઓની કન્યાઓને મહોત્સવ પૂર્વક પરણીને દેવતાની પેરે સુખ ભોગવતા લોકમાં પૂજાવા લાગ્યા. પેલા કદાગ્રહીએ થોડી કિંમતે લોઢું વેચીને જેમ તેમ કરી માગનારનું મન મનવ્યું; પણ

ઘરમાં એકલો હોવાથી રાંકડાની માફક ભટકવા લાગ્યો. તેમ કરવાથી પણ પૂરૂં ખાવાનું ન મળ્યું ત્યારે પોતાના જૂના મિત્રોની ઋદ્ધિ અને લીલા જોઈ મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે, ધિક્કાર છે મને જે મેં તે વખતે મારી ખોટી હઠ ન છોડી! અંતે મિત્રોનું શરણ લીધું. તેમણે દયા આવવાથી તેને ભોજનાદિની મદદ આપી, તે વડે જન્મ સુધી દુઃખે દહાડા કાઢી પશ્ચાતાપમાંજ મરણ પામ્યો.

એવી રીતે જે નિર્વિચારી પુરૂષ મિથ્યાત્વ પક્ષનો કદાગ્રહ છોડતો નથી તે અનેક દુઃખનું ભાજન થાયછે; માટે હે સજ્જનો! તમારા મન સાથે પુખ્ત વિચાર કરી સદ્રત્નની ઉપમાવાળા સદ્ધર્મને ગ્રહણ કરો. આ અપૂર્વ દૃષ્ટાંતનો પરમાર્થ સમજવામાં આવવાથી રાજા તથા સભાસદો ચમત્કાર પામી શ્રીજૈન ધર્મ ઉપર દૃઢ અનુરાગવાળા થયા અને સૂરિને પૂછવા લાગ્યા કે, "હવે અમારે શું કરવું?" ત્યારે સૂરિ બોલ્યા, "હે રાજન્! પ્રાણીઓનું રક્ષણ, મનુષ્ય જાતપર ઉપકાર, જિનેશ્વર દેવની ભક્તિ, ધાર્મિકોનો સત્કાર, સ્વજનનું દાનમાનથી સમાધાન, જીર્ણ મંદીરોનો ઉદ્ધાર, યતિઓને દાન અને તેવાજ ધર્મનો ઉદ્યોત કરનારા બીજા ઉપાયોથી પુણ્યવાનોની લક્ષ્મી સફલ થાયછે.' શ્રીગુરૂનાં એ વચનામૃત સાંભળી રાજા બોલ્યો, "હે ભગવન્! મારે તો આજ પ્રભાતનો ઉદય થયો છે. કારણ કે, મોહરૂપી નિદ્રા નાશ પામી રૂડી દૃષ્ટિ ઉઘડી દુષ્ટ કષાય[1]રૂપી ઘુવડનો ગણ નાશી ગયો છે અને માયારૂપી રાત્રી વીતી જઈ પૂર્વાચળ સમાન વિવેકમય હૃદયમાં સમ્યક્ જ્ઞાનરૂપી સૂર્યના ઉદયથી કલ્યાણરૂપી કમળની કોટિઓ વિકસ્વર[2] થઈ છે. હવે કલંકયુક્ત કુદેવ, ઠગારા કુગુરૂ અને જીવહિંસક કુતર્કથી વ્યાપ્ત કુશાસ્ત્ર વડે સર્યું."

સૂરિ બોલ્યા, "હે કુમાર ભૂમીંદ્ર, વિવેકમાં ઇંદ્ર અને વિચારમાં બૃહસ્પતિ સમાન આપ જેવાને ગાડરિયા પ્રવાહપ્રમાણે વર્તવું શોભતું નથી. મૂઢ અને કુબુદ્ધિ પુરૂષોજ કુલક્રમથી આવેલા ધર્મનું આચ-

---

૧. ક્રોધ, માન. માયા અને લોભ, એ ચાર કષાય કહેવાય છે. ૨. ખીલેલી.

રણ કરે છે. બાકી વિદ્વાન્ પુરૂષો તો પોતાના મન સાથે પરીક્ષા વડે નિશ્ચય કરીને ધર્મમાં પ્રવૃત્તિ કરે છે. જેમ નાવિકોને આધીન નૌકાઓ સમુદ્રમાં ભમ્યા કરે છે તેમ હઠને આધીન પુરૂષ બીજાના ઉપર વિશ્વાસ રાખી પ્રમાદરૂપી જળમાં ભટકે છે. જ્યાં સુધી બીજાના વિશ્વાસ ઉપર બુદ્ધિ રહે છે, ત્યાં સુધી કષ્ટ ભોગવવું પડે છે; માટે હમેશ અર્થમાં પોતાનું મન ધટાવવું. આપ્તવાદ કંઈ આકાશમાંથી પડતો નથી. આગમ અને યુક્તિથી જે અર્થ પ્રાપ્ત થાય તેને સોનાની પેઠે પરીક્ષા કરીને ગ્રહણ કરવો. પક્ષપાત કરવાની જરૂર નથી. સાંભળવામાં કાનનો પાકો ઉપયોગ કરવો અને વિચારવામાં બુદ્ધિ વાપરવી. જે પુરૂષ સાંભળીને વિચાર ન કરે તેને કાર્યપ્રાપ્તિ શી રીતે થાય? જેમ ચતુર પુરુષ પોતાની આંખે વિષ, કાંટા, સર્પ અને કીડા વિગેરે દેખી તેમને દૂર કરી સારે માર્ગે જાય છે તેમ કુશાસ્ત્ર, કુદૃષ્ટિ અને કુમાર્ગના દોષોને તજી સૂક્ષ્મ રીતે વિચાર કરો. અહીં બીજાઓનો શો અપવાદ છે?"

ઈત્યાદિ સૂરિનો ઉપદેશ સાંભળી શ્રીચૌલુક્ય સોનાની શ્રીશાંતિનાથની નવીન મૂર્તિ ભરાવી સર્વ દર્શનના લોકો, રાજગુરૂ અને પુરોહિતાદિ બ્રાહ્મણોના દેખતાં દેવગૃહમાં સ્થાપન કરી, કુલક્રમાગતથી આવેલા શંકરાદિ દેવોની સાથે શુદ્ધ શ્રી જિનેંદ્ર દેવની પણ નિરંતર પૂજા કરવા લાગ્યો. સોમેશ્વરની વાણી યાદ આવવાથી વિશેષ ખાત્રી થયે શ્રીહેમાચાર્યનાં ચરણકમલને રાજહંસની માફક સેવવા લાગ્યો. કોઈ વખત પોતે ઉપાશ્રયમાં જઈ અને કોઈ વખત સૂરિને સભામાં નિમંત્રણ કરી તેમના મુખથી શુદ્ધ ધર્મના રહસ્યનું શ્રવણ કરવા માંડ્યું. અનુક્રમે મિથ્યાત્વથી પરાङ्मુખ અને બ્રાહ્મણવર્ગપર નિરાદર થઈ નવીન શ્રાવકપણું ધારણ કર્યું. તે જોઈ શ્રીહેમાચાર્યનો મહિમા સહન ન થવાથી પુરોહિત અને રાજગુરૂ વિગેરે બ્રાહ્મણોએ દેવબોધિ નામના સંન્યાસીઓના આચાર્યને તેડાવ્યો. તે દેવબોધિ કોણ હતો, કેમ આવ્યો અને તેણે શું કર્યું તે આગળ કહીએ છીએ.

# ભાગ ૧૩ મો.



## કુમારપાળ–દેવબોધિ સંન્યાસીનું જૈન ધર્મ સંબંધી શ્રદ્ધા ફેરવવામાં નિષ્ફળ થવું.

ભૃગુક્ષેત્ર (ભરૂચ) માં દેવબોધિ નામનો કોઇ સંન્યાસી રહેતો હતો. તે કોઇ પર્વઉપર ગંગામાં સ્નાન કરવા ગયો. ત્યાં તેની પહેલાં જેમને સ્વર્ણસિદ્ધિ પ્રાપ્ત થઇ હતી અને સારસ્વત મંત્ર સિદ્ધ થયો હતો એવા દીપકાચાર્ય કરીને કોઈ મહાત્મા પધારેલા હતા. તે પોતાનો અંત નજીક જાણી લોકોને સ્વર્ણનું દાન દેતા હતા. દેવબોધિએ તેમની પાસેથી વિનયવડે સંતોષ પમાડી સારસ્વત મંત્ર મેળવ્યો. ત્યાંથી નર્મદાજી પાછા આવી ગળાસુધી પાણીમાં ઉભા રહીને તે મંત્રના ૭ લાખ જપ કર્યા. પણ સરસ્વતીનાં દર્શન ન થયાં તેથી કંટાળીને જપમાળા ફેંકી દીધી. તે મંત્રના માહાત્મ્યથી વગર આધારે આકાશમાં અધર રહી. તે જોઇ વિસ્મય પામી કંઇક વિચાર કરવા જતો હતો, તેટલામાં આકાશવાણી થઇ કે, "હે મહામતિ, તું શું વિચાર કરે છે?" એટલે તેણે પાછા ફરી જોયું તો શ્યામ મુખ અને શ્યામ વસ્ત્ર ધારણ કરનારી સ્ત્રીઓ નજરે પડી. ફરીને દેવવાણી બોલી કે, "હે દેવબોધિ, પૂર્વ જન્મમાં તેં કરેલી ૭ જીવની હત્યા ૭ લાખ જપવડે તારા આત્માથી જૂદી પડી છે. જ્યાં સુધી જીવહિંસા વિદ્યમાન હોય ત્યાંસુધી ખરો મંત્ર પણ શું કરે? માટે હવે મેં અધર રાખેલી જપમાળા લેઇ એક લાખ જપ વધારે કર, એટલે સરસ્વતી તને પ્રત્યક્ષ થશે." આ આકાશવાણીથી ઉત્સાહિત થયેલા દેવબોધિએ તે પ્રમાણે કર્યું અને મંત્રથી આકર્ષણ થયેલી સરસ્વતી દેવીએ દર્શન દીધાં. દેવબોધિએ તેની ઐંજય ઐંજય ઈત્યાદિ દરેક સ્તોત્રવડે સ્તુતિ કરી. તેથી પ્રસન્ન થઈ દેવી બોલી કે, "આઠ અક્ષરમાં તારે જે વર જોઇએ તે માગ."

દેવબોધિ, " મુક્તિમુક્તી સરસ્વતિ, " એ અક્ષરો બોલ્યો. દેવી તેથી ખુશી થઇ યથેચ્છ વર આપી અંતર્ભુત થઈ.

ત્યાર પછી મહેંદ્રજાલાદિ વિદ્યામાં ચૂડામણિ, મંત્રાદિશાસ્ત્રના બળથી ભૂત ભવિષ્ય વિગેરેનો જાણનાર, પૂરક રેચક અને કુંભકના સાધનથી વાયુસંચારમાં ચતુર, ઇડા પિંગલા સુષુમ્ણા ગોધારી અને હસ્તિની પ્રમુખ દશ મહા નાડીઓમાં વાયુનો સતત સંચાર કરવામાં પ્રવીણ, ૮૪ આસન કરવામાં પ્રસિદ્ધ, શરીરમાં રહેલા ૬ - ચક્ર, ૧૬ આધાર, ૫ વ્યોમ, ૩ શૂન્ય અને ૩ લક્ષ વિગેરેનો જ્ઞાતા, કાચા સૂત્રથી બાંધેલી કમળનાળથી યુક્ત કેળપત્રની પાલખીમાં બેસનાર અને બ્રાહ્મણથી માંડી માતંગ સુધીમાં જે પ્રાર્થના કરે તેને ઘેર યથાયોગ ભોજન કરનાર તે દેવબોધિ શ્રીકુમારપાળ રાજાને જૈન ધર્મમાં અનુરક્ત જાણીને સર્વ બ્રાહ્મણોની પ્રાર્થનાથી પાટણના પરીસરમાં આવ્યો. તેની ઇંદ્રજાળ વિગેરે કળાઓને લીધે સર્વ રાજમંડળ અને નગરજનો ચમત્કાર પામી તેની સેવા કરવા લાગ્યા. કળા વિનાનો પણ વ્રતી ( સાધુ ) માન પામે છે તો કળાવાન્ વિશેષ માન પામે એમાં શી નવાઇ ? સુવર્ણ સ્વભાવથીજ પ્રિય લાગે છે તો પછી રત્નજડિતનું શું કહેવું ? દૂર વસતા સત્પુરૂષોના દૂતનું કામ તેમના ગુણોજ બજાવે છે. કેવડાની સુગંધ લેવા ભમરા પોતાની મેળેજ આવે છે. કુમારપાળ રાજા પણ સામંતમંડળથી દેવબોધિનું શાસ્ત્રમાં કળાકૌશલ્ય સાંભળી મનમાં આશ્ચર્ય પામ્યો અને તેને જોવાની ઉત્કંઠાથી મોટા માનભેર તેડાવ્યો. તે અશ્રુજળથી તૂટી જાય એવા કાચા સૂત્રના તારથી બાંધેલી, કમળની નાળના દાંડાને આધારે રહેલી અને આઠ વર્ષની નાની વયનાં બાળકોએ ખભાઉપર ઉપાડેલી કેળપત્રની પાલખીમાં બેસીને રાજસભામાં આવ્યો. રાજાએ તેનો ચમત્કાર જોઇ ઉભા થઇને નમસ્કાર કર્યો અને સુવર્ણના આસન ઉપર બેસવા વિનંતિ કરી. તેણે પણ, ' હે રાજન્ ! શંકર તમને સુખ કરો ! બ્રહ્મા બ્રહ્માનંદ આપો ! વિષ્ણુ

લક્ષ્મીના સ્વામી કરો!' એ પ્રકારે આશિર્વાદ દેઈ આસન ગ્રહણ કર્યું.

પછી અદ્ભુત કળાવિજ્ઞાન અને અપૂર્વ પ્રબંધ વિગેરે દેખાડી સભાસહિત રાજાને વિસ્મય પમાડ્યો. ત્રીજે પહોરે રાજા સ્નાન કરીને શુદ્ધ વસ્ત્ર અને વિવિધ આભૂપણોથી અલંકૃત થઇ સામંત અને મંત્રીમંડળ સાથે દેવગૃહમાં પૂજા કરવા ગયો. દેવબોધિ પણ રાજાની પૂજા વિધિ જોવાના કૌતુકથી રાજાના બોલાવવાથી ત્યાં આવ્યો. પછી શ્રીચૌલુક્યે સોનાના પાટ ઉપર પૂર્વજોએ કરાવેલી શંકર વિગેરેની મૂર્ત્તિયો અને પોતે ભરાવેલી શ્રીશાંતિનાથની કંચનમય પ્રતિમા પધરાવી ગંગોદક વિગેરેથી સ્નાન કરાવી પંચોપચારી અને અષ્ટોપચારી પૂજા સ્થિર મનથી કરી. તે વખતે શ્રીજિનપ્રતિમાને દેખીને દેવબોધિ બોલી ઉઠ્યો કે, "હે રાજન્! તમારે તીર્થંકરની પૂજા કરવી યુક્ત નથી. જૈનધર્મ વેદસ્મૃતિરૂપ મૂળવિનાનો હોવાથી તત્વજ્ઞ આચાર્યો તેને સત્તમ માનતા નથી. પોતે અંગીકાર કરેલાનો નિર્વાહ કરવાને સમર્થ ભુજશાલીઓને મેરૂની પેઠે ન્યાયમુદ્રારૂપ કુળધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરવું ઉચિત નથી. તે કુળાચાર અને દેશાચારનું કદી અતિક્રમણ કરતા નથી. નીતિમાં નિપુણ પુરૂષો નિંદા કરો અથવા સ્તુતિ કરો, લક્ષ્મી આવો અથવા યથેચ્છ જાઓ, મરણ આજે થાઓ અથવા યુગાંતરે થાઓ પણ ધીર પુરૂષો ન્યાયમાર્ગથી એક ડગલું એ આડા ચાલતા નથી." તે સાંભળી રાજા બોલ્યો, " હે દેવબોધિ! વૈદિક ધર્મ મોટો છતાં પણ હિંસાથી કલંકિત અને અસર્વજ્ઞનો કહેલો હોવાથી મારા મનમાં ભાસતો નથી. જૈન ધર્મ સર્વ જીવદયાના સંવાદવડે સુંદર હોવાથી મને ઘણો આનંદ આપેછે."

ફરીને દેવ બોધિબોલ્યો, " હે કુમારપાલ! જો મારા વચનપર વિશ્વાસ ન હોય તો પ્રત્યક્ષ મૂર્ત્તિમંત મહેશ્વરાદિ દેવોને અને તમારા પૂર્વજોને પૂછો." એમ કહી મંત્ર શક્તિથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર

અને મૂળરાજાદિ ૭ પૂર્વજોનાં દિવ્ય સ્વરૂપ દેખાડ્યાં તેને જોઇ વિસ્મય પામી રાજાએ નમસ્કાર કર્યો. પછી દેવત્રય વેદસ્વર વડે અમૃત વર્ષાવતા હોય તેમ હાથ ઉચા કરતા બોલ્યા, "હે રેંદ્ર! અમે જગતની સૃષ્ટિ સ્થિતિ અને સંહાર કરનારા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર છીએ. અમે પક્ષપાત વગર અમારા ભક્તોને કરેલા કર્મના અનુસારે સારો સંસાર આપીએ છીએ હે રાજન્ ! ભ્રાંતિ મૂકીને અમને દેવ માની વેદધર્મને મુક્તિને માટે ગ્રહણ કર; અને અમારા પ્રતિરૂપ દેવબોધિ યતીશ્વર ઉપર ગુરૂબુદ્ધિ રાખ." એમ કહી દેવ અદૃશ્ય થયા. તે પાછળ પૂર્વજો પણ, 'વેદમાર્ગનો કિંચિન્માત્ર ત્યાગ કરવો ઉચિત નથી,' એમ શિખામણ આપી સ્વસ્થાનકે ગયા. આ પ્રસગે રાજા અદ્ભુત સાગરમાં મગ્ન થઇ જડ જેવો બની ગયો. પછી દેવબોધિ પ્રમુખ સભાજનોને વિસર્જન કરી તે ભોજન કરવા ગયો, એટલે વાગ્ભટ મંત્રીએ તત્કાલ શ્રીહેમાચાર્ય પાસે જઇ સર્વ હકીકત નિવેદન કરી. તે સાંભળી તેમણે કહ્યું કે, "કંઇ ફિકર નહીં, સવારે રાજાને તમારી સાથે ગમે તે પ્રકારે તેડી લાવવાની ગોઠવણ કરજો."

મંત્રી ગુરૂનું વચન માથે ચઢાવી ઘેર ગયો. રાજાનું મન સંશયથી ડોળાયલુજ હતું. તેણે સંધ્યાકાળે દરબારમાં આવેલા વાગ્ભટને પૂછ્યું કે, "આ સમયમાં દેવબોધિ જેવો કોઇ કલાવાન્ ગુરૂ દેખાતો નથી. આપણા ગુરૂ શ્રીહેમાચાર્યમાં એવું કલાકૌશલ્ય હશે કે નહીં વારૂ?" વાગ્ભટે 'આપણા ગુરૂમાં!' એવાં રાજાનાં વચનો સાંભળી અત્યંત હર્ષિત થઇ ઉત્તર આપ્યો કે, "મહારાજ! આપ પ્રાતઃકાળે ઉપાશ્રયમાં પધારી દેવબોધિ વિગેરે સભા સમક્ષ પૂછશો એટલે સર્વ સમજાશે" પછી સભા વિસર્જન થઇ એટલે મંત્રી સૂરિને ખબર આપી સ્વસ્થાનકે ગયો.

સવારે શ્રીસૂરિ ભીંતથી છેટે ગોઠવેલા સાત ગાદીઓના (પાટોના) આસન ઉપર બેઠા. ઠરેલા વખતે શ્રીચૌલુક્ય, સામંત, રાજ-

ગુરૂ, પુરોહિત તથા દેવબોધિ વિગેરે રાજમંડળ અને વ્યવહારી વર્ગ સ્પર્દ્ધાથી ભરાઇ ગયું. પછી સૂરિએ પોતાને અધ્યાત્મ વિદ્યાના બલથી નાડીઓ રોકવાનો અને પવન સ્થિર કરવાનો અભ્યાસ સ્વાધીન હતો, તેથી પાંચ વાયુને રૂંધી આસને થોડા ઉંચા થઇને વ્યાખ્યાન કરવાનો પ્રારંભ કર્યો કે, "નરકપદવી હિંસાનો ત્યાગ કરવો, અસત્ય ન બોલવું, ચોરીનો પરિહાર કરવો, કામક્રીડાથી વિરક્ત થવું અને સર્વ પ્રકારના સંગથી નિર્વૃતિ ધરવી. ઇત્યાદિ સદુપદેશમય શ્રીજૈનધર્મ પાપરૂપ કાદવથી ખરડાયલા પ્રાણીને રૂચતો નથી. પણ પ્રમેહવાળાથી ઘી ન ખવાય માટે કંઇ ઘીને દોષ દેવાય ? દાનવિવેકથી સંયુક્ત લક્ષ્મી, શ્રદ્ધાયુક્ત મન, દયામય સ્વભાવ, સચ્ચરિત્રથી વ્યાપ્ત જીવિત, શાસ્ત્રવ્યાપક બુદ્ધિ, અમૃતસ્રાવી વાગ્લીલા[1] અને પરોપકારાર્થ વ્યાપાર એ પ્રાણીઓને પુણ્યથી ઉત્તમ મળે છે." આવી રીતે રાજાદિ સર્વને આનંદ આપનારી સર્વ સાધારણ દેશના ચાલતી હતી તેવામાં સૂરિના પૂર્વ સંકેતિક કોઇ શિષ્યે આસનો એક પછી એક ખેંચી લીધાં. તો પણ આધાર વગર રહીને સૂરિરાજ અસ્ખલિત વચનોવડે વ્યાખ્યાન કરે ગયા. તે જોઇ રાજાદિકના મનમાં તર્ક ઉઠ્યા કે, શું આ કોઇ સિદ્ધ છે કે બુદ્ધ છે કે બ્રહ્મા છે કે કોઇ ઇશ્વર છે ? નહીં તો એમનામાં આવી શક્તિ કેમ સંભવે ? દેવબોધિ કેળપત્રના આસનના આધારથી મૌનપણે રહ્યો હતો અને મૌનાવસ્થામાં શરીરનો વાયુ સુખે જીતી શકાય તેમ છે. પણ આ તો નિરાધાર રહી વ્યાખ્યાન કરે જાય છે, માટે એમની સ્થિતિ અત્યંત કૌતુક ભરેલી છે. તેઓ પરમાનંદમાં એકી અવાજે બોલી ઉઠ્યા કે, "અહો! આ મોટું આશ્ચર્ય છે. આવો ચમત્કાર અમારા જોવામાં પૂર્વે કદી આવ્યો નથી. મહારાજ, આપની સ્થિતિ લોકોત્તર છે." સૂરિએ એવીને એવી સ્થિતિમાં દોઢ પ્રહર સુધી દેશનામૃતધારા વર્ષાવી. ત્યારે રાજા સૂરિને આસનપર બિરાજવાની વિનંતિ કરી બોલ્યો કે, "હે સૂરિશેખર, આપના

૧ અમી ઝરનારી વાણીની લીલા.

કળાવિલાસવડે કળાવંતોની સર્વ કળાઓ ઢંકાઈ ગઇ છે. સૂર્યનારાયણ ચારે તરફ સ્ફુટપણે પ્રકાશ કરે ત્યારે શું અન્ય તેજસ્વીઓની દીપ્તિ પ્રસાર પામી શકે?"

પછી સૂરિ, રાજાને અમારી દેવ સભા તો જુઓ, એમ કહી કોઇ ઓરડામાં લેઇ ગયા. ત્યાં તેણે સુવર્ણના સિંહાસનપર બિરાજેલા અશોકાદિ આઠ પ્રાતિહાર્યો વિગેરેથી શોભિત ૬૪ સુરેંદ્રોની શ્રેણિ જેમના પાદપદ્મની સેવા કરતી હતી એવા ચતુર્મુખ શ્રીઋષભાદિ ૨૪ તીર્થંકરો અને તેમની આગળ રત્નાભરણોથી દેદીપ્યમાન સર્વાતિશાયી[1] દેહકાંતિથી દિશાઓના મુખને પ્રકાશ કરતા હાથ જોડી સ્તુતિ કરતા ચુલુક્યાદિ પોતાના ૨૧ પૂર્વજોને જોયા. તેમનાં દર્શનથી ક્ષણભર તો તે જાણે પ્રમોદ અને વિસ્મયના સાગરમાં મગ્ન થયો હોય તેમ બની ગયો. પછી કુમારપાલને લેઇને શ્રીહેમાચાર્ય શ્રીજિનેશ્વરોની મોટા ગૌરવથી સ્તુતિ કરી તેમની આગળ બેઠા. એટલે જિનેંદ્રો રાજાપ્રતિ કહેવા લાગ્યા કે,

"હે ભૂમીંદ્ર, તેં વધરૂપ કલંકથી દૂષિત ધર્મનો ત્યાગ કર્યો છે, માટે તારૂં મનજ વિવેકથી સિંચેલું જણાય છે. સર્વ દયામય ધર્મજ પ્રમાણ કરવા યોગ્ય છે; માટે ભ્રાંતિ મૂકી દેઈ દયાધર્મમાં સ્થિર થા અને આ સર્વ દેવતાના અવતારરૂપ આ ગુરુએ કહેલાં દેવાદિ તત્વનું રૂડી રીતે આરાધન કર." પૂર્વજો પણ બોલ્યા કે, "હે વત્સ! કુમાર્ગને ત્યાગી શ્રીજૈનમાર્ગને ભજનારા તારાવડેજ આજે અમે પુત્રવાન્ થયા છીએ. હવે પછી શ્રીજિનેશ્વર ભગવાન્ દેવ, સાધુ મહારાજ ગુરુ અને સર્વ દયામય ધર્મ એ ત્રણ તત્વો જાણીને તેમનું ગ્રહણપૂર્વક આચરણ કર".

એમ કહી તે સર્વે અદૃશ્ય થઈ ગયા. પછી રાજાનું ચિત્ત દોલાયમાન થઈ ગયું તેથી તેણે ખરૂં તત્વ જાણવાની અભિલાષાવડે શ્રીસૂરિ પાસે ખુલાસો માંગ્યો. તેમણે જણાવ્યું કે. "હે

૧ સર્વથી. ચડીઆતા

રાજન્ ! એ બધી ઇંદ્રિજાલની કળા છે, એમાં કાંઇ પરમાર્થ રહેલો નથી. દેવબોધિ પાસે એ એક કળા છે પણ મારી પાસે સાત કળાઓ છે. એજ શક્તિવડે અમે તમને એ સર્વ સ્વપ્નવત્ દેખાવ બતાવ્યો હતો. વધારે ખાત્રી માટે જો મરજી હોય તો બધું વિશ્વ બતાવી આપું. પણ એ કૂટ નાટકની કુશળતામાંથી કંઇ નિકળે તેમ નથી. સત્ય તો તે વખતે તમને શ્રીસોમેશ્વરે કહ્યું હતું તેજ છે. આ સમયે અવસર પાઠકો બોલ્યા,

आधारो यस्त्रिलोक्या जलधिजलधरार्केंदवो यन्नियोज्या
भुज्यंते यत्प्रसादादसुरसुरनराधीश्वरैः संपदस्ताः ॥
आदेश्या यस्य चिंतामणिसुरसुरभिकल्पवृक्षादयस्ते
श्रीमान् जैनेंद्रधर्मः किसलयतु स वः शाश्वतीं मोक्षलक्ष्मीं ॥१॥

"જે ત્રણ લોકનો આધાર છે, સમુદ્ર મેઘ સૂર્ય અને ચંદ્ર જેની આજ્ઞામાં રહે છે, દેવ દાનવ અને મનુષ્યના સ્વામીઓ જેના પ્રસાદથી ઉત્કૃષ્ટ સંપદાઓ ભોગવે છે, સર્વપ્રસિદ્ધ ચિંતામણિ કામધેનુ અને કલ્પવૃક્ષ વિગેરે જેના આદેશમાં છે તે શ્રીમાન્ જૈનેંદ્ર ધર્મ તમારી શાશ્વતી મોક્ષલક્ષ્મીને નવીન અંકુરયુક્ત કરો."

રાજાએ તેને ખુશી થઇને સવા લાખનું ઇનામ આપ્યું. અન્ય સભાસદોએ પણ યોગ્ય ઉદારતા બતાવી. સભા વિસર્જન થઈ અને રાજા સ્વસ્થાનકે ગયો. દેવબોધિ પણ શ્રીહેમાચાર્યનાં કળા વિજ્ઞાન, મહિમા અને અતિશય[1] જાણીને બાહ્યવૃત્તિથી સૂરિના ગુણ ગ્રહણ કરતો સર્વત્ર મળી જવા લાગ્યો. કોઇકોઇ વાર ઉપાશ્રયે પણ આવતો અને કોઈવાર રાજગુરુ વિગેરેની પ્રેરણાથી રાજાને ભમાવતો પણ ખરો. આથી કેટલાક વખત સુધી રાજાને થોડી વાર પ્રકાશમાં અને થોડીવાર અંધકારમાં રહેવા જેવું થયું.

૧. વિશેષ ગુણ.

# ભાગ ૧૪ મો.



## ધર્માત્મા રાજર્ષિ કુમારપાળ–શ્રાવક ધર્મનો અંગીકાર અને હેમાચાર્યનો દયા સંબંધી ઉપદેશ.

કેટલોક કાળ ગયા પછી એક વખત રાજાએ સૂરિને વિનંતિ કરી કે, "મહારાજ, પૂર્વે હું મિથ્યાત્વરૂપ ધંતુરાના આસ્વાદથી થયેલા ભ્રમમાં લોહને હેમ અને અતત્વને તત્વ પ્રમાણે માનતો હતો. પણ હવે શ્રીગુરૂની વાણીરૂપ શર્કરાના સ્વાદ વડે સર્વ ભ્રમ ટળવાથી ધર્માદિ સર્વ તત્વો યથાસ્થિત જાણવામાં આવ્યાં છે. માટે કૃપા કરીને કલ્પવૃક્ષ, ચિંતામણિ અને કામકુંભ વિગેરેના વૈભવને ધારણ કરનાર સમ્યક્ત્વમૂલ શ્રાવક ધર્મનો મારામાં પ્રવેશ કરાવો." સૂરિએ તેને જૈન ધર્મ પમાડવાની અભિલાષાવડે શુભ મુહૂર્ત કહાડી આપ્યું. શાસનની ઉન્નતિ કરવા ઇચ્છનાર રાજાએ અન્ય લોકોને ધર્મમાં સ્થિર કરવાના ઇરાદાથી સર્વ લોકોના સમક્ષ શ્રીજૈન ધર્મનું ગ્રહણ કરવાનું નક્કી કર્યું.

પછી નિર્મળ જ્ઞાનાદિ અનેક ગુણે ભૂષિત ગુરૂ મહારાજને, નગરના સર્વ લોકોને તથા શ્રીજિનદર્શનાદિ કાર્યમાં જેમનો મહિમા જાગતો હતો એવા શ્રીસંઘને આમંત્રણ કરાવ્યાં. વળી શ્રીસંઘનો સત્કાર કરવા સારૂ રત્ન, સુવર્ણ, ચીવર અને સુગંધિત કર્પૂરાદિ ચૂર્ણથી ભરેલા વિશાળ થાળા તૈયાર કરાવ્યા.. સર્વત્ર અમારિઘોષણા કરાવી. ગંધોદકથી સર્વ રાજમાર્ગો છંટકાવ્યા. ઠેકાણે ઠેકાણે વિવિધ વાજિંત્રોના નાદ પુરાવ્યા. એવી રીતે સર્વ સામગ્રી તૈયાર કરાવી શુભ લગ્નનો યોગ આવે ઝરિયાનનાં વસ્ત્ર, મુકુટ, પાપક્ષય

૧ ઇચ્છા પૂરનાર દિવ્ય ઘડો ૨. તીર્થંકરે કહેલાં તત્વોપર સ્વાભાવિક રીતે અથવા ગુરૂના ઉપદેશથી થએલી શ્રદ્ધાપૂર્વક

૩. રેશમી વસ્ત્ર ૪ અહિંસાનો ઢંઢેરો.

હાર અને ચંદ્રાદિત્ય કુંડળ વિગેરે આભૂષણોથી સણગારી રાજા સામંતાદિ નગરજનો સાથે ઉપાશ્રયે આવ્યો. ત્યાં પટ્ટહસ્તિ ઉપરથી ઉતરીને દ્વાર આગળ આવ્યો, એટલે વાગ્ભટ મંત્રી વિગેરે શ્રીસંઘે મોતી પ્રવાલાદિના થાળથી તેને વધાવી લીધો. ધર્મમાં સ્થિર કરવા સૂરિએ પણ, 'અહીં પધારો. અહીં પધારો.' ઇત્યાદિ બહુ માનયુક્ત વચનોથી સત્કાર કર્યો.

પછી રાજાએ પૂર્વે પધરાવેલી રત્નસુવર્ણાદિની ૩૨ જિન પ્રતિમાને આનંદ ભેર ત્રણ પ્રદક્ષિણા દેઈ વંદન પૂજન વિગેરે સર્વ શુદ્ધવિધિપૂર્વક, જાણે વિશ્વના ઐશ્વર્યને ગ્રહણ કરતો હોય તેમ, શ્રીહેમસૂરિના મુખથી સમ્યક્ત્વમૂલ બાર પ્રકારનો શ્રાવકધર્મ ગ્રહણ કર્યો. આ વખતે ધર્મશ્રીને આગળ કરી સમવસરણની પ્રદક્ષિણા કરતો રાજા, જાણે વધુને આગળ કરી અગ્નિની પ્રદક્ષિણા દેતો વર હોય નહીં એમ, શોભવા લાગ્યો. લોકોને પણ સાધુમંડળે રાજા ઉપર નાખેલા વાસક્ષેપને લીધે અકાળે વસંતક્રીડાનો લાભ થયો. શ્રીસંઘે પણ તેના ઉપર અક્ષત નાખ્યા. પછી સૂરિએ રાજાને ગ્રહણ કરેલા ધર્મમાં સ્થિર કરવા સારૂ ઉપદેશ દીધો. તે આ પ્રમાણેઃ-

હે ચૌલુક્ય, પ્રાણી રક્ષાદિ વ્રતરૂપી સ્ફૂરાયમાન મોતીની માળાથી જેના ગુણ વિસ્તાર પામે છે એવું સૈન્નાયક સમ્યક્ત્વ પરમેશ્વરના ભંડારમાંથી કાઢીને ગુરૂએ તમને અર્પણ કર્યું છે. તેને જીવની પેઠે નિરંતર હૃદયમાં ધારણ કરીને તમારા સૌભાગ્ય સમૂહવડે મુક્તિ યુવતિને પ્રિય થાઓ. વળી જે દેવતાઓને પણ દુર્લભ છે, જેનાથી કલ્યાણવૃદ્ધિ પામે છે, જે જિનશાસનનું મૂલ અને પુણ્યવંતોનું શાશ્વત જીવિતવ્ય છે એવું સમ્યક્ત્વ પામીને, હે રાજેંદ્ર, પૂર્વે થઇ ગયેલા કામદેવાદિની પેઠે દીર્ઘાયુ અને દેવતાઓએ માનવા યોગ્ય મહિમા વાળા મહર્દ્ધિશ્રાવક થાઓ." ઇત્યાદિ.

૧. તીર્થંકરને કેવલજ્ઞાન થયા પછી બિરાજવા માટે ઇંદ્રાદિ દેવતાઓએ કરેલી રચના. ૨. કેશર, ચંદન બરાસ અને કસ્તૂરી વિગેરે સુગંધી વસ્તુઓનું ચૂર્ણ.
૩. સાચો માર્ગ બતાવનાર ૪. મોટી ઋધ્ધિવાળા.

એ પ્રમાણે સૂરિનો ઉપદેશ થઇ રહ્યા પછી શ્રીસંઘે તે મહોત્સવમાં થયેલા અધિક હર્ષથી રાજાને ધર્માત્મા અને રાજાર્ષિ એવાં બે ઉપનામ આપ્યાં. રાજાએ પણ વિશ્વમાં અદ્‌ભુત એવાં બે નામ શ્રીસંઘથી પામીને રત્ન અને સુવર્ણનાં આભરણ તથા વસ્રાદિવડે તેમની પૂજા કરી અને સર્વ ચૈત્યોમાં અષ્ટાહિક મહોત્સવ શરૂ કરાવ્યો. મહાજનના લોકોએ પણ, વિવેકી, પુણ્યવંતોમાં અગ્રેસર અને સત્પુરૂષોમાં ઉત્તમ શ્રીગૂર્જરાધિપ મિથ્યાત્વ રૂપ મળને તદ્દન દૂર કરી નિર્મલાત્મા જગદ્વત્સલ થયો છે, એ પ્રકારે રાજાની સ્તુતિ કરી સર્વત્ર મંગળોપચાર રચાવ્યા. એ મહોત્સવમાં મિથ્યાત્વી રૂપી ઘુવડોના કુળમાં અમાવાસ્યાનો અવતાર થયો અને સમ્યગ્દૃષ્ટિયોના કુળમાં સતતને માટે સૂર્યનો ઉદય થયો. એ સમયનું વધારે વર્ણન શું કરીએ? શ્રીચૌલુક્ય ભૂપતિ સમ્યક્ત્વ પામ્યો, તેની સાથે સત્પુરુષોનો ભાગ્યોદય જાગ્યો, પુણ્યશ્રીનો અવિછિન્ન ગર્જારવ થયો, પાપ સંકોચ પામ્યું, મુનિમંડળ સર્વત્ર પ્રકટપણે વિહાર કરવા લાગ્યું અને શ્રીસંઘના નિર્દોષ ચિત્તમાં હર્ષનો વધારો થયો. જો મિત શબ્દોમાં કહીએ તો ત્રણે ભુવનમાં પ્રભાતનો ઉદય થયો. આ પ્રસ્તાવે કોઇ કવિ બોલ્યો કે,

संत्यन्ये कविताविताननरसिकास्ते भूरयः सूरयः।
क्ष्मापस्तु प्रतिबोध्यते यदिपरं श्रीहेमसूरेर्गिरा॥
उन्मीलंति महामहांस्यपि परे लक्षाणि रूक्षाणि खे।
नो राकाशशिनीं विना बत भवत्युज्जागरः सागरः ॥१॥

"કવિતા રચવામાં રસિક બીજા ઘણા સૂરિયો છે. પરંતુ રાજાને પ્રતિબોધ તો શ્રીહેમસૂરિની વાણીવડેજ થાય છે. આકાશમાં લાખો તારા ઉગે છે પણ પૂર્ણિમાના ચંદ્રમા વિના સમુદ્રમાં ભરતી આવતી નથી."

---

૧ જૈન મંદિરો ૨ આઠ દિવસનો. ૩ તીર્થંકરનાં વચન બરાબર માનનારા. શ્રાવકો.

રાજાએ તે કવિને ખુશી થઇ એક લાખનું ભારે ઇનામ આપ્યું અને પછી સર્વ રાજમંડળ સમક્ષ પૂર્વજોએ કરાવેલી મહેશ્વરાદિની મૂર્તિયો બ્રાહ્મણોને આપી ચોવીસ તીર્થંકરોની સુવર્ણમય પ્રતિમાઓ પોતાના દેવગૃહમાં અને હૃદયમાં સ્થાપન કરી. શ્રીહેમસૂરિની પાદુકાઓ પણ પધરાવી. તેમની દરરોજ કર્પૂરપુષ્પાદિકથી ત્રિકાળ પૂજા કરીને તે અત્યંત પુણ્યાનંદી અને વિજ્ઞાનેશ્વર થયો.

એવી રીતે શ્રીજિનરાજની પૂજા અને ગુરૂની ઉપાસનામાં તત્પર શ્રીચૌલુક્યને એકવાર શ્રીહેમાચાર્યે સર્વ જીવની દયા પાળવાવિષે ઉપદેશ સંભળાવ્યો. તે આ પ્રમાણે:—

"કરોડો કલ્યાણને આપનારી, દુરંત[1] પાપરૂપ શત્રુને દળનારી અને સંસાર સમુદ્રમાંથી તારનારી એકલી જીવદયા છે. જેમ મેરુથી મોટું, મહાસાગરથી ગભીર અને આકાશથી વિશાળ બીજું કંઇ નથી, તેમ અહિંસા સમાન ધર્મ પણ બીજો કોઇ નથી. પ્રાણી માત્ર સુખની ઇચ્છા રાખે છે, પરંતુ ધર્મવિના સુખ મળતું નથી; અને દયાવિના ધર્મ થતો નથી. માટે તે દયામાંજ લીન થવું. વળી ગમે તેટલું દાન દે, ગમે તેટલું મૌન ધરે, ગમે તેટલાં વેદાદિક શાસ્ત્ર ભણે અને ગમે તેટલું દેવાદિકનું ધ્યાન ધરે પણ જો દયા ન હોય તો બધુંએ ફોકટ જાય છે. કહ્યું છે કે, જ્યાં સુધી પુરુષો નરકની વાટરૂપ હિંસાને છાંડીને જગતના જીવોનું કલ્યાણ કરનારી દયારૂપી વહાલી સ્ત્રીને હૃદયમાં રૂડી રીતે રમાડે છે ત્યાં સુધીજ નિરંતર સેવેલાં જ્ઞાન, ધ્યાન, તપ, સંયમ, શમ અને યમ એ સર્વ તેમને સંપૂર્ણ ફળ આપે છે. સર્વજ્ઞોએ સર્વ જીવોની અહિંસા એજ ધર્મનું મૂળ બતાવેલું છે, બાકી સત્ય ભાષાણાદિ વ્રતો તો તેના વિસ્તારરૂપ કહેલાં છે. અહિંસા એજ પરમ ધર્મ, એજ પરમ તપ અને એજ પરમ દાન છે, એવું મુનિયોનું પણ નિરંતર કહેવું છે. કૃપારૂપી મહા નદીને કાંઠે સર્વે ધર્મો તૃણાંકુર રૂપ છે

૧. દુઃખે કરી નાશ થાય એવું.

અને જ્યારે તે મહા નદી સૂકાય છે ત્યારે તે તૃણાંકુરો જરાએ ટકતાં નથી. લૌકિક ગ્રંથકારોએ પણ પદ્મપુરાણાદિ ગ્રંથોમાં કહ્યું છે કે, જીવહિંસા કરનારા પુરુષો દેવપૂજન, દાન, તપ અને યજ્ઞથી કોઇ પણ રીતે સદ્ગતિ પામતા નથી. પરંતુ જે માણસ પ્રાણી ઉપર અનુકંપા રાખે છે તેને પરભવમાં દીર્ઘ આયુ, નિરોગી શરીર, અનુપમ રૂપ, અતુલ બળ, લોકોત્તમ સૌભાગ્ય, નિરુપમ ભોગ, નિર્મળ યશ, આજ્ઞાધીન પરિવાર અને અખૂટ લક્ષ્મી મળે છે. તથા જે પ્રાણી મનુષ્ય, દેવતા અને મોક્ષના સુખની હેતુભૂત જીવ દયા પાળે છે તે પાપરહિત થઇને અમરસિંહની પેઠે કલ્યાણ પામે છે."

આવો દયા સબંધી ઉપદેશ સાંભળીને કુમારપાળ રાજાએ પૂછ્યું કે, "હે ભગવન્ ! તે અમરસિંહ કોણ હતા?"

ગુરૂ શ્રીહેમાચાર્ય બોલ્યા, "આ ભરતક્ષેત્રમાં અમરપુર નામે એક નગર હતું. ત્યાં સુગ્રીવ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને કમળા અને વિમળા નામની બે રાણીઓ હતી. કોઇ સમયે કમળાદેવીને ગર્ભના પ્રભાવથી સમર (સંગ્રામ) માં મરાતા માણસો અને મૃગયા જોવાનો ડોહળો ઉત્પન્ન થયો. રાજાએ તે પૂર્ણ કર્યો. ત્યારપછી અનુક્રમે પુત્રનો જન્મ થયો. તેનું વધામણી પૂર્વક ડોહળાને અનુસારે 'સમરસિંહ' એવું નામ પડ્યું. વિમળાદેવીને પણ અમરપડો[1] વજડાવવાના ડોહળાએ સૂચવેલો 'અમરસિંહ' નામનો પુત્ર થયો. અનુક્રમે બન્ને કુમારો યૌવન અવસ્થાને પામ્યા. એવામાં સુગ્રીવરાજા મરણ પામ્યો. ત્યારે દુષ્ટ, નીચ અને નિર્દય સમરસિંહ રાજ્યાસને બેઠો. પરંતુ શિકારમાં અત્યાસક્ત હોવાથી તેણે રાજ્યકાર્યમાં ચિત્ત ન ધાર્યું. પણ અમરસિંહ તો જીવદયા તથા પરોપકારાદિ ગુણે વડે લોકને પ્રિય થયો. કોઇ વખતે અમરસિંહ કુમાર ઘોડા ફેરવવાને બહાર નીકળી પડ્યો. ત્યાં ઘોડા ફેરવીને કોઇ ઝાડ નીચે તે વિશ્રામ લેતો હતો તેવામાં કોઈ પુરુષ

૧. અહિંસાનો ઢંઢેરો.

ત્યાં થઇ એક બકરો લેઇ જતો હતો. તે બકરાને બેં બેં કરતો જોઇ કરુણાથી ઉલ્લાસ પામેલા કુમારે તે પુરુષને પૂછ્યું કે, 'તું આ બકરાને ક્યાં લેઇ જાય છે?'

તેણે જવાબ દીધો કે, 'યજ્ઞમાં પશુનો વધ કરવાથી સ્વર્ગ મળે છે, માટે તેમાં હોમવાને લેઇ જઉં છું.'

ત્યારે કુમાર બોલ્યો કે, 'જો પશુના વધથી સ્વર્ગ મળે તો નરકમાં કોઇ જાયજ નહીં. જગતમાં હિંસાથી બીજું એકે ઘોર પાપ નથી. હિંસા એ નરકપુરની સીધી વાટ, વિઘ્નસમૂહરૂપ વાઘની વનસ્થળી, સમસ્ત દુઃખને ઉત્પન્ન કરનારી અને જીવોના સુખોને હણનારી છે. જે પ્રાણી બીજાને દુઃખ દે છે તેને તેનાથી અનંતગણું દુઃખ પડે છે. કારણ કે લિમડો વાવીએ તો આમ્રફળ નજ મળે.' એવામાં કોઇ દિવ્ય જ્ઞાનવાન્ મુનિરાજ ત્યાં પધાર્યા. તેમને જોઇ અમર કુમાર બોલ્યો કે, 'આપણા આ વિવાદનું સમાધાન આ મુનિ મહારાજ કરશે.' એમ કહી તેણે મુનીશ્વરને વાંદીને પૂછ્યું કે, 'હે મહારાજ, જીવહિંસાથી શું ફળ થાય છે?

મુનીંદ્રે ઉત્તર આપ્યો કે, 'જીવ હિંસાથી પ્રાણી નરક તિર્યંચનાં દુઃખ પામે છે. વધારે શું કહું? આ બકરોજ આ બાબતમાં તમારું સમાધાન કરશે.' એમ કહી મુનિ બકરા તરફ જોઇ બોલ્યા કે, 'અરે બકરા, તેં પોતેજ તળાવનો ખાડો ખોદાવ્યો, પોતેજ ઝાડ રોપાવ્યાં, પોતેજ વર્ષોવર્ષ યજ્ઞો કરાવ્યા અને હવે, હે મુર્ખ, તું બેં બેં શા માટે કરે છે?'

મુનિનાં એ વચન સાંભળતાંજ જાતિસ્મર[1] જ્ઞાન થવાથી તે બકરો સજ્જડ થઇ ગયો. તે જોઇ કુમારે વિસ્મય પામી પૂછ્યુ કે, 'મહારાજ, આ શું?'

---

૧. પોતાના પૂર્વભવનું જ્ઞાન.

મુનીશ્વર બોલ્યા, 'એ બકરો આ પુરુષનો રૂદ્રશર્મા નામે પિતા હતો. એણેજ આ તલાવ ખોદાવી પાળ ઉપર ઝાડો રોપાવ્યાં હતાં, અને એજ દર વર્ષે યજ્ઞો કરી તેમાં બકરા હોમતો હતો. કાળે કરી એ મરણ પામીને બકરો થયો. ત્યારે એના પુત્રે એજ ઠેકાણે એને યજ્ઞમાં હોમ્યો. ફરીથી બકરો થયો અને ફરીથી હોમાયો. એ રીતે પાંચ ભવ કર્યા અને આ છઠ્ઠો છે. હમણાં અકામ નિર્જરાવડે કર્મો કમી થવાથી પુત્રને જોઇ એ જાતિસ્મરણ પામ્યો છે અને કહે છે કે, મને મારીશ નહીં. હું તારો રૂદ્રશર્મા નામનો પિતા છું. જો પતીજ ન આવતી હોય તો તારાથી છાનું જે ધન મેં ઘરમાં દાટયું છે તે બતાવી આપું?'

પછી તે પુરુષ તે બકરાને પોતાને ઘેર લેઈ ગયો અને બકરાએ દેખાડેલી જગોએ ખોદ્યું તો ધન મળી આવ્યું. તે જોઈ તે પુરુષની ખાત્રી થઈ તેથી તેણે યજ્ઞ ધર્મ છોડી સમ્યક્ત્વમૂલ ધર્મ અંગીકાર કર્યો. બકરાએ પણ અણસણ કર્યું અને મરતી વખતે સાધુએ દીધેલા નવકાર મહામંત્રના પ્રભાવથી દેવતા થયો. પછી અવધિ જ્ઞાનથી કુમારને પોતાનો ઉપકારી જાણી તે તેનો સહાયકારી થયો. અમરસિંહ કુમાર પણ મારે સર્વથા જીવદયા પાળવી એવો સાધુ પાસે નિયમ ગ્રહણ કરી સ્વસ્થાનકે ગયો.

---

૧. જૈન મતમાં જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, નિર્જરા, બધ અને મોક્ષ એ નવ તત્વો માનેલા છે. તેમા જેનાથી કરેલા કર્મનો ક્ષય થાય તેને નિર્જરા નામનુ સાતમુ તત્વ કહે છે. નિર્જરા બે પ્રકારની છે. અકામ નિર્જરા અને સકામ નિર્જરા પશુઓ વિગેરેની પેઠે ઈચ્છા વિના કષ્ટ સહન કરવાથી કર્મનો ક્ષય થાય તે અકામ નિર્જરા અને તપ જપ સંયમાદિના યોગે કર્મનો ક્ષય કરાય તે સકામ નિર્જરા.

૨ અન્નપાણીનો ત્યાગ. ૩. "ણમો અરિહતાણં" વિગેરે નવપદવાળો અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ પરમેષ્ટીને નમસ્કાર તે નવકાર મહા મંત્ર કહેવાય છે.

૪. જ્ઞાનના પાચ પ્રકાર છે મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ અને કેવળ. તેમા મુકર્રર હદ સુધી રૂપી દ્રવ્યોના જ્ઞાનને અવધિ જ્ઞાન કહે છે. તેના યોગે બીજાના ભવાંતરનું પણ જ્ઞાન થાય છે.

"એક સમયે છાંગદેવતાએ અમરસિંહને કહ્યું કે, 'તમારો ભાઈ સમરસિંહ તમરાથી વિરૂદ્ધ છે, માટે રાજ્ય છોડી અન્ય સ્થળે જાઓ. વળી અવસરે તમેજ રાજા થશો.' અમરસિંહ કુમાર પણ દેવતાના એ આદેશથી દેશાંતર ફરતો ફરતો વિમળ નામના મંત્રીપુત્ર સાથે કુંડિનપુર આવી પહોંચ્યો. ત્યાં ભાનુ નામે રાજા રાજ્ય કરતો હતો. તે સમયે તે નગરમાં મરકીનો ભારે ઉપદ્રવ હતો તેની શાંતિ વાસ્તે બ્રાહ્મણોના વચનને અનુસરીને રાજાએ આજ્ઞા કરવાથી રાજપુરુષો દેવતાદિની આગળ પશુ વધ કરતા હતા. તે જોઈ કુમારે વાર્યા છતાં પણ રાજભટ્ટોએ માન્યું નહીં. ત્યારે કુમારે છાગદેવતાનું સ્મરણ કર્યું તેથી દેવતાએ ત્યાં આવી પોતાના બળથી રાજપુરુષોને અટકાવ્યા. તે જોઈ લોકો આશ્ચર્ય પામ્યા. આ વાત સાંભળી ભાનુરાજા પણ ત્યાં આવ્યો અને કુમારને જોઇ પૂછ્યું કે, 'આપ ક્યાંથી પધાર્યા? અને આમ કેમ?'

કુમારે ઉત્તર આપ્યો કે, 'મહારાજ, આપ આ પશુઓને શું કરવા મરાવો છો? પશુના વધથી અશિવ મટતું નથી પણ ઉલટું પરાળના પૂળાથી અગ્નિની માફક લોકમાં અતિશય વધે છે. કારણ કે, હિંસા વિઘ્નની શાંતિ માટે કરીએ તોપણ વિઘ્નકારીજ થાય. તેમજ કુળાચાર બુદ્ધિથી કરીએ તોપણ કુળનો વિનાશ કર્યા વગર રહેજ નહીં. જે નિર્દય પુરુષો દેવતાના બળિ અથવા યજ્ઞના મિષે પ્રાણીઓને મારે છે તે ઘોર દુર્ગતિ પામે છે'.

ત્યારે ભાનુરાજા બોલ્યો કે, 'આ મહામારી શી રીતે મટશે?'

કુમારે કહ્યું કે, 'મારા મંત્રના પ્રભાવથી.'

પછી તેણે એક કુમારિકાને બોલાવડાવી મંડપમાં બેસાડી કપૂરકુસુમાદિથી તેની પૂજા કરી. એટલે છાગદેવતા કુમારિકાના

---

૧ બકરાનો જીવ જે દેવગતિ પામ્યો હતો તે.

શરીરમાં પ્રવેશ કરી તેના મુખથી બોલ્યો કે, 'કમળમાં કલહંસની પેરે જેના ચિત્તમાં જીવદયા વસે છે તે મહાત્માના પગ ધોયેલા પાણીથી સર્વ ઉપદ્રવની શાંતિ થશે.'

ત્યારે ભાનુરાજા બોલ્યો કે 'હે ભદ્ર! જેના મનમાં જીવદયા હોય તેને શી રીતે ઓળખવો.'

કુમારે કહ્યું કે, 'પરીક્ષા કરી.'

પછી સર્વે મતવાળાઓને બોલાવી, **पुरो भमंतीइ वि अंगणाए। सकज्जलं दिट्ठिजुयं नवात्ति ॥** 'આગળ ભમતી સ્ત્રીનું નેત્રયુગળ કાજળયુક્ત હતું કે નહીં'? એવું ઉત્તરાર્ધપાદ સમસ્યા તરીકે આપવામાં આવ્યું. તેના પૂર્વાર્ધપાદની પૂર્તિ કરી કોઈ અન્યદર્શની બોલ્યો કે,

**चक्खु चहुट्ठं थणमंडलम्मि अणुक्खणं तेण मए न नायं ॥**
**पुरो भमंतिइ वि अंगणाए सकज्जलं दिट्ठिजुयं न वत्ति ॥१॥**

'મારા ચક્ષુ સ્તનમંડળપર ક્ષણે ક્ષણે જતા હતા તેથી મને ખબર નથી કે તે આગળ ભમતી સ્ત્રીનું નેત્રયુગળ કાજળયુક્ત હતું કે નહીં?' ઈત્યાદિ પ્રકારે રાગદ્વેષથી મલિન ઘણા પુરૂષોએ પૂરી. પરંતુ એકે જીવદયાના પરિણામના લેશવાળો ન મળ્યો. એટલામાં પેલા બકરાને છોડાવનાર મુનિરાજ ત્યાં આવી ચડ્યા. તેમને પણ તે સમસ્યા આપવામાં આવી ત્યારે તે પૂર્વાર્ધપાદ પૂરી બોલ્યા કે,

**अणेगतसथावरजंतुरक्खावक्खित्तचित्तेण मए न नायं ॥**
**पुरोभमंतिइ वि अंगणाए सकज्जलं दिट्ठिजुयं न वत्ति ॥१॥**

'અનેક ત્રસ અને સ્થાવર જીવોની રક્ષામાં મારૂં ચિત્ત રોકાયલું હતું તેથી મને ખબર નથી કે તે આગળ ચાલતી સ્ત્રીનું નેત્રયુગળ કાજળયુક્ત હતું કે નહીં'.

તે સાંભળી કુમાર બોલ્યો કે, 'આમના મનમાં જીવદયા છે'. એટલે ભાનુરાજાએ કહ્યું કે, 'ખરેખર જૈનમુનિ વિના બીજામાં ખરી જીવદયા જણાતી નથી. બીજા તો માત્ર મ્હોડેથી દયા દયા પોકારે છે, પણ પાળતા નથી. માટે આ મુનિવરનાજ પગ ધોયેલા જળથી મરકી શાંત થશે.' પછી એ પ્રમાણે કરવાથી સર્વત્ર શાંતિ થઈ. તે જોઈ ભાનુરાજાએ પ્રતિબોધ પામી શ્રાવકપણું લીધું અને કુમારનાં કુળશીળાદિ જાણી તેને પોતાની કનકવતી નામની પુત્રી પરણાવી રાજ્ય અર્પણ કર્યું. કુમારે પણ રાજ્ય ગ્રહણ કરી બધા દેશમાં અમરપડો દેવડાવ્યો. થોડો કાળ ગયા પછી અમરપુરથી કેટલા લોકો આવ્યા. તેમણે ખબર કહી કે, 'અન્યાયમાં તત્પર સમરસિંહને શિકારે ગયો હતો ત્યાં પ્રધાન પુરૂષોએ મારી નખાવ્યો છે અને તેથી ત્યાં રાજ્ય સૂનું છે.' તે સાંભળી અમરસિંહે ચતુરંગ સેનાસહિત અમરપુર જઈ રાજ્ય કબજે કર્યું.

"જીવદયામાં તત્પર તે મહારાજ્ય પામી અનુક્રમે મરીને દેવતા થયો અને યાવત્ મોક્ષસુખને પામશે. સમરસિંહ અનંત દુઃખના ભાજન ચતુરંત[1] સંસારમાં ભમશે. માટે હમેશ દયામાં તત્પર રહેવું. જુઓ! જીવદયા રહિત સમરસિંહ આ ભવમાં પણ નાશ પામ્યો અને જીવદયાને પાળનાર અમરસિંહ સેંકડો સુખ પામ્યો. લૈકિક ગ્રંથકારો પણ, પાછલા કોળીના ભવમાં શૂળ ઉપર જૂ પરોવી મારી હતી તેથી માંડવ્ય ઋષિને જયપુરમાં ચોરીનો આરોપ આવવાથી સાત દિવસ સુધી શૂળીનું દુઃખ સહેવું પડ્યું, ઇત્યાદિ હિંસાનાં ફળ કહે છે. આ વિષે ઘણા ઉપદેશ જાણવા યોગ્ય છે.

एवं जीवदया कुमारनृपते धर्मस्य सज्जीवितं ।
सर्वत्र प्रतिपादितेति निपुणं ज्ञात्वात्मना संप्रति ॥

---

૧ દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક એ ચાર ગતિ રૂપી છેડા વાળા.

कुर्वन् शुद्धमनाः स्वयं परजनैस्तां कारायन् भूतले ।
भूयास्त्वं जगदेकमस्तकमणि लौंकोत्तर (?) पौरुषः ॥ १ ॥

"એ રીતે હે કુમાર નૃપતિ, ધર્મનું ખરૂં જીવિત જે જીવ-દયા તે સર્વત્ર પ્રતિપાદન કરેલી છે એવું તમારા મનમાં સારી રીતે સમજીને તમે શુદ્ધ મનથી પોતે પાળી અને બીજા પાસે તે દયાને પળાવી લોકોત્તર પરાક્રમવાળા જગતમાં એક શિરોમણિ થાઓ."

---

# ભાગ ૧૫ મો.



## પરમાર્હત કુમારપાળ—અહિંસા ધર્મનો પ્રસાર.

હવે સૂરિના ઉપદેશથી ઉત્સાહ પામી શ્રીચૌલુક્યપતિએ સર્વત્ર દયામય ધર્મ પ્રવર્તાવવાની ઈચ્છા કરી, 'ચાર વર્ણમાંથી જે કોઇ પોતાને અથવા બીજાને માટે મૃગછાગાદિ જીવોને મારશે તે રાજદ્રોહી ગણવામાં આવશે,' એવી પાટણ નગર મધ્યે ઉદ્ઘોષણા કરાવી. પારધી, ખાટકી, માછી અને કલાલ વિગેરે હિંસક ધંધા કરનારના પટ્ટા ફાડી નાખી તેમનું દ્રવ્ય પાપનું મૂળ છે એમ જાણી તેમની પાસે કર લેવાનું બંધ કર્યું. અને તેવા લોકો ઉપર શક્તિ બહુમાન વિગેરે ઉપાયો વાપરી પાપરહિત દયામય વૃત્તિથી તેમનો નિર્વાહ ચાલે એવી યોજનાઓ કરી નાખી. મનુષ્યો અને પશુઓ ગાળેલું પાણી પીએ એવી આજ્ઞા કરી પ્રત્યેક જળાશય ઉપર પોતાનાં માણસો મૂક્યાં અને પોતાના અગીઆર સો હાથી, અગીઆર લાખ ઘોડા તથા એંશી હજાર ગાયો વિગેરેને પણ ગાળેલું પાણી પાવાને માટે હુકમ કર્યો. સાંખ્ય શાસ્ત્રમાં કહેલું છે કે, 'છત્રીશ આંગળ લાંબા અને વીશ આંગળ પહોળા ગળણા વડે સારી રીતે જીવોનું રક્ષણ કરવું.' લિંગપુરાણમાં લખેલું છે કે, 'ત્રીશ આંગળ પહોળા અને વીશ આંગળ લાંબા એવા બેવડા વસ્ત્રથી પાણી ગાળીને વાપરે અને વસ્ત્રમાં રહેલા જંતુઓને શેષ રાખેલા જળમાં અથવા જળાશયમાં સ્થાપન કરે તે પરમ ગતિને પામે.' 'વેદપારંગત પુરૂષને સમસ્ત ત્રણ ભુવન આપવાથી જેટલું પુણ્ય થાય છે તેનાથી કોટિગણુ ફળ વસ્ત્રથી ગાળેલું પાણી વાપરવાથી થાય છે. સાત ગામો બાળવાથી જેટલું પાપ થાય તેટલું પાપ અણગળ પાણીનો ઘડો વાપરવાથી થાય છે. જેટલું પાપ કલાલને આખા વર્ષમાં લાગે છે તેટલું

પાપ અણગળ પાણીનું ગ્રહણ કરનાર એક દિવસમાં ઉપાર્જન કરેછે. જે પુરૂષ પોતાના સર્વ કાર્યોમાં ગાળેલું પાણી વાપરે છે તે મહા મુનિ, મહા સાધુ, મહા ત્યાગી અને મહા વ્રતી ગણાય છે. મીઠા પાણીથી ખારા પાણીના પોયરા અને ખારા પાણીથી મીઠા પાણીના પોયરા મરી જાય છે, માટે કદી મીઠું અને ખારૂં પાણી ભેળશેળ કરવું નહીં". ઇત્યાદિ અર્થ યુક્ત શ્લોકોની પત્રિકા આપી પોતાના આપ્ત જનોને પોતાના અને પોતાની આણ માનનારા બીજા રાજાઓના દેશોમાં મોકલી શક્તિ ભક્તિ અને ધનાદિથી પાપના સંચયભૂત મારીનું[1] નિવારણ કરાવ્યું. પ્રત્યેક સ્થાન, ગ્રામ, નગર અને દેશમાં અમારિ[2] ઘોષણા કરાવી પાટણના સિંહદ્વારમાં ન્યાયઘંટ બંધાવ્યો.

એ જીવરક્ષાના મહોત્સવની પ્રવૃત્તિમાં કોઇ જગોએ કોઈ જીવહિંસા કરે છે કે નહીં તેનો નિશ્ચય કરવા પોતાના ગુપ્ત દૂતોને સર્વ દેશોમાં મોકલ્યા. તેઓ ફરતા ફરતા કચ્છ દેશના કોઇ ગામમાં આવ્યા. ત્યાં મહેશ્વર નામનો કોઇ વાણિયો રહેતો હતો. તેની સ્ત્રીએ કેશ ઓળતાં માથામાંથી જૂ કાઢી તેના હાથમાં આપી. તેને તે વાણિયાએ મારી નાખી. આ બનાવ દૂતોએ પ્રત્યક્ષ જોઈ શેઠને પકડી જૂ સાથે પાટણમાં રાજા પાસે આણ્યો.

રાજા–"હે દુષ્ટ, આ તેં કેવું કામ કર્યું?"

શેઠ–"એ જૂ મારા માથામાંથી લોહી પીતી હતી તેથી મેં એને મારી નાખી."

રાજા (ગુસ્સે થઇ ધક્કા મરાવી)–"અરે! દુષ્ટવાદિ! જીવો પોતાને સ્વભાવ ઘણા દુઃખે મૂકી શકે છે એવું જાણતા છતાં તેં એ જૂને મારી નાખી મારી આજ્ઞાનો ભંગ કર્યો માટે તું અપરાધીની પંક્તિમાં આવ્યો છે. જો તું જીવહત્યા થી નથી બીતો તો હું

---

૧. હિંસા. ૨. અહિંસાની ઢંઢેરો.

એમ માનુંછું કે તું મારાથી પણ કંઇ બીક રાખતો નથી. માટે જા તારી સર્વ મિલકત ખર્ચકરી યૂકા નામનું જિનચૈત્ય બંધાવ, જેને દેખી હવે પછી બીજા સર્વ માણસો જીવહિંસા કરવાનું ભૂલી જાય."

આ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી મહેશ્વર શેઠે યૂકાના પ્રાયશ્ચિતમાં પાટણ મધ્યે યૂકાવિહાર બંધાવ્યો. રાજાની એવી સખ્તાઇથી ત્રાસ ખાઇ સર્વ જગોએ સર્વ કોઇ ઘરમાં અથવા બહાર જીવ હત્યા કરતું બંધ થયું.

ત્યાર પછી શ્રીકુમારપાળની ભૂમિમાં શ્રીતીર્થંકરના શાસનની પેઠે સર્વત્ર જીવોની રાશિયો અનેક પ્રકારે વૃદ્ધિ પામવા લાગી. તે રાજર્ષિના અમારિપ્રવર્તનનું વર્ણન આથી વધારે શું કરીએ? સોગટા બાજી વિગેરે જુગટાની રમતોમાં પણ કોઈ 'માર' એ પ્રકારે શબ્દ બોલી શકતું નહીં. બોજમાં ફરતાં હરણનાં બચ્ચાં પણ જ્યારે પારધીઓને દેખી પોતાની ભાષામાં પોતાના માબાપને કહેતાં કે, 'ચાલો આપણે આ ઘાડી ઝાડીમાં વૃક્ષો નીચે સંતાઈ જઇએ નહીં તો પેલા પારધીઓ મારી નાખશે,' ત્યારે તેઓ પ્રત્યુત્તર આપતાં કે, 'વત્સો, બીઓછે કેમ? સુખે ઉભાં રહો. શ્રીચૌલુક્ય મહારાજના ભયથી તમારા સામુ જોવાને પણ તેઓ સમર્થ નથી.'

જેમના પવિત્ર વચન ઉપર શ્રદ્ધા રાખી શ્રીકુમારપાળ મહારાજ હિંસાનું સમુચ્છેદન કરેછે તે શ્રીહેમસૂરિ મહારાજ જયવંતા વર્તો. અમે ધારીએ છીએ કે, મહિષના પ્રાણલેનારી શંકરની સ્ત્રી ભવાની પણ તેમના ત્રાસથી વ્યાકુલ થઈ શરીરમાં ક્ષીણતા પામતી હશે. આપણે કળાસમૂહને લીધે મહેંદ્ર શ્રીહેમચંદ્રની સ્તુતિ કરીશું, ચંદ્રની નહીં કરીએ. કારણ શ્રીહેમચંદ્ર સર્વ મૃગોનું રક્ષણ કરવામાં દક્ષ છે અને ચંદ્રમા તો એકજ મૃગનું રક્ષણ કરે છે.

---

૧ તીર્થંકરનું દેરં.

"દ્યુત, માંસ, મદ્ય, વેશ્યા, મૃગયા, ચોરી અને પરસ્ત્રી એ સાત વ્યસનો લોકોને અતિ ઘોર નરકમાં લેઈ જાય છે. દ્યુતથી નલ અને પાંડવોનું રાજ્ય ગયું. માંસથી શ્રેણિકરાજા નરકગતિ પામ્યો. મદ્યથી શ્રીકૃષ્ણની રાજધાની દગ્ધ થઈ. વેશ્યાથી પુણ્યવાન્ જીવો નિર્ધનતાને પ્રાપ્ત થયા. મૃગયાથી રાઘવપિતા દૂષિત ગણાયો. ચોરીથી ઘણા પુરુષો હેરાન થઈ ગયા. અને પરસ્ત્રીથી રાવણે રાજ્ય ગુમાવ્યું." એ સર્વ પ્રસિદ્ધ દૃષ્ટાંતોથી દ્યુતાદિને હિંસાનું કારણ અને અનર્થનું મૂળ જાણી કુમારપાળે પોતાના રાજ્યની અંદર સર્વ જાતિયોમાં તેમનો નિષેધ કરાવ્યો. વધારેમાં તેમનાં પુરુષાકારમાં માટોડીનાં પૂતળાં બનાવી મ્હોડે મેશ ચોપડી ગધેડા ઉપર બેસાડ્યાં અને પછી આગળ ઢોલ વગડાવી યષ્ટિમુષ્ટ્યાદિના[1] પ્રહારથી અનેક વિડંબનાઓ કરતાં ચૌરાશી ચૌટે ફેરવી પાટણમાંથી અને પોતાના બીજા દેશોમાંથી કાઢી મૂકાવ્યાં.

એ પ્રમાણે નિર્દોષ જીવરક્ષા કરાવી શ્રીગુરૂ પાસે નિરંતર ધર્મોપદેશ સાંભળવાથી પાપતાપને ઉપશાંત કરી કુમારપાળ સુખાનંદ રૂપ અમૃતનું પાન કરવા લાગ્યો. તેવામાં નવરાત્રના દિવસ આવ્યા. તેથી દેવીઓના પૂજારીઓએ આવી વિનંતિ કરી કે, "મહારાજ! કંટેશ્વર્યાદિ દેવીઓની સાતમા, આઠમા અને નવમા દહાડાની બળિ પૂજા સારૂ સાત, આઠ અને નવ બકરા તથા પાડા અપાવો, નહીં તો દેવીઓ આપને વિઘ્ન કરશે." રાજાએ તે સાંભળી ગુરૂ પાસે જઇ પૂછ્યું કે, "હવે કેમ કરવું"? ગુરૂ બોલ્યા, "રાજેંદ્ર, દેવતાઓને અમૃતનો આહાર હોય છે. તેઓ પ્રાણીનો વધ કરતા નથી, તેમ માંસ પણ ખાતા નથી, એવું શ્રીજિનેશ્વર ભગવાનનું વચન પ્રમાણભૂત છે પરંતુ આ કલિકાળના દોષથી કેટલા પરમાધાર્મિક દુષ્ટ દેવતાઓ પ્રાણીઓને મરતાં જોઇ ઘણો સંતોષ માને છે. આ દેવીઓના પૂજારીઓજ પૂજા વિગેરેના મિષથી પ્રાણીઓને મરાવે છે. માટે દેવીઓને જીવતા બકરા તથા પાડા અર્પણ

૧ લાકડી અને મૂઠીઓ વિગેરે

કરી તેમના ઉપર રખવાળ રાખો. પછી જો રાત્રે દેવીઓ તેમને લેઇ જાય તો ઠીક, નહીં તો પ્રાતઃકાળે તેમને વેચી જે દ્રવ્ય આવે તેમાંથી દેવીઓને કર્પૂરાદિનો ભોગ આપો."

ગુરૂના આવા વચનથી ઉલ્લાસ પામેલો, જેનું દયા એજ જીવિત હતું એવા તે રાજાએ તે પ્રમાણે કર્યું. પણ પ્રાતઃકાળે પશુઓને જીવતા દીઠાં. તેથી હર્ષ પામી પૂજારીઓને હાંકી કઢાવી કહ્યું કે, "દુષ્ટો! હવે મને સમજાયું. તમેજ માંસની લાલચથી જીવ વધ કરાવો છો. હવે યથાવત્ શ્રીજિનવચન જાણનાર મને તમે બ્રહ્મરાક્ષસો શી રીતે ભમાવશો? આજ સુધી નિરર્થક જીવ વધાદિ પાપો કરાવ્યાં."

આઠમને દિવસે બકરા તથા પાડા વેચતાં આવેલા દ્રવ્યથી દેવીઓને કર્પૂરાદિનો ભોગ આપવામાં આવ્યો. દશમને દિવસે રાજા ઉપવાસ કરી રાત્રે પોતાના આવાસમાં શ્રીજિનેશ્વરનું એક ધ્યાન લગાવી સુખે બેઠો હતો, તેવામાં કંટેશ્વરી દેવી હાથમાં ત્રિશૂલ લેઈ ત્યાં આવી બોલી કે, "હે ચૌલુક્ય, હું તારી કુળદેવી કંટેશ્વરી છું. તારા પૂર્વજો મને પરાપૂર્વથી બળિ આપતા આવેલા છે, તેની તું કેમ ના પાડેછે? તારે પ્રાણાંતે પણ કુળદેવીનું અને કુળાચારનું ઉલ્લંઘન ન કરવું."

આ સાંભળી રાજા બોલ્યો, "હે વિશ્વનું કલ્યાણ કરનારી કુળદેવી, સત્ય દયામય ધર્મનો મર્મ હવે મારા જાણવામાં સારી રીતે આવ્યોછે. તેથી હું જીવ વધ કરતો નથી. ધર્મનાં તત્વો સમજ્યા વગર મારા પૂર્વજોએ અને મેં પૂર્વે જે જીવ વધ કર્યોછે તેને માટે મારા અંતરાત્મામાં ઘણો સંતાપ થાયછે. એક ઘાથી સો ઘા, એક મારણથી સો મરણ અને એક આળથી સો આળ સહન કરવાં પડેછે. પશુના ગાત્રમાં જેટલાં રોમ હોય છે તેટલાં હજાર વર્ષ પશુઘાતકો બીજા ભવોમાં પકાવાય છે.' ઇત્યાદિ નિઃસંદેહ અનેક વાક્યોથી પરિપૂર્ણ શાસ્ત્રોનું અવલોકન કરનાર હું જીવહિંસા કેમ કરૂં? હે

દેવી, આપને પણ જીવહિંસા કરવી યોગ્ય નથી. કારણ, 'દેવતાઓ દયાથી પ્રસન્ન થાય છે,' એવી લોકોમાં તથા શાસ્ત્રોમાં પ્રસિદ્ધિ છે. જો આપ મારાં ખરાં કુળદેવી હો તો મને જીવદયાના કાર્યમાં સહાય કરો. મને ઉચિત કર્પૂરાદિનો ભોગ મેં અર્પણ કર્યો છે. કૃમિભક્ષ્ય માંસ આપને યોગ્ય નથી. માંસ જીવ વધ વિના થતું નથી અને હું તે કરતો નથી. માટે મેં આપેલા ભોગથીજ સંતુષ્ટ થાવ."

આવી રીતે રાજા બોલતો હતો તેવામાં દેવી એકાએક ગુસ્સે થઇ અને મસ્તકમાં ત્રિશૂળ મારી અંતર્ભુત થઇ ગઇ. તે દિવ્ય ધાથી રાજાનું સર્વ શરીર એક ક્ષણમાં કુષ્ટાદિ દુષ્ટ રોગથી ગ્રસ્ત થયું. તે જોઇ તેને સંસાર તથા શરીર ઉપર વૈરાગ્ય આવ્યો પણ અરિહંતના ધર્મ ઉપર જરાએ ન આવ્યો. 'કૃતકર્મ અવશ્ય ભોગવવાં પડે છે,' એવુ ચિંતવન કરી તે મહાસતિએ કુળદેવી પ્રતિ પણ દ્વેષ ધારણ ન કર્યો. પ્રાણીઓ પૂર્વકૃત કર્મનો વિપાક ભોગવે છે. અપરાધ અને ગુણમાં બીજા માત્ર નિમિત્ત રૂપ છે.

પછી કુમારપાળે પોતાના ઉદયન મંત્રીને બોલાવી દેવીનો ઉપસર્ગ નિવેદન કરી શરીર દેખાડ્યું. તે જોયા બરાબર મંત્રીના હૃદયમાં વજ્રના ઘાની માફક શલ્ય પડ્યું. રાજા બોલ્યો કે, " મંત્રીજી! મને કુષ્ટાદિનું દુઃખ નથી. પણ મારે લીધે શ્રીજૈનધર્મને કંલક લાગશે તેની મોટી ચિંતા છે. કારણ, પરતીર્થીઓને આ બનાવની ખબર પડતાં વાતો કરવા લાગશે કે, જૈનધર્મનું ફળ રાજાને અહીંજ મળ્યું. માટે જે કોઇ પોતાનો કુળક્રમાગત ધર્મ છોડી અધર્મ ગ્રહણ કરશે તે કુમારપાળની પેઠે આજ ભવમાં કોઢિયો થશે. બ્રાહ્મણો પણ અમારા સૂર્ય વિગેરે દેવની ઉપાસનાથી કુષ્ટાદિ રોગો મટે છે અને તીર્થંકરની સેવાથી ઉલટા થાય છે, એમ બોલતા ધર્મનિંદા કરશે. મારાથી આ સર્વ સહન નહીં થાય. માટે હું તો કોઇ ન જાણે તેમ રાત્રે બહાર નિકળી અગ્નિમાં બળી મરીશ."

એ પ્રકારે રાજાનું બોલવું સાંભળી મંત્રી બોલ્યો, "મહારાજ! આપ ચૌલુક્ય વંશના મુકુટમણિ વિદ્યમાન છો તો આ પૃથ્વી પણ

રાજાવાળી કહેવાય છે. હરેક પ્રકારે સ્વામીનું રક્ષણ કરવું એ અમારી ફરજ છે. જેનાથી કુળ વિસ્તાર પામતું હોય તેનું આદર પૂર્વક રક્ષણ કરવું જોઇએ. કારણ, તુમડું તુટયા પછી વાજિત્રના તાર કામ કરતા નથી. શરીર એજ પહેલું ધર્મ સાધન કહેલું છે, માટે તે જયવતું રહો. તેનામાંજ પ્રબલ મહિમાવાળો ધર્મ પ્રતિષ્ઠા પામે છે, ચિંતિત વસ્તુની સિદ્ધિ અને સુખ આપનાર અર્થ સમર્થ રહે છે અને કામ તથા મહોદય શંમરસીકતા સાથે સુંદર ઉદયને પામે છે. તેજ સર્વ ગુણનું આલય અને બુદ્ધિયોનો કરંડિયો છે. માટે આત્મરક્ષા સારૂ દેવીઓને પશુ અર્પણ કરવાં."

મંત્રીના આવાં નિર્માલ્ય વચન સાંભળી રાજા બોલ્યો, "હે નિઃસત્વ વણિક્! તું ભગત થઈ આ કેવાં ઘેલાં વચન કાઢે છે? સાંભળ. ભવ્ય જીવોને ભવનું કારણ જે દેહ તે ભવોભવ મળે છે. પણ સર્વજ્ઞોક્ત મુક્તિદાયક દયાવ્રત મળવું મુશ્કેલ છે. જો અસ્થિર, મલીન અને પરવશ દેહ અર્પણ કરવાથી સ્થિર, નિર્મળ અને સ્વાધીન ધર્મ રહેતો હોય તો તેમ શા માટે ન કરવું? મેં શ્રીજિનેશ્વર દેવનું અરાધન કર્યું છે, હેમચંદ્ર સૂરિનું વંદન કર્યું છે અને દયામય ધર્મનું નિર્માણ કર્યું છે. હવે મને શેની ન્યૂનતા રહી છે. જેના ઉપર જીવિતનો આધાર છે તે શ્વાસ જ્યારે ચપળ વૃત્તિવાળો છે ત્યારે તેને માટે હું મોક્ષ દાયક સ્થિર દયાનો કેમ ત્યાગ કરૂં? મરણથી પાપીઓને બીવાનું છે. પુણ્યવંતને કંઈ બીક નથી. માટે ત્વરાથી ચંદનની ચિતા તૈયાર કરાવ. આવા શુભ કાર્યને સારૂ રાત્રિ એ કામધેનુ છે."

મંત્રીએ જવાબ દીધો કે, "મહારાજ, હું એક વખત ગુરૂજીને પૂછી આવું. કારણ ગુરૂપદેશને આધીન પુરુષોને ગુરૂજ પ્રમાણભૂત છે.,

---

૧. શાંતિની ઇચ્છા.

એવી રીતે દિલાસો આપી મંત્રીએ હેમસૂરિ પાસે આવી સર્વ બનાવ નિવેદન કર્યો. એટલે સૂરી બોલ્યા કે, "ગભરાશો નહીં. વાત કરતામાં હું પ્રસંગતું નિવારણ કરી નાખીશ. તમે જલદીથી ઉષ્ણ પાણી આણો એટલે હું તેને સૂરિમંત્રથી મંત્રી આપું." મંત્રીએ આદેશ પ્રમાણે પાણી આણ્યું અને ગુરૂએ તે પ્રસાદિત કરી આપ્યું. પછી મંત્રી રાજા પાસે લેઈ ગયો અને રાજાએ તે સિદ્ધ જલનું થોડું પાન કરી શરીરે લગાડયું. તેથી તેનું શરીર દેદીપ્ય માન કાંતિથી શોભિત અને સર્વ પ્રકારે કલ્યાણમય થયું. એ પ્રમાણે પ્રથમ કરતાં પણ અધિક તેજસ્વી શરીર જોઈ રાજા તથા મંત્રીને ઘણો હર્ષ થયો. રાજા બોલ્યો કે, "ધન્વંતરિની પેઠે જેણે આવા કષ્ટનું પણ હરણ કર્યું તે સૂરિનો પ્રભાવ જગતમાં અદ્ભુત અને વાણીને અગોચર છે. મારાં ઉપર એમની કેટલી કૃપા છે! જૈન મંત્રોના પ્રભાવની સીમા છે."

એવી રીતે પરસ્પર પરમાનંદમાં વાર્તાલાપ કરતાં રાત્રિરાક્ષસીનો નાશ થઈ પ્રભાતનો ઉત્સવ થયો. એટલે રાજા ગજઉપર બેસી શ્વેત છત્ર ધારણ કરાવી સામંત મંડળ સાથે ગુરૂવંદન કરવા ગયો. ત્યાં ધર્મશાળામાં પેસતાંજ પ્રથમ કોઈ સ્ત્રીનો કરુણાસ્વર તેના સાભળવામાં આવ્યો અને પછી આગળ ચાલતાં રાત્રિવાળી કંટેશ્વરી દેવી પ્રાર્થના કરતી નજરે પડી. તે રાજાને કાલાવાલા કરવા લાગી કે, "મને પ્રભુએ મૂકેલા મંત્રબંધથી જીવતી મૂકાવો. હું આપની આજ્ઞા માનનારા ૧૮ દેશમાં જીવદયાની રક્ષા કરાવીશ." આવી રીતે રાજાને આજીજી કરતી જોઈ ગુરૂએ પ્રસન્ન થઈ તેને છોડી દીધી અને તે પણ વચન પ્રમાણે જીવરક્ષા કરાવી રાજભવનના દ્વાર આગળ સુખે રહેવા લાગી. પૂર્વે જે કર્ણને કટુ એવા ત્રોટ્કાર અવાજ કરતા કરવતથી મહિષના સ્કંધ તોડવાને મશગુળ રહેતી તે પીયૂષ પરાઙ્મુખી કંટેશ્વરીદેવી પાણીની ગરજ સારનાર હેમસૂરિની વાણીનો રસ લેવા લાગી!

પછી રાજા ધર્મશાળાના અંતર્ભાગમાં જઈ ગુરૂપાદપદ્મમાં વંદન કરી બે કર જોડી બોલ્યો, "હે ભગવન્! જગતના જીવનરૂપ આપના પ્રભાવની એક જિહ્વાથી સ્તુતિ થાય તેમ નથી. આપનો પૂર્વોપકાર બદલો વાળ્યા વગર અદ્યાપિ ઉભો છે. તેમાં આજના ઉપકારની તો સીમા છે. સર્વ ઉપકારમાં પ્રાણરક્ષા કરી એ શ્રેષ્ઠ છે અને સદ્ધર્મનો બોધ કર્યો એ તેના ઉપર પણ છોગું છે. નિરંતર આપના ચરણને અક્ષત ચંદ્રના કિરણામૃત અને ગોશીર્ષથી વિલેપન કરી ઉત્તમ સુગંધમય પુષ્પોથી પૂજી મસ્તકે ધારણ કરૂં, તો પણ આપના ઉપકારના પ્રાગ્ભારથી હલકો થાઉં તેમ નથી."

એ પ્રમાણે વાણીમાર્ગે પ્રદર્શિત કરેલી કૃતજ્ઞતાથી ખુશી થઈ ગુરૂ મહારાજે ઉપદેશના વ્યાજથી રાજાની સ્તુતિ કરી કે, "પોતાનું ઉદર ભરવામાં ઉદ્યમ કરનારા ક્ષુદ્ર પુરૂષો તો હજારો પડ્યા છે પણ પરાર્થ એજ જેનો સ્વાર્થ છે એવા સત્પુરૂષોમાં અગ્રણી એકજ પુરૂષ છે. વડવાગ્નિ દુ:પૂર ઉદરને પૂરવાસારૂ સમુદ્રનું પાન કરે છે અને મેઘ તાપથી તપેલા જગતના સંતાપને મટાડવા સારુ વૃષ્ટિ કરે છે. શૂર વીરો ઠેર ઠેર હજારો મળી આવે છે, વિદ્યા જાણનારા અનેક નજરે પડે છે અને ધનદ (કુબેર) નો તિરસ્કાર કરનારા ધનાઢ્યો ઘણા પડેલા છે. પણ પરજીવને દુ:ખાર્ત જોઇ અથવા સાંભળી તદ્રૂપ થઈ જનારા વિરલાજ મળી આવે છે. અમારા વચનથી સર્વત્ર અહિંસા પ્રવર્તાવી તમે અમારા સર્વ ઉપકારનો બદલો વાળ્યો છે. આવા ઘોર સંકટ વખતે પણ તમે અર્હત્ના શાસનથી ભ્રષ્ટ ન થયા; માટે હું આજથી તમને 'પરમાર્હત' એવું બિરૂદ આપું છું.

રાજાએ એ બિરૂદ મળવાથી પોતાને કૃતાર્થ માની આનંદભેર મહેલમાં આવી પારણોત્સવ કર્યો. પર દર્શનીઓને એ વાતની ખબર થઇ એટલે તેમનામાંના સજ્જનો ખુશી થયા અને બ્રાહ્મણો ફિક્કા પડયા. વધારે શું? તે સમયે જગત્રય મહોત્સવમય સૌખ્યમય અને ઉદ્યોતપામતા જૈન ધર્મના તેજોમય થઈ ગયું.

આ વખતે કાશી દેશની વાણારસી નગરીમાં ગોવિંદચંદ્રનો પુત્ર શ્રીજયચંદ્ર રાજા રાજ્ય કરતો હતો. તે બીજા રાજાઓને દાસપ્રાય માનતો હતો. તેના રાજ્યનું ક્ષેત્રફળ સાતસો યોજન હતું. તેની પાસે ચાર હજાર હાથી, સાઠ લાખ ઘોડા, આડત્રીસ લાખ પાયદળ અને ફક્ત બારસો પિતળમય નિસ્વાનાદિની ઋદ્ધિ હતી. તે ગંગાયમુનારૂપ લાકડી શિવાય બીજે જવા સમર્થ નહોતો તેથી તે પઙ્ગુરાજના અપર નામથી ઓળખાતો હતો. તેની પાસે ગોમતી નામની એક દાસી હતી. તે બખતર પહેરી સાઠ હજાર ઘોડાસાથે શત્રુ સામી ધશીને ત્રાસ પમાડતી તેથી રાજાને શ્રમ લેવાનો વખતજ આવતો નહીં. તેના રાજ્યમાં બહુધા ચારે વર્ણોની અંદર મત્સ્યાહાર હોવાથી ભારે હિંસા થતી હતી. તેનું નિવારણ કરવા કુમારપાળે બે કરોડ સોનૈયા બે હજાર ઘોડા અને પ્રચુર રત્નાદિ સાથે એક ચિત્રપટ આપી પોતાના મંત્રીઓને વાણારસી મોકલ્યા. તે ચિત્રપટમાં પુણ્ય પાપના ફળ ભોગવવાનાં સ્થાનક જે સ્વર્ગ નરક તેમનો દેખાવ બતાવી તેમાં વાસ કરનારા દેવતા અને નારકોનો આબેહુબ ચિતાર આપ્યો હતો. મધ્યમાં સિંહાસનપર શ્રી હેમચંદ્રની સામે કુમારપાળને બેસાડયા હતા તેથી તેની શોભા ખરેખર વિશ્વમનોહર થઈ હતી.

મંત્રીઓએ પ્રથમ દ્રવ્યથી જયચંદ્રના રાજવર્ગી લોકોને સાધ્યા અને તેમની મારફત રાજાની મુલાકત લેઇ સર્વ ભેટ અર્પણ કરી. તેનો સ્વીકાર કરી રાજાએ ચિત્રપટના સંબંધમાં ખુલાસો માંગ્યો. એટલે મંત્રીઓ બોલ્યા, "મહારાજ! આ રાજગુરૂ શ્રીહેમસૂરિએ સામે બેઠેલા અમારા સ્વામી શ્રીચૌલુક્યપતિને હિંસા અને અહિંસાની વિપાક ભૂમિયો નરક અને સ્વર્ગ બતાવી પ્રતિબોધ્યા છે. તેથી તેમણે દયાધર્મનો સ્વીકાર કરી સર્વત્ર અમારિપટહ દેવડાવી હિંસાની પ્રવૃત્તિ અટકાવી છે. અમારા દેશમાંથી કાઢી મૂકેલી તે જેગદ્વૈરિણી હિંસા હાલ આપના રાજ્યમાં ભરાઈ રહી છે. તેને કઢાવવા સારૂ અમને અહીં મોકલ્યા છે.

૧ પુષ્કળ. ૨ જગતની શત્રુ.

મંત્રીઓનું આ પ્રકારે બોલવું સાંભળી જયચંદ્ર રાજા સભા સમક્ષ બોલ્યો કે, "ગૂર્જરદેશ વિવેકમાં બૃહસ્પતિ કહેવાય છે તે યુક્ત છે. આવા કૃપાવંત રાજા હોવાથી તે દેશ સર્વ પ્રકારે શોભે છે. જીવ દયાની પ્રવૃતિ કરવા કેવા ઉદાર ઉપાયો યોજી કાઢે છે. ધન્ય છે તે પુણ્યપૂરિત આત્માને. તે પોતાના આપથી દયા પાળે છે અને જો હું તેમની પ્રેરણા છતાં એ દયા ન પાળું તો પછી મારી બુદ્ધિની કેવી કિંમત થાય ?"

એમ કહી તેણે પોતાના દેશમાંથી એક લાખ એંશી હજાર જાળો અને હજાર બીજા હિંસાનાં ઉપકરણો મંગાવી બાળી નાખી ઢંઢેરો પિટાવ્યો કે, 'આજથી હિંસાને બાળી નાખવામાં આવી છે.' પછી સામી ભેટો આપી મંત્રીઓને વિદાય કર્યા, અને તેમણે પાટણ આવી સર્વ હકીકત રાજા વિગેરે આગળ નિવેદન કરી. તે સાંભળી શ્રીહેમસૂરિએ કુમારપાળની આ પ્રમાણે સ્તુતિ કરીઃ—

भूयांसो भरतादयः क्षितिधवास्तेधार्मिका जज्ञिरे ।
नाभून्नो भविता भवत्यवि न वा चौल्युक्य तुल्यस्तव ॥
भक्त्या क्वापि धिया क्वापि धनधनस्वर्णादिदत्त्या क्वचिद् ।
देशे स्वस्य परस्य च व्यरचयज्जीवावनं यत्नवान् ॥ १ ॥

"પ્રસિદ્ધ ભરતાદિ ઘણા રાજાઓ ધાર્મિક થઇ ગયા, પણ હે ચૌલુક્ય ! તમારા જેવો પૂર્વે કોઇ થયો નથી, ભવિષ્યમાં થવાનો નથી અને સાંપ્રતમાં છે નહીં. કારણ તમો કોઇ ઠેકાણે ભક્તિથી, તો કોઇ ઠેકાણે બુદ્ધિથી, તો કોઇ ઠેકાણે પ્રચુર ધન અને સુવર્ણ વિગેરેના દાનથી એ રીતે પોતાના તેમજ પરના મુલકમાં જીવોનું રક્ષણ કરાવ્યું છે." એટલામાં કોઇ કવિ બોલ્યો,

स्वस्ति ब्रह्मांडभांडात् प्रणयपरिगतः पद्मभूः पृच्छतीदं ।
त्वां भो श्रीहेमसूरे तव विशदयशोराशिनात्रेपि पूर्णं ॥
एतद्ब्रह्मांडभांडं पुनरखिलजगज्जीवमारिनिवारात् ।
प्रादुर्भूतं प्रभूतं तदिह कथय मे कुत्र संस्थापयामि ॥१ ॥

"કલ્યાણ ! હે હેમાચાર્ય, બ્રહ્માંડભાંડમાંથી શ્રીબ્રહ્માજી એમ વિચારેછે કે, તમારા નિર્મળ યશની રાશિંવડે પૂર્વેજ પૂરી કાઢેલું આ બ્રહ્માંડભાંડ ફરીને સર્વ જીવોની હિંસાનું નિવારણ કરવાથી પુષ્કળ પ્રૌઢુર્ભૂત થયું છે. માટે કહો, હવે મારે ક્યાં રહેવું ?" આ કાવ્ય સાંભળી રાજા ઘણો ખુશી થયો અને તેને એકલાખ રૂપિયા બક્ષિસ આપ્યા.

એક વખત કોઇ બ્રાહ્મણ કવિએ કોઇનાથી ઓળખી ન શકાય એવું દેવતાનું રૂપ ધારણ કરી હાથમાં લેખપત્ર સાથે સભામાં આવી રાજાને પ્રણામ કર્યા. એટલે રાજાએ પૂછ્યું કે, "તમે કોણ છો અને ક્યાંથી આવ્યા છો ?" તેણે જવાબ દીધો કે, "મને દેવેંદ્રે આ લેખપત્ર આપને આપવાસારૂ અહીં મોકલ્યો છે." એમ કહી લેખ-પત્ર રાજાના હાથમાં આપ્યો. રાજાએ તે ફોડીને સભા સમક્ષ વંચાવ્યો. તેમાં આ શ્લોક લખેલો હતો,

स्वस्ति श्रीमति पत्तने नृपगुरुं श्रीहेमचंद्र मुदा ।
स्वः शक्रः प्रणिपत्य विज्ञपयति स्वामिंस्त्वया सत्कृतं ॥
चंद्रस्यांकमृगे यमस्यमहिषे यादस्सु यादःपते ।
र्विष्णोर्मत्स्यवराहकच्छपकुले जीवाभयं तन्वता ॥ १ ॥

"સ્વસ્તિ શ્રીપાટણનગર મધ્યે રાજગુરૂ શ્રીહેમાચાર્યને સ્વર્ગથી શક્રેંદ્ર આનંદ સાથે નમસ્કાર કરી વિજ્ઞાપના કરે છે કે, આપે ચંદ્રના લાંછન મૃગ, યમના વાહન મહિષ, વરુણના વાહન મગર અને વિષ્ણુના અવતાર રૂપ મત્સ્ય, વરાહ તથા કચ્છપના સમૂહને અભય આપવામાં બહુ સારૂ કર્યું છે."

---

૧. સમૂહ. ૨. જગતરૂપી પાત્ર ૩. ગીચ.

રાજાએ આ કાવ્યથી પ્રસન્ન થઇ તે કવિને એક લાખ રૂપિયાનું ભારે ઇનામ આપ્યું અને ફરીને તે પત્ર સૂરીશ્વર પાસે વંચાવ્યો. એ પ્રકારે વિવિધ પરાક્રમોથી મેળવેલા અદ્ભુત યશ રૂપી કર્પૂરના ધૂપ વડે કુમારપાળે સર્વ ભુવનને સુવાસિત કર્યું અને ઉત્તમ જીવદયારૂપ અમૃતરસથી સર્વ જીવોને સજીવન કરી તેમનો આશીર્વાદ મેળવ્યો, તેથી તેની ઋદ્ધિમાં નિરંતર વૃદ્ધિ થતી ગઇ અને શ્રી હેમાચાર્યના શુભોપદેશમાં દરરોજ વિલાસ કર્યો તેથી તત્ત્વજ્ઞાનનો પણ સારો પ્રકાશ થયો.



# ભાગ ૧૬ મો.



## રાજર્ષિ કુમારપાળ--કૃપાસુંદરીનું પાણિગ્રહણ, મોહનો પરાજય અને ધર્મ રાજ્યસ્થાપન.

આગલા ભાગમાં કહી ગયા તે રીતે કુમારપાળના હૃદયમાં, વદનમાં, ઘરમાં, નગરમાં અને દેશમાં કરૂણા સુંદરીનું ચલન થવાથી મારી ( હિંસા ) શોકને રહેવાની જગો મળી નહી. તેથી તે રીસાઇને તેના પિતા મોહને ત્યાં ગઇ. તે વખતે મોહનું ચિત્ત ઠેકાણે નહોતું અને મારિ ઘણે દિવસે આવેલી હતી તેથી તેણે પ્રથમતો મારિને ઓળખી નહી અને પૂછ્યું કે, " સુંદરી, તું કોણ છે ?"

મારીએ જવાબ દીધો કે, "એ તો હું તમારી વહાલી પુત્રી."

મોહ બોલ્યો, " વત્સે ! તુ આવી દીન કેમ દેખાય છે ? "

મારિએ કહ્યું, " પિતાજી, હુ શું કહું ? હેમાચાર્યના ઉપદેશથી પરાર્ધ્યે ગુણવાન્ કુમારપાળે મને હૃદય, મુખ, હસ્ત અને ઉદરમાંથી ઉતારી નાખી દેશમાંથી કાઢી મૂકી છે."

તે સાંભળી મોહ જરા રોષે ભરાઇને બોલ્યો, "વત્સે, રડીશ મા. હું તારા રિપુઓને રડાવું તોજ ખરો. મને એ ધુતારા હેમાચાર્યની વાણીથી કુમારપાલ તારામાં વિરક્ત થયાની ખબર થયેલી છે. હવે થોડા દહાડા પછી એ દેશનો બીજો ભર્ત્તા થશે તે તારૂં પ્રબલ ચાલવા દેશે." બરોબર. એ રીતે દિલાસો આપી શાંત પાડ્યા શિવાય બીજું શું કરે ?

એક દિવસ પ્રાભાતિક કૃત્ય સમાપ્ત કરી શ્રીકુમારપાળ પટ્ટગજપર બેસી ગુરૂને વાંદવા ગયો. ત્યાં શાળાના દ્વાર મધ્યે દેવકન્યાની માફક લીલા કરતી કોઇ કન્યાને જોઈ તે વિચારમાં પડયો કે,

'અનુપમ ઉલ્લાસ પામતા લાવણ્યરૂપ અમૃતને ઝરનારી અને મારા આત્માને સ્નેહ કરાવતી આ અદ્ભુત કન્યા કોની હશે?' એમ વિચાર કરતો ગુરૂ પાસે ગયો અને વિધિપૂર્વક વંદન કરી સભા ભરાયા પછી બોલ્યો કે, "હે પ્રભો! મારા મનનું હરણ કરનારી શાળાના દ્વારમાં ઉભેલી તે કન્યા કોની છે અને તેનું નામ શું છે?"

સૂરિએ રાજકુંજરને રાગાતિશયથી ઉલ્લાસતો જોઈ તેનું મન વિલોભત્રા કન્યાના કુળશીળાદિ સંબંધે કહ્યું કે, "હે ચૌલુક્ય, સાંભળો. વિનય કોટ અને મર્યાદા ખાઇથી અત્યંત મજબૂત વિમલચિત્તનામનું નગર છે. ત્યાં અર્હદ્ધર્મ નામનો રાજા રાજ્ય કરે છે. તે રાજાની સેવા કરવાથી સારા કુળમાં જન્મ, અનેક પ્રકારની વિભૂતિ, પ્રિયનો સમાગમ, ઇષ્ટપરંપરા, રાજકુળમાં ગુરૂતા અને નિર્મળ યશ મળે છે. એવો તેનો મહિમા છે. તે કુત્સિત વસ્તુ ઉપરનો આગ્રહ મૂકાવે છે, સત્ક્રિયામાં પ્રવર્તન કરાવે છે અને આત્મવત્ સ્વાશ્રિતોનું પાલણ કરેછે. તેના એવા ગુણોને લીધે તે સુરાજાના નામથી પ્રસિદ્ધ છે. દેવેંદ્રને પણ જેનું દર્શન દુર્લભ છે, એવી વિરતિ નામે તેને સ્ત્રી છે. તે સમગ્ર આ લોક તથા પરલોકનાં સુખની પ્રાપ્તિમાં હેતુભૂત છે. તે ધર્મ અને વિરતિને શમાદિ નામના પુત્રો છે. એક સમયે વિરતિએ કન્યાને જન્મ આપ્યો, તેથી તેમની મનોવૃત્તિ જરા ખિન્ન થઇ. તે જોઇ કન્યાના પિતામહ સર્વજ્ઞ તીર્થંકર બોલ્યા કે, "પુત્રી થઈ તેથી ઉદાસ કેમ થાઓછો? એ તમને પુત્રોથી પણ અધિક વહાલી થશે અને તમને તથા તેના સ્વામીને લોકોત્તર પ્રતિષ્ટા આણી આપશે." પિતામહની એવી સમજુતીથી ખુશી થઈ માતપિતાએ જન્મોત્સવ કર્યો અને તે કન્યાને કૃપાસુંદરી એવું નામ આપ્યું. હાલ તે યૌવનાવસ્થામાં આવેલી છે. પણ તેને મનગમતો ભર્ત્તા મળતો નથી, તેથી લોકો તેને વૃદ્ધકુમારીના ઉપનામથી ઓળખે છે."

આ હકીકત સાંભળી ઉત્સુક થયેલો રાજા બોલ્યો, "મહારાજ! તે અહી શા માટે આવી છે તે કૃપાકરી જણાવશો."

સૂરિએ કહ્યું કે, "હે રાજન્! એક ચિત્તે સાંભળો. રાજસચિત્ત નામના નગરમાં મોહ નામે રાજા રાજ્ય કરે છે. તે મોહરૂપ ચોર લીલામાત્રમાં રાજાને રંક કરી નાખે છે. શક્રાદિને પણ પોતાની આજ્ઞામાં રાખે છે. મહાપુરુષો પાસે દાસત્વ કરાવી પાપ ક્રિયાઓમાં પ્રવર્તાવે છે. વધારે શુ ? ત્રણ જગત્‌માં કોઇ નથી, દેવ કિંવા મનુષ્ય, જે એની આજ્ઞા બહાર એક ક્ષણ પણ રહી શકતો હોય. તેને અવિરતિ નામની સ્ત્રી છે. તેનું દર્શન જગેત્ત્રયને વલ્લભ છે અને તે સુખેથી સેવાય તેવી છે. તે મોહ અને અવિરતિને કોપાદિ પુત્રો અને હિંસા પુત્રી છે. તે મોહરાજા અને ધર્મરાજા વચ્ચે અનાદિસિદ્ધ વૈરિભાવ છે. તેમનામાં વારંવાર યુદ્ધોત્સવ થાય છે પરંતુ કોઇ વખત એકનો જય તો બીજાનો પરાજય થાય છે. એવી રીતે ઘણો કાળ ગયો."

આ વખતે યુદ્ધવીરતાથી ઉલ્લ્સઇલી મનોવૃત્તિવાળો ચૌલુક્ય બોલી ઉઠયો, "મહારાજ, આ પ્રબંધ સારી રીતે સમજવા જેવો છે. મને તથા સભાજનોને તે અતિ આનંદ આપે છે. અમારી તે બે રાજાઓના સૈન્યનું વર્ણન સાંભળવાની ઇચ્છા છે."

સૂરિ બોલ્યા, "હે વિચારચતુર્મુખ, લક્ષ દેઇ સાંભળો. ધર્મરાજાને સદાગમ નામનો મંત્રી છે. તે બુદ્ધિદાનમાં નિપુણ અને બીજા રાજાઓથી પાછો હઠે તેવો નથી. વિવેકચંદ્ર નામે તેનો સેનાપતિ છે. તેણે લાખો વિપક્ષીઓને કચડી નાખવાની દીક્ષા લીધી છે. સમ્યક્ત્વ, શુભ અધ્યવસાય તથા યમનિયમાદિ એ તેના યોદ્ધાઓ છે. વધારે શું કહું ? ધર્મરાજા ધીરશાંત છે. મોહરાજાને કદાગમ નામનો મંત્રી છે. તે સર્વ દુર્બુદ્ધિનું મૂળ મંદિર છે. અજ્ઞાનરાશિ તેનો સેનાપતિ છે અને મિથ્યાત્વ તથા દુષ્ટ અધ્યવસાયાદિ

૧ વિચારમાં બ્રહ્માસમાન. ૨. મનના પરિણામ.

તેના યોદ્ધાઓ છે. સંક્ષેપમાં મોહરાજા ધીરોદ્ધત છે. અત્યંત અનિષ્ટનો પ્રગટ કરનાર, ઇષ્ટનો નાશ કરનાર અને જેમાં કલિકાળ સહાયી છે એવાં ભયંકર ચરિત્રોને લીધે હાલ મોહરાજાનો પગ જોરમાં છે. તેણે સર્વત્ર પોતાની આજ્ઞા પ્રવર્તાવી ધર્મરાજાને પરિવાર સાથે હરાવી કાઢયો છે. તે ધર્મરાજા સર્વ ઠેકાણે ફરીફરીને થાકયો પણ કોઇ સ્થળે તેને રહેવાની જગો મળી નહીં. હાલ તે ગૂજરાત દેશના પાટણ નગરમાં આવી અમારા આશ્રમમાં આશ્રય લેઇ રહ્યો છે. અમને સંપૂર્ણ આશા છે કે તમારા સૌરાજ્યને લીધે તે પોતાના બળમાં વૃદ્ધિ પામી ગયેલી પ્રૌઢતા પાછી મેળવશે. અમે તમને શરણે આવેલાના સંબંધમાં વજ્રના પાંજરા સમાન માનીએ છીએ.”

સૂરીંદ્રના આવાં વચનામૃતથી રાજાનું મન વધારે પ્રફુલ્લિત થયું અને કૃપાસુંદરીની એ પ્રકારની પ્રૌઢતા સાંભળી તેણીનાપર પ્રથમ કરતાં હજાર ગણો દૃઢ અનુરાગ થયો. તે એટલે સુધી કે તે સુંદરી પોતાને કયારે વરશે, એનું ચિંતવન કરવા લાગ્યો. ગુરુને વાંદી મહેલે ગયો, ત્યાં પણ તેને વચનમાં, હૃદયમાં, માર્ગમાં, ઘરમાં, આકાશમાં, પાણીમાં, પૃથ્વીમાં, દિશાઓમાં અને સ્વમામાં તે ચંદ્રમુખી કૃપા વગર બીજું કંઇ દેખાયું નહીં. સર્વ જગત તેની દૃષ્ટિએ કૃપામય દેખાવા લાગ્યું. રાજાના બોલવા ઉપરથી મંત્રીઓના સમજવામાં પણ આવ્યું કે, તે કૃપાસુંદરીના વિરહથી પરવશ થયેલો છે, તેથી તેમણે જઇ ગુરુને સર્વ હકીકત નિવેદન કરી. ગુરુએ સપરિવાર રાજાને બોલાવી કહ્યું કે, “તમે કોઇ સમજુ પ્રધાનપાસે ધર્મરાજાને કૃપાસુંદરીનું માગું કહેવડાવો, તે આવેથી તેને આદરભેર મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરાવો અને કોઇ સારા મકાનમાં ઉતારો આપો. પતિત થયેલા મહાપુરુષો હમેશ લજ્જાસાગરમાં ડુબેલા હોય છે. દુર્જનોના અપવાદથી તેઓ બહુ બીએ છે. રખેને કોઇ એમ કહે કે એમને કંઇ આશા હશે, એવી ધાસ્તીથી તે મોટાઓનો સંબંધ પણ રાખતા નથી. જો તમે મારી સલાહ પ્રમાણે વર્તશો તો ધર્મરાજા નક્કી તમને કૃપાસુંદરી આપી દેશે.”

પછી કુમારપાલે પોતાના પરિવારસાથે એકમત થઇ મતિપ્રકર્ષ નામના પ્રધાનને તે કાર્યસારૂ મોકલ્યો. તેણે શ્રીહેમાચાર્યના ઉપાશ્રયમાં ધર્મરાજાની પાસે જઇ કુમારપાલને થયેલા કૃપાસુંદરીના દર્શન વિગેરેની સર્વ વાત કહી કુમારપાલના ગુણ ગાયા. "તે સમ્યકત્વનો ધારણકરનાર, કરૂણાનો એક સમુદ્ર, સજ્જનોનો બંધુ, તીર્થંકરનો મુખ્ય ઉપાસક અને ચાતુર્ય ગાંભીર્યાદિ ગુણના સમુદાયે કરી જેના દેહનો પાર પમાય નહીં એવો શૂરવીરમાં શિરોમણિ છે."

એ પ્રમાણે મતિપ્રકર્ષ બોલી રહ્યા પછી ધર્મરાજાએ કહ્યું કે, "હે મતિપ્રકર્ષ! લોકોત્તર ગુણરૂપ લક્ષ્મીથી સુંદર શ્રીચૌલુક્યચંદ્રની યોગ્યતાનું શુ કહેવું? પરંતુ એ કૃપા સ્વભાવથીજ પુરૂષની દ્વેષી છે. તેણીએ પાણિગ્રહના સંબંધમાં એક ઘણી કઠણ પ્રતિજ્ઞા લીધેલી છે તેથી જરા અમારૂં મન ડોલાય છે."

આ સાંભળી મતિપ્રકર્ષે પૂછ્યું કે, "તે પ્રતિજ્ઞા કેવી છે? હું તે સાંભળવાને ઈચ્છુ છુ."

ધર્મરાજા બોલ્યો કે, "જેનો ભરતક્ષેત્રમાં જન્મ થયો હોય, જે બીજા કોઇથી છોડાયું નથી એવા મદરૂપ ધનનો ત્યાગ કરે અને જે દ્યુતાદિ વ્યસનોને પોતાના દેશની હદમાંથી બહાર કાઢે તે રાજા મારો વર થાઓ. એવી અમારા કૃપાની પ્રતિજ્ઞા છે."

ત્યારે મતિપ્રકર્ષ બોલ્યો, "એ સબંધમાં તો અમારા સ્વામીએ શ્રીહેમાચાર્યના ચરણકમળ પસેજ પ્રતિજ્ઞા કરેલી છે અને તેથી કૃપાસુંદરીની પ્રતિજ્ઞા પૂરી થઈ છે. વળી તેણે અભક્ષ્યનો અને પરસ્ત્રીનો ત્યાગ કર્યો છે. સ્વદેશમાં અને પરદેશમાં હિંસાદિકનું નિવારણ કરાવ્યું છે."

એ સાંભળી ધર્મરાજા ઘણો ખુશી થયો. તેણે જઇ પોતાની વિરતિ સ્ત્રીને સર્વે હકીકત કહી સંભળાવી. પછી સદાગમ અને શમ વિગેરે વિચારવાળાઓની સલાહ પૂછી. તેમણે પણ મત આપ્યો. તે

વખતે સમતા અને મૈત્રી નામની કૃપાની બે સખીઓ ઉભેલી હતી. તેમણે જઈ કૃપાસુંદરીને વધામણી કહી કે, "હવે તારા મનના મનોરથ બહુકરીને ફળશે." સર્વનો મત પડવાથી ધર્મરાજાએ કૃપાને આપવાના નિશ્ચયપર આવી મતિપ્રકર્ષને વિદાયગીરી આપી. તેણે કુમારપાલ પાસે આવી સર્વ હકીકત નિવેદન કરી અને કહ્યું કે, "આપની ઈચ્છા બહુધા પૂર્ણ થશે."

મંત્રીના છેલ્લા અમૃત સરખા વચનોથી પ્રસન્ન થઈ ફરી કહો ફરી કહો એમ બોલતો રાજા આનંદસાગરમાં મગ્ન થયો.

પછી તેણે ધર્મરાજાને મોટો ઓચ્છવ કરીને પરિવારસાથે રાજમંડપમાં પ્રવેશ કરાવ્યો. શુભ લગ્નનો યોગ આવ્યો ત્યારે નિર્મલ ભાવરૂપ જલવડે સ્નાન કરી, અનેક અભિગ્રહ રૂપ દેદીપ્યમાન આભૂષણોથી અલંકાર કરી, દાનરૂપ કંકણથી જમણો હાથ શોભાવી સંવેગરૂપ રંગથી રંગેલા હસ્તિ ઉપર બેસી, સદાચારરૂપ છત્ર ધરાવી, તેરસો કોટિ વ્રતના ભાંગારૂપી સુંદર મિત્રમંડળથી પરિવર્યો, શ્રીદેવગુરુભક્તિ અને દેશવિરતિરૂપ જાનૈયણો ધવળ મંગળ ગાતે છતે અનુક્રમે પોષધશાળાના દ્વાર તોરણ આગળ ગયો. ત્યાં પંચવિધ સ્વાધ્યાયરૂપ વાજિંત્ર વાજતે છતે વિરતિ સાસુએ પોંખણાં કર્યાં. પછી શમદમાદિ સાળાઓ મોયરામાં (માતૃગૃહમાં) લેઇ ગયા. ત્યાં શીળરૂપ ધવળ વસ્ત્ર, ધ્યાનદ્વયરૂપ કુંડળ, નવપદરૂપી હાર અને તપના ભેદ[1]રૂપી મુદ્રિકા[2]ઓથી શોભાયમાન કૃપાસુંદરીનું સંવત્ ૧૨૧૬ ના માર્ગશીર્ષ સુદિ ૨ ને દિવસે શ્રીતીર્થંકર દેવની સમક્ષ પાણિગ્રહણ થયું. ત્યાંથી જ્યાં આગમમાં કહેલા શ્રાવકના ગુણેકરી શોભિત બાર વ્રતરૂપી કળશોની હારો આવી રહી હતી અને વિચારરૂપી સુંદર તોરણો બાંધેલાં હતાં ત્યાં આવ્યાં. તે સ્થાનમાં નવતત્વરૂપી નવાંગ વેદી કરી પ્રબોધરૂપ અગ્નિ પ્રગટાવી તેમાં ભાવનારૂપ ઘૃત હોમી શ્રીહેમાચાર્ય ગોરે વધૂ સહિત રાજાને "चत्तारि मंगलाइं" એ

૧ ભેદ ૨ વીંટીઓ.

રૂપ વેદોચ્ચાર પૂર્વક પ્રદક્ષિણાઓ દેવડાવી. કરમોચન સમયે ધર્મરાજાએ જમાઇને સૌભાગ્ય, આરોગ્ય, દીર્ઘાયુ, બળ અને સૌખ્ય વિગેરેનું દાન આપ્યું. એ પ્રમાણે પાણિગ્રહણરૂપ મંગળ સંપૂર્ણ થયા પછી વંદન કરતા રાજર્ષિને સૂરિરાજે શિક્ષા આપી કે, "હે ચૌલુક્ય ! પૂર્વે શ્રીશ્રેણિકાદિ રાજાઓ જે કૃપાસુંદરીને જોવા પણ ન પામ્યા તે ધર્મરાજની પુત્રીને તમે પરણ્યા છો. તમારે તેના ઉપર હમેશ વિશેષ પ્રેમ રાખવો. તેનું વચન કદી ઉત્થાપવું નહીં. તેના મોટા પ્રસંગે કરી તમારૂં ભાવી ઘણા ભાગે નિર્વૃત્ત થશે."

એ શિક્ષા ગ્રહણ કરી કૃતજ્ઞોમાં શિરોમણિ કુમારપાળ પોતાના મહેલે આવ્યો. ત્યાં કૃપાદેવીને વિધિપૂર્વક પટ્ટરાણીના સ્થાનકે સ્થાપી અને તેણીને સર્વ પ્રકારે પ્રીતિકારી જોઇ તેના વડેજ પોતાને સ્ત્રીવાળો માનવા લાગ્યો.

એક વખત પોતાના સ્વામીને અતિ પ્રસન્ન અને પ્રેમવશ થયેલો જોઇ કૃપાસુંદરીએ કહ્યું કે, "હે પ્રિયતમ, મોહનો પરાજય કરી મારા પિતા ધર્મને સ્વસ્થાનકે સ્થાપન કરો અને મારા મનના મનોરથ પૂરો. સત્પુરૂષોની પ્રતિજ્ઞા મેરૂશિખરની પેઠે ફરતી નથી. તેમના કહેલામાં અને કબૂલેલામાં પથ્થરની રેખાની પેઠે કદી ફેરફાર થતો નથી. જુઓ, નીચ પુરૂષો વિઘ્નના ભયથી પ્રારંભજ કરતા નથી. મધ્યમ પુરૂષો વિઘ્ન આવેથી વચમાં અટકી પડે છે. પણ ઉત્તમ પુરૂષો તો વારંવાર વિઘ્ન આવે છતે પ્રારંભેલું કાર્ય અંતસુધી લેઇ જાય છે."

પ્રિયાની આવી મનોહર વાણી સાંભળવાથી ઉત્સાહિત થયેલા કુમારપાળે પોતાનામાં શૂરપણું લાવી ધર્મરાજાની સાથે સલાહ કરી અને મોહની સામે ચઢવાની તૈયારી કરવા માંડી. સદ્ધ્યાનરૂપ મંત્રીને બોલાવી અંતરંગરુપ ચતુરંગી સેના સજાવવા આજ્ઞા કરી. તીર્થંકરની વાણીરૂપી સંગ્રામભેરી વજડાવી. યમનિયમાદિ સર્વ

સુભટોને એકઠા કર્યા. શુભ અધ્યવસાયરૂપી પવનવેગી ઘોડાઓને કવચ ધારણ કરાવ્યાં. સ્થૈર્ય, ધૈર્ય અને આસ્તિકયાદિ અનેક હાથીઓ ગર્જના કરવા લાગ્યા. પોતે પણ શુભ અવસરે વિજયયાત્રાને ઉચિત વેષ પહેર્યો અને મસ્તકે જિનાજ્ઞારૂપ વજ્ર ધારણ કરી, નવગુપ્તિથી અંગગુપ્ત રાખી, સત્વરૂપ ખડ્ગ, બ્રહ્મરૂપ અસ્ત્ર અને મૂલોત્તર ગુણથી યુક્ત આર્જવરૂપ ધનુષ્ય વિગેરે છત્રીશ શસ્ત્રોવડે દુર્લક્ષ્ય થયો. પછી શ્રીહેમાચાર્યે રક્ષાવિધિ કરવાથી અને તેમની પાસેથી વીસ વીતરાગના સ્તવનરૂપી ગુપ્ત કરનારી ગુટિકા મળવાથી મોહ ઉપર જય મેળવવાનો નિશ્ચય થયો, એટલે શમદમાદિ મહાસુભટોના યોગે ભયંકર દેખાતો, જગતને જીતવાને અશક્ય, મનોજયરૂપ હસ્તિ ઉપર આરૂઢ થઇ ધર્મરાજાની સાથે શ્રીચૌલુક્ય મોહના પ્રદેશ નજીક આવ્યો. ત્યાં સેનાનો પડાવ નાખી જ્ઞાનદર્પણ નામના દૂતને આગળ મોકલ્યો. તેને મોહરાજાનો અજ્ઞાનરાશિ નામનો પ્રતિહાર મોહરાજાની સભામાં લેઇ ગયો. ત્યાં તેણે મોહરાજાને દીઠો. તે મોહરૂપી માતંગજને ક્રૂરાચારવાળા ચાર કષાય રૂપી ચરણો હતા, મિથ્યાત્વરૂપી શરીર હતું, રૌદ્ર અને આર્તધ્યાન રૂપી લોચનો હતાં, કામદેવરૂપી શૂંડ હતી અને રાગદ્વેષરૂપી દંતૂશળો હતા. આવો મોહરાજા ભવરૂપી વન મધ્યે ક્રીડા કરનારા કયા પુરૂષોના મનમાં ગભરાટ પેદા ન કરે? તેની પાસે તેનો કદાગમ મંત્રી ઉભેલો હતો. તે કુમારપાલના દૂતને દેખીને બોલ્યો કે, "હે દૂત, તું કોણ છે? તને અહીં કોણે શા માટે મોકલ્યો છે?"

દૂતે કહ્યું કે, "હે મંત્રી, મારૂં નામ જ્ઞાનદર્પણ છે અને મને શૂરવીર રાજાઓની પંક્તિમાં શિરોમણિ શ્રીચૌલુક્ય ચક્રવર્તીએ મોકલ્યો છે. તેમના આદેશથી, હે મોહરાજ, હું કહું છું કે, તમે દુષ્ટ કલિકાળની સહાયથી ધર્મરાજાને હરાવી કહાડ્યો છે, પણ હવે તે ન્યાયી રાજાએ અમારી રાજધાનીમાં આશ્રય લીધો છે. શ્રીહેમાચાર્ય ગુરૂની વાણીથી તેમને બહુ ઉપકાર થયો છે. તેમણે શ્રીગુરૂના આગ્રહથી સંતુષ્ટ થઇ પોતાની પુત્રી કૃપાસુંદરીને અમા-

શ સ્વામી વેરે પરણાવી છે. એવી રીતે એ બેનો નિકટ સંબંધ થયો છે. તેથી શરણે આવેલાને વાસ્તે વજ્રમય પાંજરાસમાન આશ્રિતોનું કલ્યાણ કરનાર અને કૃતજ્ઞોમાં શિરોમણિ તે ચૌલુક્યસિંહ પોતાના સસરાને ફરીને રાજ્યાભિષેક કરવા ઇચ્છા રાખે છે. તે ધર્મરાજાની સાથે સૈન્ય લેઇ તમારા ઉપર હુમલો કરવાના ઇરાદાથી તમારા નગર નજીક આવ્યો છે. માટે ત્યાં આવી તેમની આજ્ઞારૂપી માળાવડે તમારૂં મસ્તક સુશોભિત કરો."

મોહ—"હે વાચાળદૂત, તું એ પ્રમાણે કેમ બકે છે? કોણ છે તે પુરૂષાકારમાં ટિટોડી સમાન કુમારપાલ જે મે હાંકી કાઢેલા અધમ અને રંક ધર્મરાજાના ભમાવવાથી મને હરાવવાની ઇચ્છા રાખે છે? મારૂં પરાક્રમ ત્રણ જગતમાં કોઈનાથી ગાંજ્યું જાય તેમ નથી. હું એના જેવા લાખો નૃપરૂપી કીટકોને પહોંચવાને સમર્થ છું. હું તેમનાથી બીઉં એમ નથી. જા, નીકળ અહીંથી અને તારા સ્વામીને કહે કે, મોહ રાજા સામો યુદ્ધ કરવા આવે છે."

જ્ઞાનદર્પણ—"હે દુષ્ટરાજન્, સાંભળ. પૂર્વે ધ્યાનાગ્નિરૂપી શસ્ત્રના તેજથી જેમણે તને સપરિવાર મારી પાડ્યો હતો તે શ્રીહેમાચાર્યના ચરણકમળમાં ભ્રમરની પેરે વાસ કરનાર શ્રીચૌલુક્યચંદ્ર સદા જયવંતા વર્તે છે. તેમણે તારા વહાલા દ્યુતાદિ સમુદાયને કાળા મ્હોડાં કરી પોતાના નગરમાંથી અને દેશમાંથી કાઢી મૂક્યો છે. તો પછી ફોગટ શેને ગર્જારવ કરે છે?

મોહ—"જે ધર્મને મેં મારા પરાક્રમથી બાયલાની માફક પદભ્રષ્ટકરી નાખ્યો છે તે અહીં શું મ્હોડું લેઇને આવ્યો હશે? તે વખતે મેં એને ધયડો જાણી જતો કર્યો. પણ હવે તે રણભૂમિમાં મારા હાથે જરૂર પહેલો આહૂતિ થઈ પડશે. વારૂ, ધર્મ ધયડો હોવાથી મરણ સન્મુખ થયો એતો ઠીક છે. પણ તારો સ્વામી મૂર્ખની પેઠે બીજાને માટે કેમ દુઃખ હોરી લેછે? હું! સમજાયુ. એનો ધર્મપુત્રીએ બાપને દોલત મેળવી આપવાની પ્રેરણા કરવાથી મરે છે. જા, મારે

હાથે તેમનું મોત થવાનું વિધાતાએ લખેલું છે, તે સત્ય કરવા હું તારી પાછળજ આવું છુ. તારા સ્વામીને અને ધર્મને તૈયાર કર."

પછી આ પ્રમાણે મોહ રાજાએ તિરસ્કાર કરવાથી જ્ઞાનદર્પણ કુમારપાલપાસે આવ્યો અને મોહ રાજાએપણ તેની પાછળ પ્રયાણ કર્યું. તેણે માત્સર્યરૂપ અભેદ્ય કવચ પહેરી નાસ્તિક્યરૂપી હાથી-ઉપર સવારી કરી હતી. દુષ્ટકૃત્ય અને પ્રમાદરૂપી ચકચકિત અસ્ત્રોની શ્રેણિ ધારણ કરી હતી. દુર્ધ્યાનરૂપી સેનાપતિના હાથ નીચે ક્રોધા-દિ કોટિ સુભટો તેની રક્ષામાં હાજર હતા. દુઃશાસ્ત્રરૂપ તેના વાજિં-ત્રનો અવાજ અનેક લોકોને ત્રાસ પમાડતો હતો. અનુક્રમે તે કુમા-રપાલના સૈન્યના પડાવ આગળ આવી પહોંચ્યો. ત્યાં રાગરૂપી કેસરી પ્રમુખને ઉસ્કેર્યા એટલે તે પણ શૂર ચઢવાથી વારાફરતી બોલવા લાગ્યા. પ્રથમ રાગ ઉઠ્યો અને બોલ્યો કે, "હું જાગતો છતાં ધર્મ કોણ? અને કુમારપાળ કોણ? ઇંદ્રે અહિલ્યાસાથે જાર કર્મ કર્યું, બ્રહ્માએ પુત્રીસાથે સંભોગ કર્યો અને ચંદ્રે ગુરુપત્નીસાથે ગમન કર્યું. એ સર્વ મારોજ પ્રતાપ. અહો! મેં કોને અવળે રસ્તે નથી ચડાવ્યા? જગતને આવી રીતે ઉન્માદ ચઢાવતાં મારા બાણને કેટલો શ્રમ પડતો હશે?"

તે સાંભળી ક્રોધ બોલ્યો કે, "હું તો જગતને આંધળું અને બહેરૂંજ કરી નાખું છું. મારાથી ધૈર્યવાન્ અને સચેતન પણ અચેતન જેવા થઇ જાય છે. મને વશ બુદ્ધિવાન્ પણ કૃત્ય જોતા નથી, હિત સાંભળતા નથી અને ભણેલું ધારતા નથી."

એટલામાં લોભ, દંભ, અને અભિમાનાદિ સર્પો ફણા ઉંચી કરી પૃથ્વી મંડળપર કોલાહલ મચાવી ગર્જી ઉઠ્યા.

અહીં ચૌલુક્યસિંહ જ્ઞાનદર્પણથી શત્રુના સૈન્ય વિગેરેની સર્વ સ્થિતિ જાણી લેઇ ઉત્સાહથી દેદીપ્યમાન થઈ મોહ રાજાને તૃણ સમાન ગણવા લાગ્યો. તેણે સૈન્યની સહાય વગર પણ મોહ

રાજાને હરાવવાની હિંમત પકડી. તે જલદીથી ગુપ્ત થઇ શકાય એવું ગુરૂએ મંત્રી આપેલું કવચ પહેરી વીસ વીતરાગના સ્તવન રૂપી ગુટિકાનો ઉપયોગ કરી, ધર્મરાજા પુણ્યકેતુ પ્રધાન અને જ્ઞાનદર્પણાદિ ચુંટી કાઢેલી મંડળી લેઇ લશકરી ખૂબીથી ક્ષણ વારમાં શત્રુના સૈન્યની વચ્ચે આવી પહોંચ્યો. ત્યાં જ્ઞાનદર્પણને કહ્યું કે, "મોહરાજા ક્યાં છે તે બતાવ. હું તેને રમત વારમાં નિસ્તેજ કરી નાખુછું." જ્ઞાનદર્પણ બોલ્યા કે, "મહારાજ દેખવામાત્રથી ગભરાતા લોકોને જ્વર લાવનાર મોહરાજાનું સ્થાન આ આપની આગળ દેખાય છે. આ રસ્તે પધારો." પછી સર્વે તે રસ્તે પ્રવેશ કરી મોહ રાજાને અને તેના પરિવારને જુસ્સામાં ઉલ્લાસ ભેર ભાષણો કરતાં જોઈ જરાવાર ગુપ્તરીતે ઉભા રહ્યા.

તે વખતે મોહ બોલતો હતો કે, "મારો શત્રુ થઇને કયો પુરૂષપ્રાણી રણમાં નિર્ભય ઉભો રહી શકે? મારા બાહુ સર્વ જગતને જીતવા સમર્થ છે. જુઓતો દુર્બુદ્ધિ દૈવનું અવિચાર્યું કૃત્ય!"

મોહનું એ કહેવું સાંભળી પાપકેતુ મંત્રી બોલ્યો કે, "મહારાજ, જગતમાં વીરમણિ ચૌલુક્ય રાજાને મનુષ્યમાત્રમાં મા કાઢો. એતો જીવોના પુણ્યના ઉદયને લીધે રાજારૂપે પૃથ્વીપર અવતરેલો કોઇ ભાવી તીર્થંકર જણાય છે."

એટલે મોહ ક્રોધાયમાન થઇ બોલ્યો કે, "જેના વજ્રાગ્નિ જેવા પ્રતાપથી રાજાઓ નાશ પામ્યા છે તે હું મારા શત્રુનાં પરાક્રમ સાંભળી રહું છું એ ખેદ યુક્ત છે," એમ કહી વળી તે હાથમાં ખડ્ગ લઇ બરાડા પાડી ઉઠચો કે, "કોણ છે એ મારા દુશ્મનની પુષ્ટિ કરનારો અધમ પુરૂષ?"

એવામાં તેનો પુત્ર રાગ આવી બોલ્યો કે. "હે પિતાજી, આ વગર કારણે ક્લેશ શા માટે? મારાથીજ આપણા શત્રુઓને હણવાનું કાર્ય સિદ્ધ થયું જાણો. મેઘનો ગડગડાટ સાંભળ્યા બરોબર

ગર્જના કરતા ગજેંદ્રના ભ્રમથી જે પગ ઉપાડે છે તે હરણનું ટોળું સિંહને દૃષ્ટિગોચર થઇ શું હણાયા વગર જાય?"

ત્યાર પછી દ્વેષ બોલ્યો કે, "મહારાજ, રાંકડા માણસને હરાવવો તેમાં આટલો બધો ગભરાટ શાનો? શું આપના પુત્રના પરાક્રમથી આપ અજાણ્યા છો? જે હાથી પોતાના દંતૂશળના ઘાથી મોટાં વૃક્ષોને ઉખેડીને પૃથ્વી ઉપર ફેંકે છે તેની ક્રીડાની નાનાં ઝાડોનું ઉન્મૂલન કરવાથી સંપૂર્ણતા થાય? ન થાય."

એ રીતે બીજાઓએ પણ નિવાર્યો છતાં મોહરાજા બોલ્યો કે, "કરોડો ક્ષુદ્ર રાજારૂપી વૃક્ષોને નાશ કરનાર ભુજદંડને લીધે મનમાં ફુલાઇ જતા ચૌલુક્યરાજાને હું રણ ભૂમિપર હણીશ અને દેવાંગનાઓ પાસે મારા પરાક્રમના ગુણ ગવડાવી ત્રણ ભુવનમાં ફરીને એક છત્ર રાજ્ય કરીશ."

આ સાંભળી ધર્મરાજા મનમાં બોલ્યો કે, "તારા મનોરથ નિષ્ફળ થાઓ. પુણ્યથી અપમંગળ નાશ પામો." જ્ઞાનદર્પણ બોલ્યો કે, "શાસન દેવતા સર્વ પ્રકારે રાજાર્ષિનું રક્ષણ કરો."

હવે રાજા પણ, પ્રગટ થવાનો અવસર છે. વગર હથિયારવાળા ઉપર ઘા નહીં કરવાનું અમારૂં ચૌલુક્યોનું કુળવ્રત છે; પણ મોહરાજા શસ્ત્ર બદ્ધ થયો છે તેથી સામે થવા અડચણ નથી, એમ વિચારી મુખમાંથી ગુટિકા કાઢી પ્રગટ થઇ બોલ્યો કે, "હે કામાદિકો, સાંભળો. હું જગતને ઉપકાર કરવાના વ્યાપારમાં આદરવાળો, અને ચંદ્રમા સમાન ઉજ્જ્વળ યશનો કામી હમણાં તમારા દેખતાં મોહને હરાવીને યમપુરી પહોંચનો કરૂં છું. તમે દયા કરીને તમારાથી થાય તેટલું તમારા સ્વામીનું રક્ષણ કરો."

એમ કહી જ્યાં રાજાએ હથીઆર ઉંચું કર્યું એટલે રાગાદિ સર્વ તો પલાયન કરી ગયા. પણ મોહ ક્રોધમાં આવી બોલ્યો કે, "હે મનુષ્યકીટ, તું ઘણા વખતથી શોધતાં આજે હાથ આવ્યો છું માટે હવે જીવતો રહેવાનો નથી."

તે સાંભળી ચૌલુક્ય એકદમ બોલ્યો કે, “ હે દુરાત્મા, તું તારા પરિવારની માફક અહીંથી નાશી જા. નહીં તો આ બ્રહ્મરૂપ અસ્ત્રથી તને યમરાજાનો અતિથિ બનાવીશ.”

એટલે મોહે કહ્યું કે, “ રાગ, દ્વેષ અને કામ વિગેરે રહો અગર જાઓ. મને તેમની દરકાર નથી. મારો જયાડંબર બીજાની અપેક્ષા રાખે તેમ નથી ત્રણ લોકમાં વિજય કરનારો હું એકલોજ રણભૂમિપર તીક્ષ્ણબાણો વડે લજ્જા મૂકી નાસતા તારા વ્રતરૂપી પ્રાણનો નાશ કરીશ.”

ચૌલુક્ય—“અરે ! જો તું જીવવાની વાંછા રાખતો હોય તો રણ-ભૂમિપર હથીયાર છોડી ચાલ્યો જા. નહીં તો શત્રુઓની સુલોચના સ્ત્રીઓની આખોમાંથી ટબકતાં આંસુઓ વડે રણભૂમિ કાદવવાળી થશે. તારા જેવા નાસતાપર મારૂં શસ્ત્ર ચાલતું નથી.”

મોહ—“ શું તેં મને પ્રથમ કોઈ વખત નથી જોયો અથવા તેં મારે વિષે ઘણીવખત નથી સાંભળ્યું કે, હું શત્રુઓની સ્ત્રીઓને વિધવાપણાની દીક્ષા આપનારો ગુરુ છું, જે તું આ નગરના ગોપુરદ્વાર સુધી વળાવનારા વક્રમિત્રને અતિશય વળગી રહી સૂતેલા સિંહને જગાડી પોતાના હાથે પોતાનો નાશ કરવાનું હોરી લે છે.”

ચૌલ્યુક્ય—“ અરે મોહ, આટલો બધો વાણીનો આડંબર શાને કરે છે? કર પહેલો પ્રહાર. આ તને અવકાશ આપ્યો. પ્રહાર નહીં કરનારાપર પ્રહાર કરવાની કળામાં અમે ચૌલ્યુક્યો કુશળતા ધરાવતા નથી. મારી પ્રતિજ્ઞાની તને ખબર નથી. તને સંગ્રામમાં હરાવી ધર્મરાજાને રાજ્યપર બેસાડું તોજ હું વીરકુંજર ખરો.”

એ પ્રમાણે ચૌલુક્યનું બોલવું સાંભળી વધારે કોપાયમાન થયેલો મોહ જેમ મેઘ જળ વર્ષાવે તેમ અસ્ત્રોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. રાજાએ પણ પ્રતિ અસ્ત્રોથી તે સર્વેનું નિવારણ કર્યું. એમ

રણોત્સવ ચાલતાં રાજા બ્રહ્માસ્ત્રથી મોહને નીચે પાડવા જતો હતો એટલામાં તે, દેવતાઓથી દયાસહિત જોવાતો વજ્ર જેવા કવચને ધારણ કરનાર કુમારપાળના પ્રસિદ્ધ અમોઘ અસ્ત્રોથી કુંઠિત થયેલા સ્વજન ધન સ્ત્રીસંગ અને રાજ્યલક્ષ્મી વિગેરે શસ્ત્રો સાથે રાજાના અંગને, લજ્જાને અને રણભૂમિને મૂકીને જેમ સિંહનાદથી હાથી નાશી જાય તેમ નાશી ગયો. લોકો રાજર્ષિની પાસે આવી પ્રસન્ન મુખથી, "જય થાઓ! જય થાઓ!" ઇત્યાદિ માંગલિક ઉચ્ચાર કરવા લાગ્યા સમ્યગ્દૃષ્ટિ દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા મંડી પડ્યા. અને સર્વત્ર જયજયકાર વર્તી રહ્યો. હવે પરમાર્હત કુમારપાળે ધર્મરાજાને પ્રણામ કરી કહ્યું કે, "આપની કૃપાથી મારી પ્રતિજ્ઞા પૂરી થઇ છે માટે આપ નિર્મળ મનોવૃત્તિરૂપી રાજધાનીને અલંકૃત કરો."

ધર્મરાજા પણ કુમારપાળના નમ્ર વચનથી પરમાનંદ પામી પોતાની રાજપદવીને ગ્રહણ કરી બોલ્યો કે, "હે ચૌલુક્ય, હું આપને શું વધારે પ્રિય કરૂં?"

"જુઓ. આપના સમાગમથી," ચૌલુક્ય બોલ્યો, "મેં હિંસાનો ત્યાગ કર્યો છે. દ્યુતાદિ લીલાનું દળન કરી નાખ્યું છું. દેવતાઓને પણ દુર્લભ સર્વથી પ્રિયતમ કૃપાસુંદરી પ્રાપ્ત કરી છે, મોહરિપુને હરાવી પૃથ્વી જૈનમય કરી છે અને પ્રતિજ્ઞારૂપી મહાસાગરને તર્યો છું. હવે એવું શું છે કે જેની હું આપની પાસેથી આશા રાખું? તોપણ આમ થાઓ. શ્રીશ્વેતાંબરાચાર્ય હેમચંદ્રની વાણીના પાત્રમાં મારા કર્ણો રહો. શ્રીસર્વજ્ઞ ભગવાનના ચરણરૂપી કમલયુગલમાં મારૂં ચિત્ત ભ્રમરની પેઠે ક્રીડા કરો. આપની પુત્રી કૃપા સાથે વિશેષ સ્નેહ થાઓ. આપ પ્રભુનો વારંવાર સમાગમ થાઓ અને મોહાંધકારનું છેદન કરવા મારો યશ ત્રિભુવનમાં ચંદ્રના સરખો વિસ્તાર પામો."

એ પ્રમાણે ધર્મરાજાને સ્વરાજ્યપર બેસાડી કુમારપાળે ધર્મ-શાળામાં આવી ગુરૂમહારાજને વંદનપૂર્વક સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. તેથી પ્રસન્ન થઇ તેમણે આશીર્વાદ આપ્યો કે, “ હે ચૌલુક્ય, ધર્મરાજાએ તમને સત્પાત્ર જાણી તમારી વેરે પોતાની પુત્રી કૃપા-સુંદરી પરણાવી તે સંબંધનેલીધે જગતમાં તમારી ઘણી પ્રશંસા થાય છે. તમે પણ તે ઉપકારનું સ્મરણ કરી અતિ બલિષ્ઠ મોહ રિપુને હરાવી ધર્મરાજાને રાજ્યાસન મેળવી આપ્યું માટે તમે ચિરકાળ સુખી રહો.”

ગુરુના એ આશીર્વચનથી પ્રસન્ન થઇ કુમારપાળ પોતાને મહેલે ગયો.



# ભાગ ૧૭ મો.



## સૌરાષ્ટ્રના સમર રાજાની હાર, ઉદયન મંત્રીનું મરણ અને શ્રીશત્રુંજયાદિનો ઉદ્ધાર.

એક વખત સૌરાષ્ટ્ર દેશના સમર નામે રાજાને પકડવા કુમારપાળે ઉદયન મંત્રીને સેનાપતિ નિમી મોકલ્યો. તે સર્વ સામંતો અને સૈન્ય સાથે પ્રયાણ કરી પાલીતાણે આવ્યો. ત્યાં શ્રીમહાવીર સ્વામીનાં દર્શન કરી સૈન્યને સામંતો સાથે આગળ વિદાય કરી પોતે શ્રીયુગાદિદેવના દર્શનની ઇચ્છાથી શ્રીશત્રુંજય ઉપર ચડ્યો. ત્યાં શુદ્ધ શ્રદ્ધાપૂર્વક મહોત્સવ, સ્નાત્રપૂજા અને આરતી વિગેરે કરી શ્રીજિનના [1]અવગ્રહથી બહાર ઉભો રહી ત્રીજી [2]નિસ્સિહી કહી [3]ચૈત્યવંદન કરવા બેઠો. તેવામાં એક ઉંદર દીવાની દીવેટ લેઇ તે કાષ્ટમય મંદીરની ફાટમાં પેસતો હતો, તેને પૂજારીઓએ કાઢી મૂક્યો. તે જોઇ પોતાની સમાધિનો ભંગ અને કાષ્ટમય પ્રાસાદના નાશની સંભાવના વિગેરેથી ખેદ પામી આ પ્રમાણે ચિંતવવા લાગ્યોઃ "ધિક્કાર છે અમને, જે રાજાના અપાર વ્યાપારમાત્રમાં પરાયણ રહ્યા છતાં આ ચૈત્યનો ઉદ્ધાર કરવા પણ સમર્થ નથી. જે પુરૂષોએ રાજ્યવ્યાપારના પાપમાંથી સુકૃતનો સ્વીકાર ન

---

૧. જૈન લોકો દેરામાં તીર્થંકરની સ્તુતિ વંદન કરવા સારૂ તેમની મૂર્તિથી કમાકમ ૭ હાથ અને વધારેમા વધારે ૬૦ હાથ છેટે રહેવાની મર્યાદા સાચવે છે અને જે પ્રદેશની અંદર તેઓ તે પ્રસંગે રહી ન શકે તેને અવગ્રહ કહે છે.

૨. જૈન લોકો દેરાના દ્વાર આગળ ગૃહવ્યાપારનો ત્યાગ કરવા રૂપ પહેલી નિસ્સિહી (નૈષેધિકી,મનાઇ, ત્યાગ,) કહી તેમા પ્રવેશ કરે છે અને ગભારા બહારનું કચરો કાઢવો વિગેરે દેરા સંબંધી કામ કરી બીજી નિસ્સહી કહી પૂજા કરવાનો પ્રારંભ કરે છે અને તે સમાપ્ત થયા પછી ત્રીજી નિસ્સિહી કહી વંદનાદિ કરે છે

૩. 'નમો અરિહંતાણં' અથવા શક્રસ્તવ વિગેરેથી તીર્થંકરના ગુણગાન કરીને નમસ્કાર કરવો તેને ચૈત્યવંદન કહે છે.

કર્યા તેમને હું ધૂળધોયા કરતાં પણ વધારે અધમ માનું છું. રાજાના પાપમય વ્યાપારથી મેળવેલી લક્ષ્મીને જો તેના અધિકારીઓ તીર્થાદિપર લેઇ જઇ કૃતાર્થ ન કરે તો તેનો શો ઉપયોગ? જ્યારે હું લક્ષ્મીના પ્રભાવથી આવા ઉંચ સ્થાનપર આવ્યો ત્યારે મારે પણ તેને તીર્થરૂપ ઉંચા સ્થાનકે પમાડવી જોઇએ."

એમ વિચારી તેણે જીર્ણોદ્ધાર કરવાની ઈચ્છા રાખી શ્રીદેવના ચરણકમળ આગળ જયાં સુધી જીર્ણોદ્ધાર ન થાય ત્યાં સુધી બ્રહ્મચર્ય, એકભક્ત, ભૂશયન અને તાંબૂલત્યાગ વિગેરે બદ્દલ અભિગ્રહો લીધા. ત્યાંથી ઉતરી પોતાના સૈન્યનો પડાવ હતો ત્યાં આવ્યો. ત્યાં શત્રુસાથે સંગ્રામ ચાલતાં પોતાના સૈનિકો ભાગી ગયા તોપણ તે સંગ્રામરસિક ઉદયને વૈરી સૈન્યનું વિદારણ કર્યું; અને રિપુના પ્રહારથી જર્જરિત છતાં પોતાના બાણથી સમરને મારી તેના પુત્રને ગાદી ઉપર બેસાડ્યો. પછી તેની રાજલક્ષ્મી લેઈ પાછા વળતાં માર્ગમાં વૈરીએ મારેલા પ્રહારની વેદનાથી તેની આંખો મીચાઈ ગઈ અને મૂર્છા ખાઈ નીચે પડ્યો. થોડી વારે પવનાદિ ઉપચારોથી ભાન આવતાં કરૂણાસ્વરે રૂદન કરવા લાગ્યો. તેનું કારણ પૂછતાં તેણે સામંતોને જણાવ્યું કે, "મારા મનમાં આ ચાર શલ્યો રહી જાય છે. ૧ અંબડને દંડનાયક નીમવાનું, ૨ શ્રીશત્રુંજયપર પાષાણમય દેવળ કરાવવાનું, ૩ શ્રીગિરિનારપર નવીન પાગ બંધાવવાનું અને ૪ નિર્યામક ગુરૂ વિના મરવાનું." સામંતોએ કહ્યું કે, "પહેલાં ત્રણ તો આપનો પુત્ર બાહડ કરાવશે, તેને માટે અમારી ખાત્રી છે અને આરાધન સારૂ સાધુ મહારાજની શોધમાં છીએ."

પછી તેમણે કોઈ વંઠને સાધુનો વેષ આપી આ સુગુરૂ છે, એમ કહી મંત્રી આગળ રજુ કર્યો. મંત્રીએ તેને શ્રીગૌતમસ્વામીની પેઠે વંદન કરી, સર્વ જીવોને ક્ષમાવી, પાપોની નિંદા અને અગણ્ય પુણ્યોની અનુમોદના કરી અને સમ્યક્ત્વને તેમાં લાગેલા દોષને

૧. સાલ. ૨. તારનાર.

વિશુદ્ધ કરનાર પશ્ચાત્તાપરૂપ જળ વડે અજવાળી ભાવના ભાવતાં સ્વર્ગા-રોહન કર્યું. કારણ કે, ત્રણ ભુવનમાં એક ચિંતામણિ સમાન શ્રીજિનેશ્વર ભગવાનને વિષે ચિત્તનો વાસ થવો, આસન કરી હાથ જોડી સર્વ જીવને ક્ષમાવવા અને સર્વ સંસારની ભાવનાઓનો અભ્યાસ રહેવો, એવો અંતસમય ક્વચિત્ સત્પુરુષોને પવિત્ર દિવસે મળે છે. પેલો વંઠ પણ, 'અહો! આ મુનિના વેષનો કેવો મહિમા છે, જેથી હું સર્વ લોકના પરાભવને પાત્ર ભીખારી પણ જગદ્વંદ્ય મંત્રીથી વંદાયો. હવે એજ મારૂં ભાવથી શરણ થાઓ.' એવો નિશ્ચય કરી શ્રી ગિરિનાર ઉપર સાઠ ઉપવાસ કરી દેવલોક ગયો.

પછી સામંતોએ પાટણ આવી શ્રીચૌલુક્યને વૈરીની લક્ષ્મી વિગેરે નજર કરી ઉદયન મંત્રીના પરાક્રમ વિગેરેનું નિવેદન કર્યું. અને રાજાની સાથે બાહડ તથા અંબડને ઘેર જઈ તેમનો શોક ઉતગવી કહ્યું કે, "જો તમે ખરા પિતૃભક્ત અને ધર્મના મર્મના જાણકાર હો તો તમારા પિતાએ તીર્થ ઉપર લીધેલા અભિગ્રહોને ગ્રહણ કરી તેનો ઉદ્ધાર કરો. બીજાનું દેવું પણ પ્રાયે પુરુષોને દુઃખદાયી થાય છે તો જે દેવનું દેવું છે તે તો નિશ્ચે મહાદુઃખનું કારણ છે. જે પુત્રો પોતાના પિતાને ઋણમાંથી મુક્ત કરે છે, તેજ સ્તુતિ કરવા લાયક છે; માટે તમે તમારા પિતાને દેવઋણમાંથી મુક્ત કરો." તેમનાં એવાં વચનામૃતોથી ઉલ્લાસ પામી બાહડે પોતાના ઓરમાન ભાઈ અંબડને દંડનાયકની પદવી અપાવી અને પોતે રાજાની આજ્ઞા લેઈ ગિરિનાર ઉપર ગયો. ત્યાં અંબિકાએ નાખેલા અક્ષતના માર્ગે ત્રેસઠલાખ નાણાં ખર્ચી નવીન સુગમ પગરસ્તો બંધાવ્યો.

પછી શ્રીશત્રુંજયની તળેટીએ ગજ સૈન્યસાથે પડાવ નાખી ત્યાં અનેક સૂત્રધારોને એકઠા કર્યા. બીજા શાહુકારો પણ તીર્થના ઉદ્ધા-

૧. આત્મધ્યાન કરતાં. ૨. સ્વર્ગ ગયા ( ગુજરી ગયા ).
૩. સુબો, સેનાપતિ.

રની વાત સાંભળી પોતાની લક્ષ્મી વાપરી પુણ્યમાં ભાગ મેળવ-વાની ઈચ્છાથી ત્યાં આવ્યા. એવામાં વટીમાણગ ગામનો ભીમ નામનો એક પુરુષ પણ ત્યાં આવી ચડ્યો. તેની પાસે છ દામ કિંમતની ઘીની કુંડીઓ પુંજીમાં હતી. તે ત્યાં લશ્કરમાં વેચવાથી તેને એક દામ ઉપર એક રૂપિયો ચોખ્ખો નફો મળ્યો. તેમાંથી એક રૂપિયાનાં ફુલ લાવી શ્રીઋષભદેવની મનના ઉચ્છરંગે પૂજા કરી પાછો લશ્કરમાં આવ્યો. ત્યાં દ્વારપાળોએ તેને દૂર કર્યા છતાં પણ તે પટમંડપના આસનપર બેઠેલા અનેક શાહુકારોની પંક્તિથી સેવાતા વાગ્ભટ મંત્રીને જોઈ વિચાર કરતો ઉભો રહ્યો. તેણે વિચાર્યું કે, અહો મનુષ્યપણાથી તો અમે બે સરખા છીએ; પરંતુ ગુણથી તેનામાં અને મારામાં રત્ન અને પથ્થર જેટલો અંતર છે. લક્ષ્મીએ પુરુષોત્તમના ભ્રમથી એનો અતિશય આશ્રય લીધો છે અને અલક્ષ્મીએ ઈર્ષાથી પુરુષાધમ એવો જે હું તેનો આશ્રય લીધો છે. મંત્રી કીર્તિની સ્પર્ધાથી જગતનું ઉદર ભરે છે અને હું તો કમ-નસીબે મારો પોતાનો નિર્વાહ કરવાને પણ શક્તિમાન્ નથી. દાન માનથી વશ થયેલ મહાપુરુષો એના ગુણગાન કરે છે અને દારિ-દ્રના ઉપદ્રવથી ખેદ પામતી મારી સ્ત્રી પણ મારી સ્તુતિ કરતી નથી. એ આવા મોટા તીર્થનો ઉદ્ધાર કરવાને સમર્થ થયો છે અને હું મારી ઝુંપડી પણ નવી કરવાને સમર્થ નથી. માટે હું આ મંત્રી-નેજ પુણ્યનો દાખલો માનુ છું, જેની આવી લીલા ચક્રવર્તીની લીલાથી પણ વધી જાય તેવી છે. એ પ્રમાણે વિચાર કરતાં તેને દ્વારપાળે ગળું ઝાલીને કાઢવા જતાં મંત્રીએ જોયો, તેથી તેને બો-લાવી હકીકત પૂછી. ત્યારે ભીમે ઘી વેચવાથી મળેલા લાભ અને પૂજા વિગેરેનું કથન કર્યું તે સાંભળી મંત્રી બોલ્યો કે. “ તમે નિર્ધન છતાં પણ એ પ્રકારે જિનેંદ્રની પૂજા કરી માટે તમને ધન્ય છે. તમે મારા સ્વધર્મી હોવાથી બંધુ સમાન છો, એમ સમગ્ર શાહુ-કાર સમક્ષ સ્તુતિ કરી મંત્રીએ તેને પોતાનું અર્ધાસન આપ્યું. તે જોઈ ભીમે મનમાં વિચાર કર્યો કે, અહો! શ્રી જૈનધર્મનો મહિમા

અને જિનપૂજનની લીલા કેવી છે! હું દરિદ્ર શિરોમણિ પણ તેમના પ્રભાવથી આવા માનને પાત્ર થયો!

એ આવસરે મોટા મોટા લક્ષાધિપતિયો વાગ્ભટમંત્રી પ્રતિ કહેવા લાગ્યા કે, "હે બુદ્ધિશાળી, જો કે આપ એકલા તીર્થનો ઉદ્ધાર કરવાને સમર્થ છો તો પણ અમને તે મહા પુણ્યમાં સામેલ રાખશો. ધર્મી પુરૂષો કદાચિત્ કોઈ કામમાં પિતા વિગેરેને છેતરે છે પરંતુ સધર્મીઓને ધર્મસ્નેહરૂપ પાશના બંધારણને લીધે છેતરતા નથી. માટે આપ અમારૂં દ્રવ્ય પણ તીર્થમાં લાવીને અમને કૃતાર્થ કરો" એમ કહી સર્વેએ મહોરોનો ઢગલો કર્યો. મંત્રીએ તે ગ્રહણ કરી તેમનાં નામ ટીપમાં દાખલ કર્યાં. ભીમે પણ વિચાર કર્યો કે, જો મારા સાત દામ તીર્થ ઉપર લાગે તો હું પણ કૃતાર્થ થાઉં. પરંતુ તે થોડી રકમ હોવાથી હું આપી શકતો નથી. તેની ચેષ્ટા ઉપરથી તેના એવા મનોભાવ જાણી લેઇ મંત્રીએ તેને કહ્યું કે. "હે સધર્મી ભાઈ, તમારે પણ કંઇ આપવાની મરજી હોય તો આપો. આ તીર્થના કામમાં ભાગ લેવાથી મહા પુણ્ય ઉપાર્જન થાય છે." ભીમે ભાવના ઉલ્લાસમાં પોતાની સર્વ પુંજી જે સાત દામ હતી તે આપી. ઐાચિત્યમાં ચાણાક્ય સમાન મંત્રીએ તે લેઇ તેનું નામ સર્વના મથાળે લખ્યું. તેથી કેટલાક શાહુકારોએ વાંકુ મ્હોડું કર્યું. તે જોઇ મંત્રીએ કહ્યું કે, "એમ શા માટે કરો છો? એણે એનું બધું ઘર આપી દીધું છે અને તમે તો એક શતાંશ પણ નથી આપ્યો. જો તમે સર્વસ્વ આપશો તો તમારાં નામ પણ સર્વના ઉપર લખાશે. મંત્રીનાં એવાં વાક્યથી તે સર્વ આનંદની સાથે લજ્જા પામ્યા; પછી મંત્રીએ ભીમને પાંચસો દામ અને ત્રણ ચીવર આપવા માંડ્યાં. ત્યારે તેણે, 'કાણી કોડીને માટે કરોડ કોણ ગુમાવે, એમ કહી નિષેધ કર્યો અને સ્ત્રી રૂપી પિશાચથી બીતો પોતાને ઘેર ગયો ત્યાં સ્ત્રીએ પ્રિય વચનોથી સંતોષ પમાડ્યો એટલે તેણીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળી તે બોલી કે, "આપે

તીર્થોદ્ધારમાં ભાગ લીધો એ બહુ સારૂં કર્યું અને મંત્રીએ આપેલું ન લીધું એ તો બધાથી ઉત્તમ કર્યું છે."

પછી એક દિવસ ગાય બાંધવા સારૂ ખીલી દાટવા જમીન ખોદતાં તેને ચાર હજાર સુવર્ણ ટાંકથી ભરેલો કળશ મળી આવ્યો. તે જોઇ, અહો! આજે આપણા પુણ્યનો ઉદય છે. માટે આ કળશ પણ પુણ્ય ખાતે થાઓ, એમ વિચારી સ્ત્રીની સંમતિથી તે કળશ લેઇ મંત્રી પાસે આવ્યો અને સર્વ હકીકત નિવેદન કરી તીર્થના ઉદ્ધારમાં તે કળશ આપવા મંડ્યો. મંત્રીએ તે લેવાની ના પાડી. ભીમ, 'પારકું દ્રવ્ય મારાથી કેમ રખાય?' એમ કહી બલાત્કારે આપવા લાગ્યો. એમ તકરાર ચાલતાં રાત પડી. એટલે કપર્દી યક્ષ પ્રત્યક્ષ થઇ બોલ્યો કે, "હે ભીમ, તેં એક રૂપિયાના ફુલથી શ્રી યુગાદિ દેવની પૂજા કરી તેથી પ્રસન્ન થઇ મેં તને એ દ્રવ્ય આપ્યું છે માટે તેનો સ્વીકાર કર. એમ કહી તે યક્ષ અંતર્ભૂત થયો. ભીમ પણ પ્રાતઃકાળે તે સર્વ હકીકત મંત્રીને જણાવી સોનાનાં તથા રત્નનાં ફુલોથી આદીશ્વર ભગવાનને પૂજી દ્રવ્ય લેઇ ઘેર આવ્યો અને મોટા શેઠની માફક મહા પુણ્યશાળી ગણાયો.

હવે શુભ મુહૂર્ત આવે છતે મંત્રીએ જીર્ણ કાષ્ટમય ચૈત્યને ઉતરાવી નાખી પાયામાં વિધિપૂર્વક વાસ્તુમૂર્ત્તિ પધરાવી. તેના ઉપર મજબુત શિલા નાખવામાં આવી. અનુક્રમે બે વર્ષે પાષાણનું ચૈત્ય તૈયાર થયું. તેની કોઈ પુરૂષ વધામણી લાવ્યો. તેને મંત્રીએ સોનાની બત્રીશ જીભો ભેટ કરી. ધર્મકૃત્ય કરવાના મનોરથ મોટા ભાગ્યોદયથી થાય છે અને તેમનું સફળ થવું એ સોનામાં સુગંધ જેવું છે. આ ખુશ ખબરનો હર્ષોત્સવ ચાલતો હતો, એટલામાં કોઈ બીજા પુરૂષે આવી દેવપ્રાસાદ ફાટી ગયાની ખબર કહી. તે સાંભળી મંત્રીએ તેને પહેલાના કરતાં બમણી ભેટ આપી. તે જોઈ પાસે ઉભેલા લોકોએ પૂછ્યું કે, "સાહેબ, આમ કેમ?" મંત્રીએ જણાવ્યું કે, "અમારા જીવતાં તે ફાટી ગયું, એ બહુ સારૂં થયું.

કારણ, અમે તેનો ફરી ઉદ્ધાર કરાવીશું." પછી સૂત્રધારોને બોલાવી મંદિર ફાટવાનું કારણ પૂછ્યું. ત્યારે તેમણે નમ્રતાથી કહ્યું કે, "હે મંત્રીરાજ! ભમતીવાળા મંદીરમાં ભરાયલો પવન જલદી નીકળી શકતો નથી, એ ખુલ્લું કારણ છે. હવે જો ભમતી વગરનો પ્રાસાદ કરીએ તો કરાવનારના એટલે આપના વંશની વૃદ્ધિ ન થાય." તે સાંભળી મંત્રી બોલ્યો કે, "કોનો વંશ સુસ્થિર છે? એતો ભવેભવ થાય છે. મારે તો ધર્મ એજ ખરૂં સંતાન છે. આ મહા કાર્યથી મારૂં નામ પણ તીર્થોદ્ધાર વડે જેમણે ભવનો ફેરો મટાડ્યો છે તેવા ભરતાદિ રાજાઓની પંક્તિમાં દાખલ થશે." એ પ્રકારે વિચાર કરી ધર્મવીર મંત્રીએ ભમતી અને દીવાલની વચ્ચે સજ્જડ પથ્થર ધલાવ્યા. એકંદર ત્રણ વર્ષે તીર્થોદ્ધારનું કામ પુરૂં થયું. એ શુભકાર્યમાં મંત્રીએ ત્રણ કરોડમાં ત્રણ લાખ ઓછાં નાણાં વાપર્યા, એમ વૃદ્ધ પુરૂષોનું કહેવું છે.

પછી પ્રતિષ્ઠા સારૂ શ્રીહેમાચાર્યને તથા સંઘને બોલાવી મોટા મહોત્સવ સાથે વિક્રમ સંવત્ ૧૨૧૧ ની સાલે શનિવારના દિવસે સોનાના દંડ કળશ અને ધ્વજા ચડાવ્યાં. તે વખતે દેવપૂજામાં ચોવીસ ગામ અને ચોવીસ બાગ ધર્માદાય કરી, તળેટીમાં બાહડપુર નામનું નગર વસાવી, ત્યાં શ્રી પાર્શ્વનાથની પ્રતિમાથી અલંકૃત ત્રિભુવનપાળ નામનો વિહાર બંધાવ્યો. મંત્રીના આ લોકોત્તર પ્રસિદ્ધ પરાક્રમથી પ્રસન્ન થઈ શ્રીહેમાચાર્ય બોલ્યા કે, "સર્વ જગત્ ધર્મના આધારે રહેલું છે. ધર્મનો આશ્રય મહાન તીર્થો ઉપર છે. તીર્થ· અરિહંત મૂલ છે. અરિહંત હાલ પ્રતિમા રૂપે વર્તે છે અને તેમનો વાસ જે ચૈત્ય તેનો ઉદ્ધાર કરવાથી, હે મંત્રીશ્વર, હું માનું છુ કે, તમે સર્વ જગતનો ઉદ્ધાર કર્યો છે." એ રીતે શ્રીસૂરિએ અને સકળ સંઘે સ્તુતિ કરાયા પછી તે સચીવસિંહ પાટણ આવ્યો. ત્યાં તેના ઉદ્ધાર કૃત્યોની હકીકત સાંભળી કુમારપાળ રાજાને ઘણો આનંદ થયો.

---

૧. દેવના ગભારાની પાછળ અને બે બાજુએ પ્રદક્ષિણા દેવા રાખેલી દેરા અંદરની જગા

એક વખત જગતમાં સુભટવર અંબડે પોતાના પિતાના કલ્યાણાર્થે ભરૂચમાં શકુનિકા વિહારનો પાયો ખોદાવવા માંડ્યો. તેમ કરતાં નર્મદા નદીના નિકટપણાને લીધે જમીન એકાએક ફાટી તેમાં કારીગરો પડી ગયા, તે જોઇ અત્યંત ખેદપૂર્વક મંત્રીએ પોતાના આત્માને નિંદી સ્ત્રી અને પુત્ર સાથે તે ખાડમાં ઝંપાપાત કર્યો. પણ એટલે બધે નીચે પડ્યા છતાં તેમને કંઇ ઇજા થઇ નહીં. પછી મંત્રીના નિઃસીમ[1] સત્વાતિશયથી[2] પ્રસન્ન થયેલી કોઇ દેવી ત્યાં આવી. તેને મંત્રીએ પૂછ્યું કે, "તમે કોણ છો?" દેવી બોલી કે, "હે વીરમુકુટ ! હું આ ક્ષેત્રની અધિષ્ઠાતા દેવી છું. તારા સત્વની પરીક્ષા કરવા મેં આ બધું કર્યું છે. ખરેખર તું સાત્વિકશિરોમણિ છે. તારી સ્તુતિ કરવી વ્યાજબી છે. આવી રીતે આટલા બધાં માણસો મરાયાં જોઇ તારા શિવાય બીજો કયો પુરૂષ મરવાનું કરે? તું ફિકર ના કર. આ સર્વે કારીગરો અંગોપાંગે અખંડ છે. કામ બંધ ન રાખવું." એમ કહી દેવી અલોપ થઇ ગઇ, એટલે મંત્રીએ સહકુટુંબ સર્વે કારીગરોની સાથે બહાર નિકળી દેવીને યથોચિત ભોગ અર્પણ કર્યો. પછી કામ ચાલુ કરી ૧૮ હાથ ઉંચો શ્રીમુનિસુવ્રત સ્વામીનો પ્રાસાદ બંધાવી શકુનિકા મુનિ અને ન્યગ્રોધ વિગેરેની લેપમય મૂર્તિયો કરાવી વિક્રમ સંવત ૧૨૨૦ની સાલે વીરપુરૂષોના અગ્રેસર તે અંબડે શકુનિકા વિહારના ઉદ્ધારનું કામ પુરૂ કરાવ્યું.

પછી ગુરૂ શ્રીહેમાચાર્યે અને કુમારપાળ વિગેરે સકલ સંઘને પાટણથી પ્રતિષ્ઠા ઉપર બોલાવી મહા મહોત્સવ સાથે તે મંદીરમાં શ્રીમુનિસુવ્રત સ્વામીની પ્રતિષ્ઠા કરી હર્ષોત્કર્ષના આવેશમાં શિખર ઉપર મલ્લિકાર્જુનના ખજાના પૈકી કુમારપાળે ભેટ આપેલો બત્રીશ ઘડી સોનાનો કળશ દંડ અને પટોળાની ધ્વજા યથાવિધિ ચડાવી

૧. અતિશય ૨ સત્વનો પ્રભાવ.

નૃત્યપૂર્વક સુવર્ણ અને રત્નોની વૃષ્ટિ કરી. આ આવસરે કોઇ એક કવિ બોલ્યો કે,

निरीक्षिता पुराप्यासीद्दृष्टिर्जमलयी जनैः ।
तदा तु दद्दशि क्षौमस्वर्णरत्नमयी पुनः ॥१॥
स्रष्टुर्विष्टपसृष्टिनैपुणमयात्पाणेरपि त्वत्करे ।
शक्तिः काप्यतिशायिनी विजयते यद्याचकानां जनौ ॥
भाले तेन निवेशितामतिदृढां दारिद्रवर्णावली ।
दानिन्नाम्रभटैष भूरिविभवैर्निर्मोष्टि मूलादपि ॥२॥

"હે દાનેશ્વરી આમ્રભટ! પૂર્વે ધયડાઓએ જળમય વૃષ્ટિ જોઇ હશે. પરંતુ આ વખતે અમે તો સુવર્ણ અને રત્નોની વૃષ્ટિ દેખીએ છીએ. સૃષ્ટિ રચવામાં નિપુણતા ધરાવનાર બ્રહ્માના હાથ કરતાં પણ આપના હાથમાં અતિશયવાળી શક્તિ વિજયવંતી વર્તે છે. કારણ યાચકોના જન્મ વખતે તેમના કપાળ ઉપર બ્રહ્માએ પાકી લખેલી દારિદ્રય એવી અક્ષરપંક્તિ આપે તે લોકોને અતિશય વૈભવ આપીને ભૂસી નાખી છે."

ઇત્યાદિ કવિયોની સ્તુતિ વચ્ચે નીચે આવી કુમારપાળના આગ્રહથી આમ્રભટે પોતે આરતી ઉતારી, તેની કુમારપાળે વિધિ કરાવી, સામંતોએ સોનાના દાંડાવાળા ચમર ધારણ કર્યા અને વાગ્ભટ વિગેરેએ સામગ્રી તૈયાર કરાવી પછી મંગળદીવો કરતા પહેલાં રાજા, મંત્રી, સામંત વર્ગ, સંઘપતિ, શ્રાવક, મા, બેન અને પુત્રી વિગેરે એમણે અનુક્રમે ચંદનમિશ્ર કેશરથી તેના નવ અંગની પૂજા કરી ગળામાં અનેક ખીલેલાં ફુલોનો ચારસેરો હાર પહેરાવ્યો. આ વખતે નિઃસ્પૃહી જનો પણ તેના મુખારવિંદને સ્પૃહાથી નિહાળવા લાગ્યા પછી ધાર્મિકશિરોમણિ તેણે દ્વારભટોને ઘોડા, બાકીનાને મહોરો અને મહોરોના અભાવમાં પોતાના અંગ ઉપરના દાગીના દાનમાં આપી રાજાએ બલાત્કારે હાથ પકડવાથી મંગળ દીવો ઉતાર્યો. આ વખતે કોઈ કવિ બોલ્યો કે, "ભરૂચમાં

શ્રીમુનિસુવ્રત સ્વામીની આગળ મંગળ દીવો કરતાં દેવેંદ્ર અને નરેંદ્ર જેમની સ્તુતિ કરે છે એવા ત્રણ લોકના નાથ શ્રીતીર્થંકર દેવના ગુણોનું ઉત્કીર્ત્તન કરનાર યાચકવર્ગને જેણે ત્રીશ લાખ દાનમાં આપ્યા, તે દાનવીરોનો અગ્રણી શ્રીમાન્ આમ્રદેવ જગતમાં વિજયવંતો વર્તો." આમ્રભટે તે કવિને એક લાખ દામ બક્ષીસ આપ્યાં. પછી ચૈત્યવંદનપૂર્વક ગુરૂને પગે લાગી સર્વ સાધર્મીભાઇઓને નમસ્કાર કરી તેણે ઉતાવળે રાજા પાસે જઈ પોતાને બળાત્કારે આરતી ઉતરાવવાનું કારણ પૂછ્યું. રાજાએ કહ્યું કે, "જેમ કોઈ જુવારી જુગટાના ચડસમાં પોતાનું માથું પણ હારી જાય તેમ તે વખત તમે પણ દાનરસના આવેશમાં એટલાબધા આવેલા હતા કે જો કોઈ યાચકે તમારૂં માથું માગ્યું હોત તો તમે તે પણ દેત. શ્રી હેમાચાર્ય મહારાજ પણ, તે લોકોત્તર ચરિત્રે તેમના હૃદયનું હરણ કરી લીધાથી, મનુષ્યની સ્તુતિ નહીં કરવાનો પોતાનો નિયમ વિસરી જઈ બોલ્યા કે,

किं कृतेन न यत्र त्वं यत्र त्वं किमसौ कलिः ।
कलौ चेद्भवतो जन्म कलिरस्तु कृतेन किम् ॥ १ ॥

"હે આમ્રભટ, જે યુગમાં તમે નથી તે કૃતયુગ શા કામનો! અને જે યુગમાં તમે છો તેને કલિયુગ પણ કેમ કહેવાય! જો કલિયુગમાં તમારો જન્મ છે તો અમને તે કલિયુગજ રહો. કૃતયુગને શું કરવો છે!" એ પ્રમાણે આમ્રભટના ઉત્તમોત્તમ ધર્મકાર્યની અનુમોદના કરી રાજગુરૂ અને રાજર્ષિ પાટણ વિદાય થયા.

પછી કેટલે દિવસે મહાત્મા આમ્રભટને દેવીના દોષથી અચાનક અંતકાળ જેવું થઈ ગયું. તેની ખબર મળતાં તેને પ્રાસાદના શિખર ઉપર નૃત્ય કરતાં મિથ્યાદૃષ્ટિ દેવીઓનો દોષ થયો છે એવો નિર્ણય કરી શ્રીહેમાચાર્ય યશશ્ચંદ્ર નામના સાધુ સાથે તત્કાળ સંધ્યા વખતે આકાશ માર્ગે આંખમીચકારામાં ભરૂચ નજીક આવ્યા.

ત્યાં સૈંધવી દેવીને વશ કરવા શ્રીહેમાચાર્યે કાંયોત્સર્ગ[1] કર્યો. ત્યારે દેવીએ જિહ્વાકર્ષણ વિગેરે ઉપસર્ગો[2] કરવા માંડ્યા. તે જોઈ યશશ્ચંદ્ર ગણિએ ખાણિયામાં ડાંગેરના ચોખા નાખી સાંબેલાના પ્રહાર કર્યા. તેમાં પહેલા પ્રહારે તે દેવીનો પ્રાસાદ કંપી ઉઠયો અને બીજા પ્રહારે તે દેવીની મૂર્ત્તિ સ્થાનભ્રષ્ટ થઈ સૂરિને પગે પડી કાલાવાલા કરવા લાગી કે, "હે સ્વામિન્! વજ્રના જેવા પ્રહારથી મારૂં રક્ષણ કરો." એ રીતે નિર્દોષ વિદ્યાના બળથી સૈંધવી દેવી જેમની આગેવાન હતી તે મિથ્યાદૃષ્ટિ દેવીઓના દોષને નિવારી શ્રીહેમાચાર્યે શ્રીમુનિસુવ્રતસ્વામીના પ્રાસાદમાં જઈ સ્તુતિ કરી કે,

संसारार्णसेतवः शिवपथःप्रस्थानदीपांकुरा ।
विश्वालंबनयष्टयः परमतव्यामोहकेतूद्गमाः ॥
किं वास्माकं मनोमतं गजद्दढालानैकलीलाजुष ।
स्त्रायंतां नखरश्मयश्चरणयोः श्रीसुव्रतस्वामिनः ॥ १ ॥

"સંસારરૂપી સમુદ્રમાંથી તારવાને સેતુ સમાન, મોક્ષમાર્ગે જનારને દીપકસમાન, જગન્માત્રને આલંબન કરવાને યષ્ટિકાસમાન, પરમત સંબંધી વ્યામોહનો નાશ કરવાને અરૂણોદય સમાન અને અમારા મનરૂપી મદોન્મત્ત હાથીઓને બાંધવા સારૂ મજબૂત સ્તંભ સમાન શ્રીસુવ્રતસ્વામી દેવના ચરણનખનાં કિરણો પ્રાણિઓનું રક્ષણ કરો."

એ પ્રકારે શ્રીજિનેંદ્રની ઉપાસના કરી આમ્રભટને માથે પાણી ઘલાવી હુશિયાર કરી તે મુનિયો જેમ આવ્યા હતા તેમ ગયા.

---

૧. કાઉસ્સગ્ગ (શરીરનો ત્યાગ) શરીરના હાલવા ચાલવા રૂપ વ્યાપારનો ત્યાગ કરી અરિહંતાદિ ઇષ્ટદેવના મંત્રનું ધ્યાન કરવું તેને જૈનો કાઉસ્સગ્ગ કરવો કહે છે

૨. અડચણો, વિઘ્નો

# ભાગ ૧૮ મો



## સપાદલક્ષના રાજાને જીતી સાળવી લોકોને પાટણમાં લાવવા અને ધર્મનિંદકોનું ઠેકાણે આવવું.

એક વખત કુમારપાળે સપાદલક્ષના રાજાને ઉત્તરાસન[1] વસ્ત્ર મોકલવાની આજ્ઞા કરી. પરંતુ તેણે તે માન્ય કરી નહીં; તેથી કુમારપાળને ઘણો ક્રોધ ચઢચો અને તેને જીતવા સૈન્ય તૈયાર કરાવી મંત્રીપુત્ર ચાહડ જે બાહડ અને અંબડથી નાનો હતો તેની નિમનોક કરી. તેનામાં અતિ દાન દેવાનું એક દૂષણ હતું તેણે પ્રયાણ કરી બે ત્રણ મુકામ થયા પછી બહુ માગણ લોકો એકઠા થયા ત્યારે કોશાધ્યક્ષ પાસે એક લાખ દામ માગ્યાં. કોશાધ્યક્ષે રાજાની મનાઈ હોવાથી ના પાડી, એટલે ચાહડે તેને ચાબકા મરાવી લશ્કરમાંથી કાઢી મૂક્યો અને માગણ લોકોને યથેચ્છ દાન આપી ખુશી કર્યા. પછી એક સંઢણી ઉપર બે એવી રીતે ચૌદ સો સાંઢણીઓ ઉપર સવાર થએલા સુભટો સાથે ઉતાવળે પ્રયાણ કરી થોડા મુકામમાં બિંબેરા નજીક આવી પહોંચ્યો તે દિવસે તે નગરમાં સાતસો કન્યાઓના વિવાહ મંડ્યા હતા; તેથી રાત્રે બહાર રહી કિલ્લાને ઘેરો ઘાલ્યો અને સવારે નગર સર કર્યું. તેમાં તેને સાત કરોડ સોનૈયા અને અગીઆર હજાર ઘોડીઓ મળી. તે સર્વ હકીકત એક પત્રમાં લખી ઉતાવળે ચાલનાર ચાર પુરૂષોસાથે પાટણ મોકલી. પછી ઘરટ્ટથી નગરના કિલ્લાનો ચૂરો ઉડાવી દેશમાં સર્વત્ર કુમારપાળની દવાઈ ફેરવી અને નવીન અધિકારીઓની યોજના કરી ત્યાંથી સાતસો હુશિઆર સાળવી લેઈ પાટણ આવ્યો. ત્યાં રાજસભામાં રાજાને નમસ્કાર

---

૧ પૂજા વખતે ખભા ઉપર જનોઇની માફક નાખવાનું વસ્ત્ર

કર્યો એટલે રાજાએ તેની સાથે વાત કરવાનો ખરો લાગ જોઈ તેના પરાક્રમથી રાજી થયા છતાં કહ્યું કે, "હે શૂરવીર! તમારામાં સ્થૂલ દૃષ્ટિ એ મોટું દૂષણ છે અને તેજ તમારો રક્ષામંત્ર છે. નહીં તો નજર લાગવાથી તમે ઉભાને ઉભા ફાટી પડો. કારણ, તમે જે કરો છો તે અથવા તેના જેવું કરવાને હું પણ સમર્થ નથી." તે સાંભળી ચાહડ બોલ્યો, "મહારાજ, આપે ખરૂંજ કહ્યું. આપ મારી પેઠે વ્યય કરવાને સમર્થ નથી. કેમકે, હું તો આપના બળથી ખર્ચ કરૂં છું પણ આપ કોના બળથી કરો? એ વાત ઉઘાડી છે. ચાહડના આ ઉત્તરથી રાજા પ્રસન્ન થયો અને તેને 'રાજધરટ્ટનો' ઇલકાબ આપી વિદાય કર્યો. પછી દિવસે દિવસે રાજસભામાં ચાહડનું માન વધવા લાગ્યું. તેના નાના ભાઈ સોલાકે પણ પોતાની ઉદારતાથી સર્વ રાજવર્ગને મોહિત કરી 'સામંતમંડળીસત્રાગાર' એવો ચાંદ મેળવ્યો.

એક દિવસ સિદ્ધરાજના સમયથી પંડિતાઈ માટે સ્પર્ધા કરનાર વામરાશિ નામનો પંડિત શ્રીહેમચાર્યની પ્રતિષ્ઠા સહન ન થવાથી તેમને સામે આવતા જોઇ તેમનાથી સંભળાય તેમ બોલ્યો કે, "દાંત ઉપરના ઘણા મેલને લીધે દુર્ગંધ મારતો, નાકની દાંડી દાબી ગિણગિણ કરતો અને જ્યાં ઉભો હોય ત્યાંથી છાકમારે તેમ પિમળતો સેંકડો જુઓ અને લીખોથી વળ વળતી કાંબળ ઓઢી આ હેમડ શેવડો આવ્યો." તે સાંભળી સૂરિએ કહ્યું કે, "હે પંડિત, વિશેષ્ય પેહેલાં વિશેષણ આવે છે તે તમે શીખેલા જણાતા નથી. હવેથી શેવડો હેમડ એવો પ્રયોગ વાપરજો." પણ સૂરિની કરેલી નિંદા સહન ન થવાથી લોકોએ વામરાશિ ઉપર રીસે ભરાઈ તેને ભાલાના ટોચાથી મારીને કાઢી મૂક્યો. કુમારપાળે પણ પોતાના રાજ્યમાં શસ્ત્ર વિનાનો વધ હોવાને લીધે તેને બીજું કંઈ ન કરતાં તેની વૃત્તિમાત્રનો ઉચ્છેદ કર્યો. ત્યારથી વામરાશિ દાણા માગી લાવી જેમ તેમ ગુજરાન ચલાવી હેમાચાર્યના ઉપાશ્રય આગળ પડી રહેવા લાગ્યો. એક વખત ઘણા રાજાઓને અને

તપસ્વીઓને હેમાચાર્ય પાસે યોગશાસ્ત્રનું અધ્યયન કરતા સાંભળી તે દંભ વગર બોલ્યો કે, “ અહો જેમના મુખમાંથી ક્લેશનું કારણ ગાળો રૂપી ગરળ વહેતો હતો તે નિષ્કારણ ક્રોધ કરનાર જટાધારી રૂપી સર્પરાજના મુખમાંથી આજે યોગશાસ્ત્રનાં વચનો રૂપી અમૃત ધારા ઝરે છે ! તેની એ વાણીથી પૂર્વે થયેલો રાજાનો પરિતાપ શમી ગયો અને વામરાશિને પ્રથમ કરતાં બમણી આજીવિકા બંધાઈ.

એક વખત સોમનાથ પાટણમાં કુમારપાળ વિહારના બૃહસ્પતિ નામે પૂજારીએ કોઇ રીતે કુમારપાળ રાજાને નાખુશી ઉપજાવી તેથી કોપાયમાન થઈ તેણે તેને બરતરફ કર્યો. ત્યારે પછી તે અણહિલ્લપુર આવી ષડાવશ્યકમાં પ્રવીણતા મેળવી સૂરિની સેવા કરવા લાગ્યો. એકદા ચોમાસી તપના પારણાને દિવસે સૂરિના ચરણ કમળમાં દ્વાદશાવર્ત વંદન કરી તે બોલ્યો કે, “હે પગ નીચે કલિને ચગદી નાખનાર મુનિતિલક ! આપની હુજુરમાં ચાર મહીના સુધી કષાયના ત્યાગની સાથે છ વિગયનો ત્યાગ કરવા રૂપ મારૂં વ્રત આજે પૂરૂં થયું. હવેથી પાણીમાં પળાળેલું ધાન્ય મારી વૃત્તિ થાઓ. એટલામાં કુમારપાળ ત્યાં આવી ચડ્યો. તેણે સૂરિ મહારાજને પૂજારી ઉપર પ્રસન્ન થયેલા જોઈ તેને તેની જગો ઉપર બહાલ કર્યો. એ પ્રમાણે ધર્મની નિંદા કરનારાઓ ઠેકાણે આવ્યાના અનેક દૃષ્ટાંતો જાણવાનાં છે.



# ભાગ ૧૯ મો.



## ધર્મનું સેવન અને બાર વ્રતનું ગ્રહણ.

એક વખત શ્રીહેમાચાર્યે કુમારપાળને ઉપદેશ કર્યો કે, "પૂર્વે રાજગૃહ નગરમાં શ્રાવકોના અગ્રેસર શ્રીશ્રેણિકનામે રાજા થઈ ગયા. તે નિરંતર સદ્ભાવથી સોનાના એકસો આઠ જવ વડે શ્રીજિનેશ્વરની ત્રિકાલપૂજા કરતા હતા. તેમ કરવાથી તેમણે પોતાના સમ્યક્ત્વને શોભાવી કર્મમલને દૂર કરનાર તીર્થંકર નામ કર્મ બાંધ્યું હતું. દ્વારિકા નગરીમાં અર્ધચક્રી શ્રીકૃષ્ણવાસુદેવ પૂર્વે રાજ્ય કરતા હતા. તેમણે અનેક મુનિયોથી પરિવૃત શ્રીનેમિતીર્થંકરને વાંદી ક્ષાયિક સમ્યક્ત્વ અને તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરી સાતમીને બદલે ચોથી નરકનું આયુ બાંધ્યું હતું. શ્રેયાંસ, સુદર્શન, ઋષભદેવ અને ભરત ચક્રવર્તી એમણે દાન, શીલ, તપ અને ભાવનાનો અભ્યાસ કરી અને કામદેવે ધર્મ કાર્યમાં ચિત્ત સ્થિર રાખી સ્વકાર્ય સાધ્યું હતું. હે નિર્મલ બુદ્ધે કુમારપાળ ! તમે પણ તે સર્વેનું અનુકરણ કરી અરિહંતદેવની પૂજા કરો, ગુરૂને વાંદો, દાનશીલતપભાવનાનો અભ્યાસ રાખો અને ધર્મકાર્યમાં ચિત્ત સ્થિર કરો."

સુબુદ્ધિનો સ્વામી કુમારપાલ એ ઉપદેશ સાંભળી નિરંતર ત્રિકાળ જિનપૂજા કરવામાં તત્પર થયો. સવારે અને સાંજે અષ્ટ દ્રવ્યો વડે ગૃહ ચૈત્યમાં પૂજા કરી અને બપોરે મોટા ઠાઠમાઠથી, સર્વ પ્રકારની ઋદ્ધિ સામંતો તથા વ્યવહારીઆના પરિવાર સાથે, વાદિત્રના નાદવડે આકાશને ગર્જાવતાં મહા ચૈત્યમાં જઈ આદરપૂર્વક મહા સ્નાન કરી સર્વ દ્રવ્યો વડે શ્રીજિનેશ્વરને પૂજી તેણે જૈનશાસનની ઘણી ઉન્નતિ કરી.

---

૧. શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મની અવિનાશી શ્રદ્ધા

એક વખત જિનપૂજામાં સાવધાન તે વિવિધ પ્રકારનાં ફુલોથી અંગ પૂજા રચી આરતી વખતે પ્રભુ સન્મુખ ઉભો રહ્યો. તે વખતે પરમ ભક્ત એવા તેને તે સારી થયેલી પૂજા પણ સારા રંગનાં ખીલેલાં અને વિચિત્ર ભાતનાં સર્વ ઋતુ સંબંધી ફુલોના સંયોગના અભાવે શોભાં આપનારી ન લાગી. તે વારંવાર જોતો અને મનમાં અત્યંત ખેદ ધરતો વિચારવા લાગ્યો કે, "મેં આ ચંદ્રના જેવી શોભા વાળું મહા ચૈત્ય ઉમંગભેર બંધાવ્યું. પરંતુ સર્વ ઋતુના ફુલોથી જિનપૂજા નહીં બનવાથી મને જે અત્યંત હર્ષ થયો હતો તે નિષ્ફળ ગયો. જેમને સર્વ ઋતુના પુષ્પે કરી પરિપૂર્ણ અનેક બાગ હતા તે સર્વ ઋદ્ધિ વડે જિનપૂજન કરનારા ચક્રવર્તી વિગેરેને ધન્ય છે. પણ મારે એવો સર્વ ઋતુના ફુલવાળો એકકે બાગ નથી માટે હું તો અધન્યમાં શિરોમણિ નામનો રાજાછુ. વળી ઇચ્છા મુજબ ફુલની પૂજા કરવાને પણ સમર્થ નથી તેથી હું લોકોમાં ઉદર ભરનારો નામનોજ શ્રદ્ધાળુ છું. એક વખત કાર્યસિદ્ધિ સારૂ જીવિત છોડવું ઉચિત છે. ઉત્તમ પ્રકારની પૂજાની સિદ્ધિ સારૂ છોડેલું જીવિત પણ લોકમાં પ્રશંસા પામશે." એવી શોકની ઉછળતી લહેરોમાં ચિત્ત સ્વસ્થ ન હોવાથી રાજાએ આરતી મંગળ દીવો પણ ન ઉતાર્યો. તેની એવી એકાંતિક ખરી ભક્તિ વડે મન હરણ થવાથી શાસનદેવીએ આકાશવાણી કરી કે, "હે-જગત્શ્રેષ્ઠ ચૌલુક્ય, તું મનમાં ખેદ મા કર. જો તું આ પ્રમાણે જિનેશ્વરની પૂજાના વિશેષ રાગવાળો પૂજાની સિદ્ધિ સારૂ પ્રાણ આપવાને તૈયાર થયો છે તો જગતમાં તારા સમાન બીજો કયો રાજા માન્ય કરવા લાયક છે? હે ગુણી જનોને આનંદ સુખ અને કલ્યાણ આપનાર, સંસારને જીતનાર, દયાળુ ચૌલુક્યચંદ્ર! તું ચિરંજીવી રહે. હમણાં અહીં આગળજ શ્રીજિનેંદ્રની કૃપાથી નંદનવનની લીલાવાલું પ્રફુલ્લિત એક દિવ્ય વન થશે." એમ કહી શાસન દેવી અંતરભૂત થઈ ગઈ. પછી રાજા પૂર્ણ હર્ષોલ્લાસથી પૂજા પરવારી પોતાના મહેલે ગયો. ત્યાં તેની પાછળ તે દિવ્ય વન પણ આવ્યું.

તે વનની ચારે દિશાઓમાં દેવતા પહેરો ભરતા હતા. તેની અંદર સમય સમયના વિલાસ અને ઉલ્લાસ પામનારાં સર્વ રૂતુનાં ફુલો શોભી રહ્યાં હતાં તેને લીધે કુમારપાલ રાજા માનીઓને પણ માન્ય થયો અને સર્વ પ્રકારે ઉચિત થયેલી તેની જિનાર્ચાનો વૈભવ પણ સફલ થયો. એ પ્રમાણે શ્રીજિનપતિની ભક્તિના પ્રભાવથી સાક્ષાત્ થયેલો અદ્ભૂત વૈભવ જોઈ દેવબોધિ વિગેરે લોકો વિસ્મય પામ્યા અને સર્વત્ર કહેવા લાગ્યા કે, " હે ભાઇઓ, તમે સ્વર્ગ અને મોક્ષનાં સુખ આપનાર શ્રીજિનેંદ્ર દેવની સેવા ભક્તિ કરો. "

બીજા કોઇ પ્રસંગે શ્રીહેમાચાર્યે ઉપદેશદ્વારા જણાવ્યું કે, "હે ચૌલુક્ય ! શુદ્ધ ધર્મનું આરાધન કરવાથી ભવ્ય જીવો ભવસમુદ્રને તરે છે. ધર્મના સાધુ અને શ્રાવક આશ્રી બે ભેદ છે. તેમાં પહેલો ઉત્કૃષ્ટ સાધુ ધર્મ ક્ષાંતિ અને આર્જવ વિગેરેથી દશ પ્રકારનો છે. બીજો શ્રાવક ધર્મ બાર વ્રત રૂપે છે. તે બન્ને ધર્મ મુક્તિ આપનારા છે અને તેમની નિર્મળતા સમ્યક્ત્વમાં રહેલી છે. સમ્યક્ત્વ ભવ્ય જીવાને વ્યક્ત અને અવ્યક્ત એ બે ભેદથી થાય છે. જે જિનેશ્વર ભગવાને પ્રતિપાદન કર્યું છે તેજ નિઃશંકપણે સત્ય છે, એવી શ્રદ્ધા રૂપ અવ્યક્ત સમ્યક્ત્વ તત્વજ્ઞાન વિના થાય છે. વ્યક્ત સમ્યક્ત્વ તેવીજ શ્રદ્ધારૂપ તત્વજ્ઞાને સહિત થાય છે. એટલે કે, વ્યક્ત સમ્યક્ત્વ જીવ અજીવ વિગેરે તત્વોના અને હેયોપાદેય[1]ના જ્ઞાન પૂર્વક મિથ્યાત્વનો ક્ષય થવાથી થાય છે. સમ્યક્ત્વ એ નરક અને તિર્યંચ ગતિરૂપ દ્વારના અર્ગલા સમાન છે. દેવ મનુષ્ય અને નિર્વાણ સુખની પ્રાપ્તિમાં તે અત્યંત સહાયકારી છે. સમ્યક્ત્વવાસિત જીવ જો તે સમ્યક્ત્વનું વમન ન કરે અને જો તેણે પૂર્વે બીજું આવખું ન બાંધ્યું હોય તો અવશ્ય વૈમાનિક થાય છે. કહ્યું છે કે, જે પ્રાણી એક મૂહૂર્ત[2] પણ નિર્મળ સમ્યક્ત્વ રત્નને આરાધી તરત છોડી દે તે પણ ભવપંથમાં વધારે વખત ભમતો નથી, તો પછી ચિરકાળ સુધી સમ્યક્ત્વ ધારણ કરનારનું શું કહેવું ? સ્થૂલ અહિંસાદિ

૧. ત્યાગ કરવા યોગ્ય અને આદરવા યોગ્ય. ૨ બે ઘડી વાર.

પાંચ અનુવ્રત, દિગ્વિરતિ વિગેરે ત્રણ ગુણ વ્રત અને સામાયિકાદિ ચાર શિક્ષા વ્રત, એ શ્રાવકનાં બાર વ્રત છે."

"૧. જીવહિંસાનો ત્યાગ.–જીવદયા સરખો પૃથ્વીતળમાં કોઈ ધર્મ નથી. હરેક પુરૂષે યતનાપૂર્વક જીવદયા પાળવી જોઇએ. કરૂણાવંત પુરૂષ ત્રસ જીવોની સંકલ્પથી અને સ્થાવરોની નિરર્થક હિંસા કરવાનું તજે છે. દેવ અતિથિ વિગેરેની પૂજાસારૂ વેદ સ્મૃતિ વિગેરેના વાક્યથી જે કોઈ વધ કરે છે તે નરક ગતિ પામે છે. એક તરફ પુષ્કળ દક્ષિણા આપી કરાવેલા યજ્ઞો અને બીજી તરફ ભયભીત પ્રાણીના પ્રાણનું રક્ષ રાખવામાં આવે તો પ્રાણ રક્ષણજ વધે, જીવ દયા જે કંઈ કરી શકે છે તે સર્વ વેદો, સર્વ યજ્ઞો અને સર્વ તીર્થાભિષેકો મળીને પણ કરી શકતા નથી. 'મારૂ' એવો અક્ષરોચ્ચાર કરવાથી તેજ ભવનું પુણ્ય નાશ પામે છે. શસ્ત્રનું ગ્રહણ કરવાથી ત્રણ ભવમાં સંચય કરેલા ધર્મનો ક્ષય થાય છે અને બીજાના પ્રાણ ઉપર શસ્ત્રનો ઘા કરતી વખતે સો ભવમાં જે કંઈ સુકૃત કર્યું હોય તે સર્વનો નાશ થાય છે. કહ્યું છે કે, જો કોઈ એક જીવનો વધ કરીને મેરૂ પર્વત જેટલા સોનાનું અને ધાન્યના કરોડો ઢગલાનું દાન કરે તોપણ તે જીવવધના પાપમાંથી છૂટે નહીં. માતાના વચનથી અડદના લોટના કુકડાની હિંસા કરનારો યશોધર રાજા દુરંત દુઃખની પરંપરાને પામ્યો, એ વાત પ્રસિદ્ધ છે, માટે કલ્યાણ ઇચ્છનાર પુરૂષે દાવાનળ સરખી હિંસાનો ત્યાગ કરી મનને આનંદ આપનારી દયાનો પ્રિયસ્ત્રીની પેઠે સ્વીકાર કરવો."

"૨. અસત્યનો ત્યાગ–.આ ભવમાં અને પર ભવમાં અપમાન તથા મૂગાપણું વિગેરેને પણ અસત્યનું લઘુ ફળ જાણી સુબુદ્ધિમાન્ પુરૂષે પાપના હેતુભૂત સ્થૂલ અસત્યનો ત્યાગ કરવો. એક બાજુએ અસત્યથી લાગેલું પાપ અને બીજી બાજુએ બીજાં બધાં પાપ રાખવામાં આવે તો અસત્યથી થતું પાપ વધે. તેવીજ રીતે

ત્રાજવાના એક પલ્લામાં હજાર અશ્વમેધ અને બીજામાં સત્ય એવી રીતે મૂકવામાં આવે તો હજાર અશ્વમેધ કરતાં સત્યવાળું પલ્લું નમે. સર્વ વેદોનું અધ્યયન અને સર્વ તીર્થનાં સ્નાન એ સત્ય બોલવાની બરોબર થાય યા ન થાય. ફક્ત એકવાર જૂઠી સાક્ષી પૂરવાથી વસુરાજા સાતમી નરકનો અતિથિ થયો; માટે તેવા જૂઠથી સત્પુરૂષોને સર્યું. સત્ય બોલવું, પ્રિય બોલવું, પરંતુ પ્રિય અસત્ય અને અપ્રિય સત્ય બોલવું નહીં એવો સનાતન ધર્મ છે. કઠોર પિશુન અસભ્ય અને રાગદ્વેશયુક્ત વચન, આત્મસ્તુતિ અને પરનિંદા એ સર્વનો ત્યાગ કરી સત્ય અને સરળતા પકડવામાંજ ધર્મ છે."

"૩ **અદત્તગ્રહણનો ત્યાગ.**—જેની પારકાનું દ્રવ્ય હરણ કરવાની બુદ્ધિ હોય છે તેને ભવેભવ પરઘેર દાસત્વ મળે છે. ચોરી કરનાર પુરૂષ આ ભવમાં વિવિધ દુઃખ અને પરભવમાં નરકગતિની સાથે દુર્ભાગ્ય અને દારિદ્ર્ય પામે છે. પરદ્રવ્ય હરણ કરનારનું દાન શીલ તપ અને ભાવનાથી ઉપાર્જન કરેલું મહા પુણ્ય નિષ્ફળ જાય છે. ચોરી એ વધ કરતાં પણ અધિક છે. કારણ વધથી એક જીવનો નાશ થાય છે અને દ્રવ્ય હરણ થવાથી વખતપર મહા ક્ષુધાને લીધે સર્વ કુળનો નાશ થાય છે. ચોરીનો ત્યાગ કરવાથી રોહિણીઓ ચોર દેવતાની ઋદ્ધિ પામ્યો એ દૃષ્ટાંતથી વિવેકી પુરૂષે પ્રાણાંતે પણ પરદ્રવ્યનું હરણ ન કરવું. કહ્યું છે કે, કુલીન પુરૂષ પ્રાણાંતે પણ આ દુનિયામાં પરદ્રવ્યહરણ અને પરસ્ત્રીસંભોગ એ બે કાર્ય કરતા નથી. પરંતુ જેમ કણિયા દુષ્કાળની રાહ જુએ, વ્યભિચારિણી પતિનો વધ તાકે, વૈદ્ય ધનાઢ્યને રોગગ્રસ્ત શોધે, નારદ મુનિ કજીઆને ખોળે, દોષગ્રાહી પરછિદ્ર જુએ અને શાકિની છળ કરે તેમ હા! રાજા પણ ધનવંતને નિઃપુત્ર મરેલા વાંછે છે. તેમનાથી એ વ્રત પાળવાનું કેવી રીતે બને?"

"૪ **પરસ્ત્રીનો ત્યાગ અને સ્વદારથકી સંતોષ.**—ધર્માર્થી પુરૂષે પરસ્ત્રીનો ત્યાગ કરવો. જગતમાં અપકીર્ત્તિ, કુળનો ક્ષય અને

દુર્ગતિમાં ગમન એ સર્વ અબ્રહ્મનું ફળ જાણી સુજ્ઞ પુરૂષે પરસ્ત્રી તરફ નજર પણ ન કરવી. પોતાની, પારકી, પરણેલી અને કુમારી એ રીતે સમગ્ર સ્ત્રીઓની ચાર જાતિયો છે. તેમાં વિવેકી પુરૂષને પોતાની સ્ત્રી સેવવા યોગ્ય છે અને બીજી સ્ત્રીઓ માતા સમાન ગણવા યોગ્ય છે. જે ગૃહસ્થી સ્વદારથકી સંતોષ માની પરસ્ત્રીથી પરાઙ્મુખ રહે છે તે બ્રહ્મચર્યને લીધે યતિ સમાન ગણાય છે. જે મનથી પણ પરસ્ત્રીને ઇચ્છતો નથી તે ઉભય લોકમાં દેવ સમાન છે અને તેનાજ આધારે આ પૃથ્વી રહેલી છે. પરસ્ત્રીના સંગની આકાંક્ષામાત્ર કરવાથી સર્વને દાસત્વ કરાવનાર રાવણ ચોથી નરકનો અતિથિ થયો. માટે વિદ્વજ્જને ભીષ્મ પિતાની પેઠે સદા બ્રહ્મચારી રહેવું અને જો તેમ કરવા અસમર્થ હોય તો પોતાની સ્ત્રીઓમાંજ સંતોષ માનવો."

"૫ **અપરિમિત પરિગ્રહનો ત્યાગ અને ઇચ્છાનું પરિમાણ.**—ધનપર લાગેલા મનવાળા કયા હિંસક જીવે પાપ ઉપાર્જન નથી કર્યું? ધનના સંપાદન, રક્ષણ અને ક્ષયથી થતા દુઃખાનળથી કોણ નથી બળ્યો? એનો પ્રથમ વિચાર કરી બાવરાપણથી થયેલી સ્પૃહાનો ત્યાગ કરો કે પાપ અને સંતાપના વિષયમાં સ્થાનંજ ન મળે. સંસારનું મૂળ આરંભો છે અને તેમનો હેતુ પરિગ્રહ છે. અધિક પરિગ્રહવાળો પ્રાણી પ્રાયે ઘણા આરંભ કરનારો હોય છે અને આરંભ એ નિર્વિવાદપણે દુઃખની ખાણ છે. માટે પરિગ્રહની જેમ બને તેમ ન્યૂનતા કરવી યોગ્ય છે. નિયમિત પરિગ્રહવાળો પુરૂષ અધિક સુવર્ણાદિ હોય તે સુખેથી ધર્મસ્થાનકે વાપરી શકે છે. અસંતોષી પ્રાણીને ત્રિલોકમાં પણ સુખ થતું નથી. તૃષ્ણાથી તપેલ મનવાળા પુરૂષોનું ડગલે ડગલે અપમાન થાય છે. પરિગ્રહથી થતો ક્લેશ અને તે થકી મમ્મણને નરકગતિ પ્રાપ્ત થઇ એનો ખ્યાલ કરી ધર્મના શોધ અને સુખાર્થી પુરૂષે સ્વલ્પ પરિગ્રહ રાખવો."

"૬ **દિગ્ગમનનો ત્યાગ.**—દશ દિશાઓમાં ગમન કરવાની મર્યાદા બાંધવી, તેને દિગ્વિરતિ નામનું પહેલું ગુણવ્રત કહે છે

પ્રમાદી જીવ, લોખંડના ગોળાની પેઠે, સર્વ દિશાઓનો નિયમ નહીં કરવાથી તે તે દિશાઓમાં થતું કયું પાપ ન બાંધે? લોભથી પરાભવ પામેલો પુરૂષ ત્રણે ભુવનમાં ગમન કરવાના મનોરથ કરે. માટે વિવેકી પુરૂષે સર્વદા અને વિશેષતઃ ચતુર્માસમાં જીવદયા નિમિત્ત સર્વ દિશાઓમાં જવાની નિર્વૃત્તિ કરવી. કહ્યું છે કે, दयार्थं सर्वजीवानां वर्षास्वेकत्र संवसेत्. (સર્વ જીવોની દયાના અર્થે વર્ષાઋતુમાં એક સ્થળે વાસ કરવો.) પૂર્વે શ્રીનેમિનાથ ભગવંતના ઉપદેશથી શ્રીકૃષ્ણ વાસુદેવે ચોમાસામાં દ્વારિકાની બહાર નિકળવાનો નિયમ લીધો હતો."

"૭ **ભોગોપભોગનું પરિમાણ.**—અન્નકુસુમાદિ એકવાર સેવવા યોગ્ય પદાર્થ તે ભોગ જાણવા અને આભૂષણ સ્ત્રી વિગેરે વારંવાર સેવવા યોગ્ય તે ઉપભોગ જાણવા. ભોગ અને ઉપભોગની શક્તિ પ્રમાણે સંખ્યા મુકરર કરવી તે ભોગોપભોગમાન નામનું બીજું ગુણવ્રત કહેવાય છે. આ વ્રત ભોગ્ય વસ્તુઓનું અને કર્માદાનનું પરિમાણ અને અભોગ્ય વસ્તુઓનો ત્યાગ કરી પાળવા યોગ્ય છે. દયાળુ પુરૂષે બાવીસ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાયને ત્યાગ કરવા યોગ્ય જાણી તેમનાથી સમ્યક્ પ્રકારે દૂર રહેવું જોઇએ."

"૮. **અનર્થ દંડનો ત્યાગ.**—આર્ત અને રૈદ્ર એ બે દુષ્ટ ધ્યાનનું સેવવું, હિંસાનાં ઉપકરણોનું આપવું, પાપયુક્ત આચારનો ઉપદેશ કરવો અને પ્રમાદનું સેવન કરવું, એ નિરર્થક પાપનાં કારણ હોવાથી અનર્થદંડ છે અને એમનું નિવારણ કરવું તે અનર્થદંડવિરમણ નામનું ત્રીજું ગુણવ્રત કહેવાય છે; માટે વિવેકી પુરૂષે અનર્થ દંડનો ત્યાગ કરવો."

"૯. **સામાયિક વ્રત.**—મન, વચન અને કાયાના પાપયુક્ત વ્યાપારનો ત્યાગ અને પાપરહિત વ્યાપારના સેવનથી અથવા બીજી રીતે કહીએ તો પાપ કાર્યમાં કરવા યોગ્ય દુર્ધ્યાનના ત્યાગ કરનાર

પુરૂષને એક મુહૂર્ત સમતામાં રહેવાથી સામાયિક નામનું પહેલું શિક્ષાવ્રત થાય છે. આગમમાં કહ્યું છે કે, સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરનાર, ત્રણ ગુપ્તિએ કરી ગુપ્ત, છકાયની રક્ષા કરનાર, ઉપયોગવાળો અને યતના કરનારો આત્મા સામાયિકમાં રહ્યો કહેવાય. આત્મા જ્યારે બીજાને પોતાના સરખા ગણી દુઃખ ન કરે, રાગદ્વેષથી મધ્યસ્થ રહે અને જ્ઞાનાદિ ત્રિકના લાભની પુષ્ટિ કરે ત્યારે તેને ભાવ સામાયિક થાય."

"૧૦. **દેશાવકાશિક વ્રત.**–દિગ્વ્રતમાં કરેલા પરિમાણમાંથી દિવસે અથવા રાત્રે જે કમી કરવું તેને પુણ્યના કારણભુત દેશાવકાશિક નામનું બીજું શિક્ષાવ્રત કહે છે. ઉપલક્ષણથી પ્રહરાદિ સુધી પણ જ્યાં ત્યાં આરંભનો ત્યાગ કરવા રૂપ દેશાવકાશિક વ્રત ગ્રહણ કરાય છે. દિગ્વ્રતમાં ઘણા યોજન છૂટા રાખેલા હોય તેમને દેશાવકાશિકમાં ઘણા ભાગે કમી કરી નાખે. જેમ ગારૂડી દૃષ્ટિવિષ સર્પના બાર યોજનના દૃષ્ટિવિષયને કમી કરી યોજનમાત્રમાં લાવી મૂકે છે અથવા જેમ ઔષધ શરીરમાં વ્યાપેલા વિષયને આંગળી વિગેરેમાં લાવી મૂકે છે તેમ વિવેકી પુરૂષ દિગ્વ્રતના પરિમાણને દરરોજ ઓછું કરે અને એજ પ્રમાણે બીજા વ્રતોના પરિમાણમાં પણ દિવસે અથવા રાત્રે ન્યૂનતા કરે. જેમકે, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસજીવોની હિંસા દેશથી[1] અથવા સર્વથા વર્જે. રાગદ્વેષથી દૂષિત અસત્ય ન બોલે. વિશેષે કરી ગૃહકાર્ય સંબંધી ન બોલે અને ધર્મ સંબંધી બોલવામાં પ્રમાણ કરે. કંઈ પણ ભોજન અથવા ધન કોઈના આપ્યા વગર ગ્રહણ ન કરે. ઇત્યાદિ પ્રકારે સર્વ વ્રતોમાં સમજવું."

"૧૧. **પોષધોપવાસ વ્રત.**—અષ્ટમી ચતુર્દશી એ આદિ પર્વતિથિયોમાં સર્વ પ્રકારના અહાર, અંગસત્કાર, અબ્રહ્મ અને

---

૧. અંશતઃ

સાવદ્ય વ્યાપરનો ત્યાગ કરવો તેને ભવ રૂપી રોગના ઔષધ સમાન પોષધ નામનું ત્રીજું શિક્ષાવ્રત કહે છે. એ વ્રતનું સેવન કરવાથી બીજાં અગીઆર વ્રતો સમ્યક્ પ્રકારે પળાય છે. એ વ્રત પાપાશ્રવનો નિરોધ કરવામાં હેતુભૂત છે અને મહાફળને આપનાર છે. પોષધવ્રતનું વિધિ પ્રમાણે સેવન કરવામાં જેટલો કાળ જાય તેટલો કાળ વિદ્વાનો ચારિત્રમાં ગણે છે. ”

“ ૧૨. **અતિથિસંવિભાગ.**–જે મહાત્મા સર્વ તિથિયો અને પર્વોત્સવનો ત્યાગ કરે છે તે અતિથિ અને બાકીના અભ્યાગત જાણવા. અતિથિયોને ન્યાયોપાર્જિત તૈયાર અન્ન, પાન, આશ્રમ, વસ્ત્ર અને પાત્રાદિ વસ્તુનું દેશકાળના વિચારપૂર્વક શ્રદ્ધા અને સત્કાર સાથે જે દાન કરવું તે અતિથિસંવિભાગ નામનું ચોથું શિક્ષાવ્રત કહેવાય છે. કેટલાક ભાગ્યશાળી પુરૂષો પ્રાયે બેંતાળીશ દોષ રહિત તૈયાર કરેલી અને પોતાની મેતે આણેલી પાણી અને ભોજન વિગેરેની અચિત્ત વસ્તુઓ વડે અવસરે ઘેર પધારેલા સાધુસમુદાયને અસાધારણ શ્રદ્ધાથી સાવધાનપણે સત્કાર કરે છે. ધૈર્યવંત અને યથોક્ત વર્તનારા સુશ્રાવકો મુનિરાજને કલ્પે એવો પદાર્થ કિંચિત્ પણ આપ્યા વગર કોઈ અવસરે વાપરે નહીં. કારણ, જેમ જ્ઞાનાદિ રત્નત્રયીના યોગથી કાલક્ષેપ વગર મોક્ષ મળે છે તેમ નિર્મલ મનવાળા પાત્રમાં ધન પડવાથી પણ મોક્ષસુખ પ્રાપ્ત થાય છે. પરંતુ રાજપિંડ યતિયોને કલ્પે નહીં તેથી રાજાઓને એ વ્રતનો અસંભવ છે. પ્રથમ અને ચરમ તીર્થંકારોના સાધુઓને રાજપિંડ અને શી ઇચ્છા છે એમ કહી આપવા માંડેલા અહારાદિક ન કલ્પે એવું આગમનું વચન છે. માટે તમારે દેશવિરતિ અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ શ્રાવકોનું ધર્મમાં સ્થિર કરવાના હેતુથી પોષણ કરવું ઉચિત છે. પૂર્વે શ્રીઋષભદેવ સ્વામીએ રાજપિંડ નિષેધ કર્યો ત્યારે ભરત ચક્રવર્તીએ પણ સાધર્મિકવાત્સલ્યજ કર્યું હતું.”

"આ બાર વ્રતોનું સેવન, હે કુમારપાલ, મોક્ષાર્થી પુરુષો કામદેવાદિની પેઠે કરે છે. કારણ કે, એક એક વ્રતને પણ ધારણ કરનારા અનંત સુખના ભાજન થાય છે, તો સર્વ વ્રત ધારણ કરનારા મુક્તિના નાયક થાય છે એ નિઃસંશય છે."

એ પ્રમાણે ગુરૂશ્રીના મુખથી શુદ્ધ ધર્મના મર્મ સાંભળી કર્મનું દળણ કરવામાં એકચિત્ત અને બુદ્ધિશાળી કુમારપાલ સમ્યક્ત્વમૂળ બાર વ્રત પાળવામાં સાવધાન થઈ શ્રદ્ધાળુઓનો મુકુટમણિ થયો.* માટે હવે દરેક વ્રતના સંબધે તેના પરાક્રમનું વર્ણન કરૂ છું.

૧ અહિંસાત્યાગ—કુમારપાલે કર્ણાટક, ગૂજરાત, કોકણ, રાષ્ટ્ર, કીર, જાલંધર, સપાદલક્ષ, મેવાડ, દ્વીપ અને ભીર એ આદિ પોતાની આણ માનનારા અઢાર દેશોમાં અમરપડો વજડાવી કાશી

* ગ્રંથાંતરઃ સૂરિ—હે નરેદ્ર, તને આ બાર વ્રતો નિરતિચાર (દોષરહિત) થાઓ.

રાજા—હે ભગવન્, તમે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો મેરૂ પર્વતની પેઠે દુર્વહ [દુઃખે પાળી શકાય એવા] પાચ મહા વ્રતોને જે ધારણ કરે છે તે દુષ્કર કરે છે. માટે હુ તેમને વાદુ છું જેઓ પરિમિત પરિગ્રહનો આરંભ રાખીને આ બાર વ્રત પાળવાને સમર્થ થાય છે તેઓ પણ કોને શ્લાઘ્ય નથી.

સૂરિ—પૂર્વે કામદેવાદિ શ્રાવકો થઇ ગયા. તેમણે આ બાર વ્રતો દૃઢપણે પાળ્યા હતાં હાલમાં તો આ નગર મધ્યે છડા નામે મોટો ગૃહસ્થી શેઠિયો છે, તેને પરિમિત પરિગ્રહ છે અને તે પાપરહિત વ્યાપાર કરે છે. વળી તે નવ તત્વનો જાણકાર, સતોષમા તત્પર અને વિવેકરૂપી રત્નનો ભડાર છે. તે દેવ ગુરૂ અને ધર્મના કાર્યમા પોતાનું પુષ્કળ દ્રવ્ય વાપરે છે, અને અમારી પાસે પૂર્વે ગ્રહણ કરેલા બાર વ્રત ભાવથકી નિરતિચારપણે પાળે છે.

રાજા—અહો મહારાજ, એ મોટો શેઠિયો હોવાથી મને ગૌરવ કરવા યોગ્ય છે, અને હવે તો સાધર્મી હોવાથી બન્ધુની પેઠે વિશેષ ગૌરવ કરવા લાયક થયો હે ભગવન્, હું પણ રાજાને યોગ્ય બાર પ્રકારનો શ્રાવક ધર્મ પાળીશ (શ્રાવકોના બાર વ્રત ગ્રહણ કરીશ)

સૂરિ—હે રાજન્, તુજ પુણ્યશાળી છે જે આવાં બાર વ્રત પાળવાનું મન કરે છે ઇત્યાદિ.

અને ધિજની આદિ ચૌદ દેશોમાં ધન, વિનય અને મૈત્રીના બળથી જીવ રક્ષા કરાવી. અણગળ પાણી વાપરવાની મનાઇ કરી પોતાના હાથી, ઘોડા વિગેરેને પણ ગાળેલું પાણી પાવાની ગોઠવણ કરી. મહેશ્વર શેઠે યૂકા મારી તેના પ્રાયશ્ચિતમાં યૂકાવિહાર બધાવડાવ્યો. નવરાત્રમાં કંટેશ્વરી દેવીનો ઉપસર્ગ થવાથી ઉદયનમંત્રીએ બલિ આપવાની સમજ કરી તેને અનુમતિ પણ ન દીધી. પ્રયાણ સમયે હમેશ આગળની ભૂમિ પ્રમાર્જિત થાય એટલા સારૂ સૈન્યના ઘોડા વિગેરેને પૂંજણીઓ[1] બંધાવી. આ પ્રવૃત્તિ જોઇ એક વખત નકુળ અને બીજા સામંતોએ પરસ્પર નેત્રસંજ્ઞાથી હાસ્ય કર્યું. તે કળી જઈ તેમને ઝંખવાણા પાડવા સારૂ કુમારપાલે તેમના દેખતાં એક બાણવડે સાત કઢાહીઓ ભેદી નાખી અને સાંગીવડે સોળ મણની ગોણી ગબડાવી દેઇ કહ્યું કે, "તમારામાં હું આવો છું." એક વખત ત્રૈલોક્યલોક પ્રાસાદમાંથી દર્શન કરી પાછા વળતાં પ્રાસાદની બહાર ક્ષેત્રપાળની આગળ શાવલામાં માંસાદિનો બલિ જોવામાં આવ્યો. તેથી ખેદ પામી ત્રિલોચન નામના નગરરક્ષકને બોલાવી કહ્યું કે, "મેં કાઢેલા જીવરક્ષા બાબતના હુકમો અને પીટાવેલા ઢંઢેરા વ્યર્થજ છે. કારણ રાજધાનિમાંજ તેનું બરોબર પાળણુ થતું નથી. હજુ લોકો ગુપ્ત રીતે હિંસા કરે છે. માટે તાબડતોડ બલિદાન કરનારનો પત્તો લગાડો." તેણે બધા કુંભારોને એકઠા કરી તે શાવલું કરનારને પ્રથમ ખોળી કાઢયો અને તેનાથી તે શાવલું નડુંપુરના સામંતના પાનદાની રાખનારની સ્ત્રીએ કરાવ્યું હતું એવી ખબર મેળવી કુમારપાલને જાહેર કરી. કુમારપાલે નડુંપુરના સામંતને તત્કાળ દેશ છોડી પોતાની હદ બહાર રહેવાની આજ્ઞા કરી. તેથી ગાભરા બની સામંતે કારણુ સંબંધી ખુલાસો મેળવી રાજાને ખુશી કરવા તે પાનદાની રાખનારને મારી નખાવ્યો. એક વખત તે કાઉસગ્ગમાં ઉભો હતો તેવામાં પગે

૧. જે વાપરવાથી જીવ વધ ન થાય એવી ભીંડી વિગેરે નરમ પદાર્થની સાવરણીઓ.

એક મંકોડો વળગ્યો. તેને સેવકો ખસેડવા મંડ્યા ત્યારે કુમારપાલે તે જીવને અસમાધિ ન થાય એટલા સારૂ પોતાની ચામડી સાથે તેને દૂર મૂકાવ્યો. એ વિગેરે કેટલું લખું? તેની સખ્ત આજ્ઞાને લીધે કોઈ જગોએ "મારી" એવા અક્ષરનું ઉચ્ચારણ પણ થતું બંધ પડયું. તે ધર્માત્માએ ધર્મનું જીવિત એક દયાજ છે એમ સારી રીતે સમજી પોતે દયાવ્રત અંગીકાર કર્યું અને સર્વ જગતને દયામય કરી નાખ્યું. તેના અપાર મહિમાના વર્ણનમાં સૂરિકૃત તેની સ્તુતિનું એક કાવ્ય આ સ્થળે ટાંકું છું.

### शार्दूलविक्रीडितम्.

स्वर्गे न क्षितिमंडले न वडवावक्त्रे न लेभे स्थितिं ।
त्रैलोक्यैकहितप्रदापि विधुरा दीना दया या चिरम् ॥
चौलुक्येन कुमारपालविभुना प्रत्यक्षमावासिता ।
निर्भीका निजमानसौकसि वरे केनोपमीयेत सः ॥ १ ॥

"ત્રણ લોકના એક હિતનેજ કરનારી જે દુઃખીઆરી દયાને ચિરકાળ સુધી સ્વર્ગમાં, ભૂમંડળમાં અને વડવાના મુખમાં સ્થિતિ મળી નહોતી તે દયાને ચૌલુક્ય કુમારપાલ રાજાએ પોતાના મન રૂપી ઉત્તમ સ્થાનમાં નિર્ભયપણે પ્રત્યક્ષ રાખી માટે એ રાજર્ષિને કોની ઉપમા આપીએ?"

૨ અસત્યત્યાગ.—એ સંબંધમાં તેણે એવી પ્રતિજ્ઞા કરી કે, "પ્રિય, નિપુણ અને પરિમિત ઇત્યાદિ પ્રકારે આગમને અનુસારે વચન બોલવું. મિત્ર સાથે સત્ય, સ્ત્રી સાથે પ્રિય, શત્રુ સાથે પ્રિય મિશ્ર અસત્ય; અને ગુરુ સાથે પ્રશસ્ય અને અનુકુલ બોલવું એવો જે વ્યવહાર માર્ગ છે તેને પણ તે વળગી રહ્યો નહી. અકસ્માત્ કોઈ પ્રકારે અસત્ય બોલવામાં આવે તે માટે વિશેષ

---

૧. સારૂ

તપ કરવાનો નિયમ રાખ્યો. આથી લોકોમાં તે યુધિષ્ઠિરની પ્રતિષ્ઠાને પામ્યો. કહ્યું છે કેઃ—

सर्वासत्यपरित्यागान्मृष्टेष्टवचनामृतैः ।
जीयात्कुमारभूपालः सत्यवाचा युधिष्ठिरः ॥ १ ॥

"સર્વ અસત્યના ત્યાગેકરી સત્ય અને ઇષ્ટ વચનો બોલવા થકી સત્ય વાણીના સંબંધે યુધિષ્ઠિર સમાન કુમારપાલ રાજા જયવંતા વર્તો."

૩. **અદત્તગ્રહણત્યાગ.**—મૂર્ખ રાજાઓની જેમ નિઃપુત્રીઆનું ધન તેમની સ્ત્રીઓ રડતાં છતાં લેવાનું અને તેમના પુત્ર થવાનું તે સંતોષી રાજાએ ધિક્કારી કાઢી વાર્ષિક બ્હોંતેર લાખ જેટલી ઉપજનો ત્યાગ કર્યો. વળી તેણે ધારાશાસ્ત્રમાંથી પણ તે સંબંધીની કલમ કાઢી નાખી અઢારે દેશોમાં ઢંઢેરો પીટાવ્યો કે, "ધણી મરી જવાથી રડતી સ્ત્રીને ઘાના ઉપર ક્ષાર જેવું લાગતું ધનહરણ પૂર્વે થઈ ગયેલા નિર્દય રાજાઓ બંધ કરી શક્યા નથી તેનો પ્રજામાં દયાર્દ્ર હૃદય ધારણ કરનાર સમુદ્ર મર્યાદિત પૃથ્વીનો રાજા કુમારપાલ ત્યાગ કરે છે."

એક વખત તે સભામાં વિરાજમાન હતો તેવામાં પ્રતિહારે આવી વિનંતી કરી કે, "મહારાજ! દ્વાર આગળ મહાજનના ચાર શેઠિયા આપના દર્શનની ઈચ્છાથી રાહ જુએ છે." કુમારપાલે આજ્ઞા કરી કે, "તેમને જલદીથી અંદર પ્રવેશ કરાવ" પ્રતિહાર તેમને અંદર તેડી લાવ્યો એટલે તેઓ નમસ્કાર કરી આપેલા આસનપર બેઠા. પછી રાજાએ તેમને પૂછ્યું કે, "આજે સભામાં પધારવું કેમ થયું? આપનો ચહેરો ઉતરી ગયેલો કેમ લાગે છે? શું કંઈ પરાભવ, અસમાધિ અથવા ઉપદ્રવ થયો છે."

મહાજન—"મહારાજ, આપ પૃથ્વીનું પાલન કરે છતે પ્રજાજનોને પરાભવ અથવા અસમાધિનો સંભવ કેમ થાય? સૂર્ય પ્રકા-

શમાન છતે કદી અંધકાર રહે? આપના રાજ્યમાં કંઈપણ અસમંજસ થતું નથી. પરંતુ આપણા નગરનો સ્વર્ણકોટિધ્વજ કુબેરદત્ત નામનો શેઠ જે આપને જાણીતો છે તે કોણ જાણે કેવી રીતે મરણ પામ્યો છે અને તેથી તેનો પુત્રવિનાનો પરિવાર રૂદન કરે છે. માટે આપને વિતંતી કરવાની કે જો તેની મિલકત સરકારમાં લેવામાં આવે તો તેની ઉત્તરક્રિયા થવી જોઇએ "

રાજા–" તેની મિલકત કેટલી છે ? "

મહાજન–" પુષ્કળ. "

તે સાંભળી દયાળુ રાજા પોતાના મનમાં વિચારવા લાગ્યો કે, અહહ ! આ કેવી દુર્નીતિ ! દુષ્ટ રાજાઓ લાખો ક્લેશ સહન કરી ઘણા કાળથી એકઠું કરેલું નિઃપુત્રીઆનુ ધન હરણ કરે છે અને તેમની રડતી સ્ત્રીઓના જઘન ઉપરથી વસ્ત્ર ઉતારવાનું પાપ કરે છે. તેમ કરતાં તેમના મનમાં જો કે દયા નથી આવતી તો પણ લજ્જાએ નથી આવતી? પછી પ્રકાશમાં બોલ્યો કે, "હે શેઠિયા, મેં શ્રીગુરૂની પાસે ત્રીજું વ્રત અંગીકાર કરતી વખતે મરેલાનું ધન લેવાનાં પચ્ચખાણ કર્યાં છે. તો પણ કૌતુકથી તે વ્યવહારીની વિશાળ હવેલી જોવા હું આવું છું." એમ કહી પાલખીમાં બેસીને તે શેઠની હવેલીએ ગયો. ત્યાં કંચનકળશની શ્રેણિ અને ગગનમંડળને વાચાલિત[1] કરનારી ખણખણતી ઘંટડીઓયુક્ત કોટિ ધ્વજાવલિથી શોભિત અને અશ્વશાળા હસ્તિશાળાઆદિથી વિરાજમાન તે હવેલી જોઈ રાજા ઘણો વિસ્મય પામ્યો. પછી મહાજનની સાથે સ્ફટિક રત્નથી બનાવેલા તે શેઠના ગૃહચૈત્યમાં ગયો અને તેની રમણીયતા જોઈ બોલ્યો કે, "અહો ! આ ચૈત્ય હિમાલયનો પર્યાય, અમૃતકુંડનો યમક, ક્ષીરસમુદ્રનું નામાંતર, ચંદ્રાલો-

---

૧ બોલતુ, અવાજ કરતુ.

ક્તી પ્રતિકૃતિ અને ધૌરાગૃહનો અભ્યાસ છે. એ મારા તનને અને મનને અતિ શીતળતા પમાડે છે." એમ કહી તે ચૈત્યમાં મૈરક્તમણિની શ્રીનેમિનાથની પ્રતિમાને નમસ્કાર કરી રત્ન અને સુવર્ણના કળશ, થાળ, આરતી અને મંગળદીવો વિગેરે પૂજાનાં ઉપકરણો જોયાં. એટલામાં એક ચોપડીની અંદર કુબેરદત્તના પરિગ્રહના પરિમાણ સહિત બાર વ્રતની લખેલી ટીપ નજરે પડી તે વાંચી. તેમાં આ પ્રમાણે લખેલું હતું:-

'વૈરાગ્યથી તરંગિત હૃદયવાળો હું (કુબેરદત્ત) શ્રી ગુરૂના ચરણકમળપાસે ગૃહસ્થીને યોગ્ય આ બાર વ્રતો અંગીકાર કરૂં છું. હું પ્રાણીઓનો ઘાત નહીં કરૂં. અસત્ય નહીં બોલું. ચોરી નહીં કરૂં. પરસ્ત્રીગમન નહીં કરૂં. માંસ, મદિરા, માખણ અને મધ નહીં વાપરૂં. રાત્રિ ભોજન નહીં કરૂં પરિગ્રહમાં છ કોટિ સુવર્ણ, આઠસો તોલા મોતી, દસ અમૂલ્ય મણિયો, બે હજાર ઘડા ઘી તેલ વિગેરે, બે હજાર ખાંડી ધાન્ય, દસ હજાર ઘોડા, એક હજાર હાથી, એંશી હજાર ગાયો, પાંચસો હળ, પાંચસો હાટ, પાંચસો ઘર, પાંચસો વહાણ અને પાંચસો ગાડાં એ પ્રમાણે મારી વડીલોપાર્જિત મિલકત છે તે મારા ઘરમાં રહો. હવેથી હું મારા ભુજબળથી જે મેળવું તે શુભ માર્ગે વાપરૂં.'

એ પ્રમાણે કુબેરદત્ત શેઠનો ઋદ્ધિપત્ર વાંચી રાજાનું મન હરાઈ ગયું. પછી ત્યાંથી તે હવેલીના આંગણામાં આવ્યો. ત્યાં કુબેરદત્તની માતા આ પ્રકારે રૂદન કરતી હતી. 'ઓ પુત્ર કુબેર, ગુણના સાગર, તું ક્યાં ગયો છે? તેનો પ્રતિ ઉત્તર તો આપ. જો! તારા વિના સર્વ લક્ષ્મી રાજાને ઘેર જશે.' તે સાંભળી કુમારપાળે વિચાર્યું કે, આર્ય પુરૂષો જે કહે છે કે રાજ્યને અંતે નરક છે તે નિશ્ચે રડતી સ્ત્રીઓનું ધન હરણ કરવાના પાપથીજ છે. પછી તેણે મહાજનોને પૂછ્યું કે, "આ બાઈઓ કોણ છે?"

---

૧. જેમાં પાણીની વૃષ્ટિ થાય એવું કૃત્રિમ મકાન. ૨. લીલા રંગનું રત્ન વિશેષ.

મહાજને કહ્યું, "મહારાજ, આ ગુણશ્રી નામની કુબેરદત્તની માતા છે અને આ બીજી કમળશ્રી તેની સ્ત્રી છે."

પછી સ્ત્રીને રડતી અને માતાને 'અરે વત્સ, તું ક્યાં ગયો છે?' ઈત્યાદિ પ્રકારે બોલતી જોઈ કુમારપાળ તેમની પાસે ગયો અને સિંહાસનપર બેસી બોલ્યો કે, "હે માતા, તમે એવો શોક શા માટે કરો છો? સૂક્ષ્મ કીડાથી માંડી ઇંદ્ર પર્યંતના સર્વ જીવોને મરણ એતો નિશ્ચિત છે. આ દુનિયામાં બંધુ વિગેરેનો જે સંબંધ છે તે એક વૃક્ષઉપર રહેનારાં પક્ષીઓના ટોળાના સમાગમ જેવો છે. અને મરેલાને પાછો આવવાનું ધારવું એ પ્રાયે પથ્થર નીચે પડેલા અને બળેલા બીને ઉગવાની આશા રાખવા જેવું છે. અણસમજુ લોકો ફોકટ શોકથી પોતાના આત્માને ક્લેશ પમાડે છે. વારૂ પણ આ સમાચાર તમને કોણે કહ્યા?"

ગુણશ્રીએ કહ્યું કે, "વામદેવ નામના કુબેરદત્તના મિત્રે."

પછી રાજાએ વામદેવને બોલાવી સમુદ્રગમનાદિની હકીકત પૂછી. તેણે નમસ્કાર કરી કહ્યું કે, "મહારાજ, અહીંથી કુબેરશેઠ ચાર મોટા શેઠિયાને ઘરની ભાળ કરી ભરૂચના બારામાં થઈને પાંચસો પાંચસો માણસથી ભરેલાં પાંચસો વહાણ લેઇ બીજે કાંઠે ગયો. ત્યાં તેને ચૌદ કોટિ સોનૈયાનો લાભ થયો ત્યાંથી પાછા ફરતાં પ્રતિકુળ પવને તેનાં પાંચસો વહાણોને વિષમગિરિ આગળ વલયના[1] સંકટમાં નાખ્યાં. તે પહેલાં બીજા કોઈનાં પાંચસો વહાણ પણ ત્યાં આગળ પડેલાં હતાં. હવે વહાણ નિકળી શક્યાં નહીં, તેથી કુબેરદત્તને અને તેના પરિવારને ઘણો ખેદ થયો. એવામાં એક નૌવિત્ત[2] નાવમાં બેસીને ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો કે, "હે લોકો, હું તમને નિકળવાનો ઉપાય બતાવું."

કુબેરદત્તે તેને પૂછ્યું કે, "તમે ક્યાંથી આવ્યા? અને તમે શો ઉપાય બતાવો છો?"

---

૧. દરિયાના પાણીમાં થતું ચક્કર જેને ભમરો કહે છે. ૨. હોડીવાળો.

નૌવિત્તે કહ્યું કે, "અહીં નજીકમાં પંચશૃંગ નામનો એક દ્વીપ છે. ત્યાં સત્યસાગર નામનો રાજા રાજ્ય કરે છે. તેણે શિકાર કરતાં એક ગર્ભવતી હરિણીને મારી. તે હરિણીની પાછળ તેનો નર (હરણ) પણ તરત મરી ગયો. તે બનાવથી વૈરાગ્ય આવવાથી સત્યસાગર રાજાએ પોતાના દેશમાં અમરપડો વજડાવ્યો. આજે પ્રથમ મોકલેલા પોપટના મુખથી તમારી દુરવસ્થા જાણી તેમણે મને અહીં મોકલ્યો છે."

તે સાંભળી કુમારપાળ–અહો મહાત્માઓની મોટી કૃપા સર્વ સત્વો ઉપર સરખી હોય છે એમ મન સાથે ચિંતવી પ્રકાશમાં બોલ્યો કે, "વારૂં, આગળ શું થયું ?"

વામદેવ બોલ્યો કે, "પછી કુબેરદત્તે નિકળવાનો ઉપાય પૂછયો ત્યારે નાવિકે કહ્યું કે, આ પર્વતની બાજુપર એક દ્વાર છે, તેમાં થઇને પર્વતની પેલી બાજુએ જવું. ત્યાં એક ઉજ્જડ નગર આવે છે. તેમાંના જિનચૈત્યમાં જઇ નગારૂં વગાડવું એટલે તેના મોટા અવાજથી તે પર્વતના શિખર ઉપર સૂતેલાં ભારંડ પક્ષીઓ ઉડશે અને તેમની પાંખોના પવનથી તે વહાણો માર્ગે પડશે. પછી કુબેરશેઠે બધા લોકોને બોલાવી ત્યાં જવા માટે પૂછ્યું પણ કોઇએ હા પાડી નહી. ત્યારે અસાધારણ સાહસવાળો પરમ કૃપાળુ તે શેઠ પોતે ત્યાં ગયો અને નાવિકના કહેવા પ્રમાણે નગારૂં ઠોક્યું એટલે ભારંડ પંખીઓના એકી વખતે ઉડવાથી થયેલા વાયુના જોરે સર્વ વહાણો ઉપડીને ક્ષેમકુશળ ભરૂચના બારામાં આવ્યાં. અહીંથી આગળ કુબેરદત્તનું શું થયું તે હું જાણતો નથી."

પછી કુબેરદત્તના મેહેતાઓએ વીસ કોટિ સોનૈયા, આઠ કોટિ રૂપીઆ અને એક હજાર તોલા રત્ન વિગેરે તેની ઋદ્ધિ લેઈ જવા રાજાને વિનંતી કરી. ત્યારે નિઃસ્પૃહશિરોમણિ કુમારપાલે તેનો તૃણ પ્રમાણે તિરસ્કાર કરી કહ્યું કે, "અસીમ સહાસ અને દયારૂપી ધનવાળો કુબેરદત્ત ઉત્તમ પુરૂષ છે અને તે જીવતોજ આવશે." એ પ્રકારે

ગુણશ્રી વિગેરેને આશ્વાસન આપી રાજા પાછો ફરવા લાગ્યો. તેટલામાં કુબેરદત્ત નવીન સ્ત્રીસાથે વિમાનમાં બેસીને ત્યાં આવી પહોંચ્યો. તે જોઈ રાજા વિગેરે આશ્ચર્ય પામ્યા અને બોલી ઉઠ્યા કે, "અહો કુબેરશેઠ તો આવ્યા!" પછી કુબેરદત્ત વિમાનમાંથી ઉતરી પ્રથમ માતાને પગે લાગ્યો અને રાજા પાસે હાથ જોડી ઉભો રહ્યો. એટલે રાજાએ તેને બેસાડી પૂછ્યું કે, "શેઠજી, તે શૂન્ય નગરમાં શું થયું?"

કુબેરદત્ત બોલ્યો, "મહારાજ, તે નગરના કોઈએક મહેલમાં હું ગયો. ત્યાં મેં એક કન્યાને દીઠી. તેણીએ મને બોલાવી કહ્યું કે, આ પાતાલતિલક નામના નગરમાં પાતાલકેતુ નામનો વિદ્યાધર રાજા છે. તેને પાતાલસુંદરી નામની રાણી છે. તે બેની પાતાલચંદ્રિકા નામની હું કન્યા છું. મારા પિતા માંસના ભારે લોલુપી[1] છે. એક દિવસ તેને માટે પ્રથમ રાંધેલું માંસ બિલાડો ખાઇ ગયાથી કોઇ કુભાર્યાએ રખડતા મૂકેલા બાળકનું માંસ તેના ખાવામાં આવ્યું. ત્યારથી તે માંસ ભક્ષણનો વ્યસની રાક્ષસ થયો છે અને તેણે ક્રમે કરીને આખા નગરનુ ભક્ષણ કરી નાખ્યું છે. હમણાં તે અહારની શોધમાં ગયો છે. એટલામાં પાતાલકેતુ સ્ત્રીસહિત ત્યાં આવી ચડ્યો. તેમણે મારા ઉપર પ્રસન્ન થઈ મને તે કન્યા પરણાવી. મે તેણીને ગ્રહણ કરી પાતાલકેતુને પ્રતિબોધ પમાડ્યો. પછી તે મને ભાર્યા સહિત વિમાનમાં બેસાડી અહી સુધી મૂકીને સ્વસ્થાનકે ગયો."

આ અદ્ભુત વૃત્તાંત સાંભળી ચકિત થયેલો કુમારપાળ બોલ્યો, "હે કુબેરદત્ત, તમે બીજાનુ રક્ષણ કરવા પોતાના અમૂલ્ય પ્રાણને તૃણસમાન લેખી સ્વર્ગગમન હસ્તગત કર્યું, કલ્યાણિનાંને પરણી માંસભક્ષી રાજાને ધર્મ પમાડયો અને છેવટે ક્ષેમકુશલ ઘેર આવ્યા.

---

૧. સ્વાદીઓ, લાલચુ.

માટે કહો વારૂ તમે શું અદ્‌ભુત નથી કર્યું? હવે આ તમારી લક્ષ્મીનું ગ્રહણ કરો."

એ પ્રકારે કુબેરદત્તનાં વખાણ વિગેરે કરી કુમારપાલ ગુરૂ શ્રી હેમાચાર્યને વાંદવા ગયો. ગુરૂજી લોકોના મુખથી પ્રથમજ રાજાનું અદ્‌ભુત વર્તન સાંભળી મનમાં ચમત્કાર પામેલા હતા. તે રાજાને દેખી બોલ્યા કે, "હે કુમારપાલ, પૂર્વે રઘુ ભરત વિગેરે રાજાઓ કૃતયુગમાં પણ જે ન કરી શક્યા તે તમે સંતોષ રાખીને રડતી સ્ત્રીઓનું ધન છોડવામાં આ કલિયુગમાં કર્યું છે; માટે તમે મહા પુરૂષોમાં શિરોમણિ છો. રાજાઓ અપુત્રિયાનું ધન લેઇને તેમના પુત્ર થાય છે પણ તમે તો સંતોષથી તેનો ત્યાગ કરીને ખરેખરા રાજપિતામહ થયા છો." એવી રીતે શ્રી ગુરૂ, જેમણે કોઇ વીર બાકી રાખ્યા નથી એવા સેંકડો રાજાઓ અને સર્વ લોકો જેની અનેક પ્રકારે આનંદસ્તુતિ કરતા હતા અને જે દર વર્ષે બ્હોંતેર લાખ સોનૈયાનો રેતીની માફક ત્યાગ કરતો હતો તે લોકોત્તર કુમારપાલ કયા મહાત્માની સ્તુતિને પાત્ર ન થાય?

૪. **પરસ્ત્રી ત્યાગ અને સ્વદારા સંતોષ.**— બાર વ્રત લેતા પહેલાં 'પરસ્ત્રી મા બેન સમાન' એવું વ્રત તેણે અંગીકાર કર્યું હતું. જો કે ધર્મપ્રાપ્તિ પહેલાં તેને બહુ રાણીઓ હતી તોપણ તે સર્વેનું સ્વલ્પ આયુ હોવાથી વ્રત ગ્રહણ કરતી વખતે એકલી ભોપલદેવી પટ્ટરાણીજ રહી હતી. તે રાજર્ષિએ તે એકલીથીજ સંતોષ માની ફરીને પાણિગ્રહણ કરવાનો નિયમ લીધો. વળી તેણે, 'જેટલું પુણ્ય બ્રહ્મવ્રત ધારીને થાય છે તેટલું પુણ્ય કોટિસુવર્ણનું દાન આપનાર અથવા કનકમય પ્રાસાદ કરાવનારને થતું નથી અને એક રાત્રિ પણ બ્રહ્મચર્ય સેવવાથી જે ગતિ થાય તે ગતિ હજાર યજ્ઞો કરવાથી પણ મળવી મુશ્કેલ છે. વિગેરે' જાણી સર્વદા બ્રહ્મચારી રહેવાની ઇચ્છા રાખી વર્ષા રૂતુમાં ચાર માસ ત્રિધા શીળ પાળવાની પ્રતિજ્ઞા

કરી. તેમાં મનથી ભંગ થાય તો ઉપવાસ, વચનથી થાય તો આંબેલ અને કાયાથી થાય તો વિગેયનો ત્યાગ કરવાનો અભિગ્રહ રાખ્યો. કહ્યું છે જે,

एका भार्या सदा यस्य त्रिधा शीलं घनागमे ।
नव्यपाणिग्रहे नियमश्चतुर्थव्रतपालने ॥ १ ॥

"ચોથું વ્રત પાળવામાં જેને હમેશને માટે એકજ સ્ત્રી હતી. જે વર્ષાઋતુમાં મન વચન અને કાયા એ ત્રણ યોગે કરી શીળ પાળતો હતો અને જેણે નવીન પાણિગ્રહણ કરવાનો નિયમ લીધો હતો. ઇત્યાદિ.

કેટલોક વખત વીત્યા પછી ભોપળદેવી પરલોક ગઈ ત્યારે સામંતો અને મંત્રીઓએ મળી રાજાને વિનંતી કરી કે, "હે પ્રજાવત્સલ ચૌલુક્ય કુળના આધાર, પાણિગ્રહણ કરવાના મહોત્સવથી અમ સેવકજનો ઉપર અનુગ્રહ કરો."

તે સાંભળી રાજા બોલ્યો, "આ સંસારની વૃદ્ધિના ઉપાયભૂત પાણિગ્રહના આગ્રહથી બસ થયું. હવેથી મને સર્વ વ્રત, તપ અને નિયમાદિ ક્રિયાસમૂહને સફળ કરનાર બ્રહ્મચર્ય યાવજ્જીવ થાઓ. આગમમાં પણ કહ્યુ છે કે, जेण सुद्धचारिएण वयाणि दाणाणि तवो नियमाइणि सुचरियाणि भवंताति (જે બ્રહ્મચર્ય શુદ્ધ આચરવાથી વ્રત, દાન તપ અને નિયમ વિગેરે સફળ થાય છે.)"

સામંતાદિએ કહ્યું, "હે મહારાજાધિરાજ, પટ્ટરાણી શિવાય મંગળોપચાર શીરીતે થશે. [2] બીજા લોકોની પેઠે રાજા સ્ત્રીના ઉપચારે રહિત સાંભળ્યા અગર જોયા નથી."

---

૧ જેમાં દિવસમા એક વખત સ્નેહ શિવાયનું અને મરચાં તથા ગરમ મસાલા વગરનું લુખુ ભોજન ખવાય એવું વ્રત.

૨ દુધ દહી, ઘી, ગોળ, ખાંડ અને કડાઇમાં તળેલા પદાર્થ એ ૭ વિગય એટલે વિકાર કરનારા પદાર્થ ગણાયછે.

રાજા બોલ્યો, " હે રાજપુરૂષો, સાંભળો રાજપિતામહ ગાંગેય (ભીષ્મ), જેની આજ્ઞા સર્વ રાજાઓના મસ્તક ઉપર મુકુટ તરીકે રહેતી હતી, તેણે જન્મથીજ પાણિગ્રહણ કરવાનો નિયમ લીધો હતો તે વાત ભૂલી કેમ જાઓછો. ? મારેતો હવે યાવજ્જીવ બ્રહ્મચર્ય આચરવાનો ઉત્સવ કરવો ઉચિત છે."

એ વિગેરે ધર્મશાસ્ત્રના વચનની યુક્તિથી તેણે સર્વ સામંત વિગેરે લોકોને સમજાવી તેમની સમક્ષ બાળબ્રહ્મચારી શ્રીહેમાચાર્યના શ્રીમુખથી બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું. ત્યારપછી મંત્રીઓએ ભોપલદેવીની સોનાની મૂર્તિ કરાવીને સર્વ રાજધર્મના મંગળોપચાર, જેવાકે આરતી મંગળદીવો વિગેરે, કરતી વખતે રાજાની બાજુએ સ્થાપવા માંડી.

अयं राजर्षिरित्याव्हां प्राप्तप्रौढिं वितन्वतः ॥
अजिह्मब्रह्मलीनस्य चौलुक्य तव कः समः ॥ १ ॥
इत्युपश्लोकितः पुण्यश्लोको लोकोत्तरैर्नरैः ॥
श्रीकुमारनृप·शुद्धश्रद्धालुर्जयताच्चिरम् ॥२ ॥

" હે ચૌલુક્ય, આ રાજર્ષિ છે એવી પ્રસિદ્ધિ પામેલી પદવીને ધારણ કરનાર અને નિર્મલ બ્રહ્મચર્યમાં લીન રહેનાર તમારા સમાન કોણ છે ? " એ પ્રકારે લોકોત્તર પુરૂષો જેનું શ્લોકમાં ગુંથન કરછે અને જેનું નામ લેવામાં મોટું પુણ્ય માને છે એવો શુદ્ધ શ્રદ્ધાવંત કુમારપાળ રાજા ચિરકાળ રાજ્ય પામો.

૫. અપરિમિત પરિગ્રહ ત્યાગ અને ઇચ્છા પરિમાણ.— પોતે જોએલા અને સાંભળેલા મહાપુરૂષોના પરિગ્રહને અનુસરી પાપથકી બીને કુમારપાળે આ પ્રમાણે પરિગ્રહનું પરિમાણ કર્યું. છ કોટિ સોનૈયા, આઠ કોટિ રૂપિયા, એક હજાર તોલા મહામુલ્યવંત રત્નો, બીજા દ્રવ્યની અનેક કોટિયો, બેહજાર ઘડા ઘી તેલ વિગેરે, બે હજાર ખાંડી ધાન્ય, પાંચ લાખ ઘોડા. એક હજાર ઉંટ, એક

હજાર હાથી, એંશી હજાર ગાયો, પાંચસો ઘર, પાંચસો વખાર, પાંચસો સભાઓ અને પાંચસો ગાડીઓ એટલો સામાન્ય પરિગ્રહ રાખ્યો. સૈન્યમાં અગીઆરસો હાથી, પચાસ હજાર રથ, અગીઆર-લાખ ઘોડા, અને અઢાર લાખ પાયદળ રાખ્યુ. સર્વ પ્રકારે પાપના ધંધાથી નિર્વૃત્તિ ઈચ્છનાર તે ધર્માત્માના બીજી વસ્તુઓના પરિમાણ વિષે તો શું કહીએ? ચણા, મીઠું, તેલ, લોઢું અને ગોળ વિગેરે વસ્તુઓનો પણ તેને નિયમ હતો. તે ધર્માત્માને રત્નસ્વર્ણાદિની અનેક પ્રકારે વૃદ્ધિ છતાં વ્રત ગ્રહણ કરતી વખતે તેણે આ પ્રમાણે સ્વલ્પ પરિગ્રહ રાખ્યો હતો. સર્વ કોઈ આશારૂપી પિશાચથી હણાઈ અતિશય પરિગ્રહ રાખે છે પણ આ રાજર્ષિ કુમારપાળે તો પોતાનો અનેક પ્રકારનો વૈભવ ઘણે ભાગે સંતોષ વૃત્તિથી ત્યાગ કર્યો માટે કહો વારૂ તે સત્પુરુષોને પ્રણામ કરવા યોગ્ય કેમ ન થાય?

जगच्चेतश्चमत्कारिपंचाणुव्रतधारकः ॥
परमार्हतभूमीशश्चिरंजीयात्कुमारराट् ॥१॥

"જગતના (જીવોના) ચિત્તને ચમત્કાર પમાડનાર પાંચ વ્રતોને ધારણ કરનાર પરમાર્હત કુમારપાળ રાજા ચિરકાળ જય પામો."

૬. દિગ્ ગમન ત્યાગ.— ચોમાસાના ચાર મહિનામાં પાટણના કોટની બહાર ન જઉં અને ચૈત્યદર્શન તથા ગુરૂવંદન શિવાયના બીજા કામે પ્રાયઃ નગરમાં પણ ન ફરૂં એવો તેણે નિયમ લીધો અને મોટો પ્રસંગ આવે પણ તેનો ત્યાગ કર્યો નહીં. તેના એ નિયમની ખબર સર્વત્ર પ્રસાર પામી. ગિજનીના દુર્ધર શકાનિક રાજાએ પણ ચરોથી તે ખબર જાણી અને ગુજરાતની સમૃદ્ધિથી લલચાઈ તેનો ભંગ કરવાના ઈરાદાથી પ્રયાણ કર્યું. તે સમાચાર ગિજનીથી આવેલા ચરોએ કુમારપાળને જાહેર કર્યા. તે સાંભળી ચિંતાક્રાંત થએલો રાજા અમાત્યસાથે ગુરૂના ઉપાશ્રયમાં કહેવા લાગ્યો કે, "હે પ્રભુ, આજે ચરોએ આવીને ખબર કહી કે,

બળવાન તુર્કાધિપતિ ધિજનીથી અહીં આવવા નિકળ્યો છે. તેના સામો થવાને સમર્થ છતાં પણ વર્ષાઋતુમાં નગરની બહાર જઉં નહીં એવા નિયમને લીધે હું અસમર્થ થયો છું. હવે જો હું સામો થતો નથી તો દેશમાં ભંગ થઈ લોકને પીડા થાય છે. જો સામો થઉં છું તો વ્રતનો ભંગ થાય છે." ગુરૂએ કહ્યું કે, "ચિંતા ન કરો. તમે આરાધેલો ધર્મજ તમને સહાય કરશે." એ પ્રકારે રાજાને આશ્વાસન આપી ધર્મમાં સ્થિર કરવા સૂરિએ પદ્માસન કરી કોઈ મોટા દેવતાનું અંતર્ધ્યાન કરવા માંડ્યું. પછી એક મુહૂર્ત્ત થયું એટલે રાજાએ ગગનમાર્ગે આવતો દિવ્ય વસ્ત્રથી ઢાંકેલો એક પલંગ દીઠો. તેના તરફ વારંવાર જોઈ વિચારવા લાગ્યો કે, આકાશમાં વિદ્યાધરના વિમાનની પેઠે આલંબન વગર આ પલંગ શી રીતે આવતો હશે. એટલામાં તે પલંગ અંદર સૂતેલા એક માણસ સાથે ગગનમાંથી ઉતરી ક્ષણવાર સુધી ગુરૂની પાસે સ્થિર રહ્યો. તે જોઈ રાજાએ પૂછ્યું કે, "મહારાજ, આ પલંગ શો? અને આ પુરૂષ કોણ? એ અહીં ક્યાંથી આવ્યા.?" ગુરૂએ કહ્યું કે, "એ તારા ઉપર ચઢી આવેલો મહા બલવાન્ ધિજનીનો રાજા છે. એને મેં સૈન્યમાં સૂતેલો હતો ત્યાંથી પલંગ સાથે ઉચકી મંગાવ્યો છે." તે સાંભળી જેવો રાજા સંભ્રમથી તેના મુખ સામું જોવા જતો હતો એટલામાં તે શકાધીશ એકાએક જાગી ઉઠયો અને મનમાં વિચારવા લાગ્યો કે, "અહો, તે સૈન્ય ક્યાં? હું ક્યાં? હું અહીં ક્યાંથી આવ્યો? વળી આ સિંહાસનપર ધ્યાન લગાવીને કયો યોગીંદ્ર પુરૂષ બેઠો છે? અને આ તેની આગળ પોતાની લીલાથી ઈંદ્રને પણ હેલના કરે એવો આ રાજા કોણ છે? એ પ્રમાણે તેને ચિંતામાં પડેલો જોઇ સૂરિ બોલ્યા કે, "હે શકાધીશ, દિશાઓ જોઇને કોનું ધ્યાન કરો છો? આ તમારી સામે કુમારપાળ રાજકુંજર બેઠેલો છે. એણે પૃથ્વીપર પોતાનું અને ધર્મનું એક છત્ર રાજ્ય કરવા માંડ્યું છે. તે મહાકાર્યમાં દેવતાઓ પણ એને સહાય કરે છે. તેઓ એની આજ્ઞાનું કદી ઉલ્લંઘન કરી શકતા નથી. એ

પોતાની શક્તિથી રિપુ રાજાઓને ઘરમાંથી અથવા સૈન્યમાંથી જ્યાં હોય ત્યાંથી ક્ષણવારમાં દાસની માફક બંધાવી મગાવે છે. તમે સૈન્ય લેઈને આવ્યા છો એમ ખબર પડવાથી એણે તમને પણ અહીં બાંધી મંગાવ્યા છે. એ ત્રણ ભુવનને શરણ લેવા યોગ્ય અને શરણે આવેલાને વજ્રના પાંજરા સમાન છે, માટે જો તમારૂં પોતાનું હિત તાકતા હો તો એનું શરણ લ્યો."

તે સાંભળી આશ્ચર્ય, ભય, ઉદ્વેગ, ચિંતા અને લજ્જાદિથી વ્યભિચારી, સુંદર ચેષ્ટાથી યુક્ત અને અવ્યભિચારી ભક્તિવડે તે શકેંદ્રે અહંકારની સાથે પલંગ છોડયો; પછી સૂરિને પગે લાગી કુમારપાળને નમનપૂર્વક બે હાથ જોડી વિનંતી કરી કે, "હે રાજેંદ્ર, દેવતાની આપને આવી સહાય છે એ મને ખબર નહોતી. હવેથી હમેશને માટે હું આપની સાથે સંધિ કરૂં છું."

કુમારપાળ બોલ્યો, "હે શકાધીશ, મારી કુશળતા અને શત્રુ ઉપરનો તાપ સાંભળ્યા છતાં તમે અહીં કેમ આવ્યા?"

શકેંદ્રે કહ્યું કે, "હે રાજેંદ્ર, હાલ આપ વ્રતમાં સ્થિર હોવાથી નક્કી જીતાયા પ્રમાણે નગરની બહાર નહીં નિકળો અને તેથી છળથી સૈન્યવડે દેશનો ભગ કરવો ઠીક પડશે, એમ વિચારી હું અહીં આવ્યો હતો; પરંતુ આવા ગુરૂ મહારાજ જાગ્રત છતાં આપને છળ શી રીતે થાય? પ્રથમ આપ વીર પરાક્રમી છો એમ સાંભળ્યું હતું તે આજે વિશેષ પ્રકારે સિદ્ધ થયું છે. હાલનું મારૂં અજ્ઞાન કદી ભૂલાય તેમ નથી. ઈશ્વર આપનું કલ્યાણ કરો. હવે કૃપા કરીને મને મારા સૈન્યમાં પહોંચાડો. મારાવિના સર્વ સૈનિકો ગભરાટમાં પડશે."

રાજર્ષિ બોલ્યો, "હે શકાધિપ, જો તમે તમારા નગરમાં છ મહિના સુધી અમારિ પળાવો તો હું તમને છોડું મારી એવીજ

આજ્ઞા અને વાંછા છે કે બળથી અથવા છળથી હરેક પ્રકારે પ્રાણીનું રક્ષણ કરાવવું. મારા કહેવા પ્રમાણે કરવાથી તમને પણ પુણ્ય થશે."

શકેંદ્ર સમજ્યો કે અહીંથી બીજી રીતે છૂટાય તેમ નથી અને એ બળિયા આગળ આપણું કંઈ ચાલે તેમ નથી, એમ વિચાર કરી તેણે કુમારપાળનું વચન માન્ય રાખ્યું.

પછી પોતે અતિશયવાળો રાજા છે એમ જણાવવા કુમારપાળ તેને પોતાના મહેલમાં લેઈ ગયો અને અનેક પ્રકારે સત્કાર આપ્યો. ત્યારપછી તેને જીવદયાના સંબંધમાં શિક્ષા આપી પોતાના કેટલાક આપ્તજનોને હુકમ કરી તેમની સાથે સ્વસ્થાનકે એટલે સૈન્યના પડાવમાં પહોંચાડ્યો. ત્યાંથી તેઓ તેની સાથે ધિજની ગયા અને ત્યાં છ મહિના સુધી જીવરક્ષા પળાવી પાછા ફર્યા. વિદાયગીરીમાં શકેંદ્રે ઘોડા વિગેરેની ભેટ આપી, તે લાવી કુમારપાળને અર્પણપૂર્વક આનંદિત કર્યો.

ईदृग्जगद्गुरुः शक्तिभुक्तिमुक्तिप्रदायकः ॥
ईदृग्दृढव्रतो राजा श्राद्धः काले कलौ कुतः ॥ १ ॥

"શક્તિ, ભુક્તિ અને મુક્તિના આપનાર આવા જગદ્ગુરુ અને આવા દૃઢવ્રતી શ્રાવક રાજા કલિકાળમાં ક્યાંથી હોય"?

એ પ્રકારે સર્વ નરેંદ્રો અને મુનીંદ્રો જેની સ્તુતિ કરતા હતા એવા કુમાર ભૂમિપતિએ સંકટો[1] કષ્ટ પડે છતે છઠ્ઠું વ્રત શુદ્ધ રીતે પાળ્યું.

૭ ભોગોપભોગનું પરિમાણ—કુમારપાળ રાજર્ષિએ ભોજનની અંદર માંસ, મદ્ય, મધ અને માખણ વિગેરે બાવીસ અભક્ષ્ય અને બત્રીશ અનંત કાય વિગેરેનો નિયમ રોગાદિ મહાકષ્ટનો પણ આગાર રાખ્યા શિવાય લીધો. દેવપૂજાના અવસરે

૧ ઘણાં.

દેવની આગળ ધરાવ્યા પછી ફલ, પુષ્પ, પત્ર અને આહારાદિ સર્વ વસ્તુઓ વાપરવાનો અભિગ્રહ કર્યો. સચિત્તમાં ફક્ત નાગરવેલનાં આઠ બીડાં દરરોજને માટે રાખ્યાં. રાત્રે ચારે આહાર લેવાનો ત્યાગ કર્યો. ચોમાસાની અંદર ફક્ત ઘી વિગય મોકળું રાખ્યું. લીલાં સર્વ શાક ખાવાની બાધા કરી. તપના પારણા અને ઉત્તર પારણાના દિવસો વર્જી બીજા દિવસોમાં નિરંતર એક ભુક્તા કરવાનો નિયમ લીધો. હમેશ દહાડે બ્રહ્મચર્ય પાળવાનો અને પર્વતિથિયોમાં [1]અબ્રહ્મ, [2]સચિત્ત તથા વિગયનો ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો. એ રીતે સર્વ ભોગ અને ઉપભોગમાં નિઃસ્પૃહ છતાં કુમારપાળ રાજર્ષિએ રાજધર્માદિને આધીન હોવાથી પરિમિત અને નિરવદ્ય ભોગોપભોગ વિગેરે વાપર્યાં.

એક વખત ઘેબર જમતાં જમતાં કંઇક વિચાર આવવાથી તે એકદમ જમવાનું પડતું મૂકી સ્વચ્છ થઇને ધર્મશાળામાં આવ્યો; અને ગુરુને નમસ્કાર કરી પૂછ્યું કે, "મહારાજ, અમને ઘેબર કલ્પે કે નહીં?"

હેમાચાર્યે કહ્યું કે, "વાણિયા બ્રાહ્મણ ઘેબર વાપરે પરંતુ અભક્ષ્યના નિયમવાળો ક્ષત્રિય ન વાપરે. કારણ કે, તે ખાધાથી ક્ષત્રિયને માંસાહારનું સ્મરણ થાય છે."

રાજા બોલ્યો, "મહારાજ! આજે મને તેવોજ અનુભવ થયો હતો; પણ આપે શી રીતે જાણ્યું?"

હેમાચાર્યે કહ્યું કે, "શ્રીજિનાગમથી સર્વ પ્રકારનો બોધ થાય છે."

એ સાંભળી રાજાનો શ્રીજિનાગમ ઉપર બહુ આદર થયો અને તેણે સર્વ શ્રીસંઘની સમક્ષ ઘેબર ખાવાનાં પચ્ચખાણ કરી

૧. સ્ત્રીસંભોગ ૨. ચેતનાયુક્ત પદાર્થ. લીલી વનસ્પતી અને કાચું પાણી વિગેરે.

પૂર્વે ભક્ષણ કરેલા અભક્ષ્ય અહારના પ્રાયશ્ચિતમાં લોકોને જણાવવા સારૂ દાંતની સંખ્યા જેટલા એટલે બત્રીશ રાજવિહારો એક જથે કરાવ્યા. તે પૈકી ચોવીસ વિહારમાં બે શ્વેત, બે શ્યામ, બે લાલ, બે લીલા અને સોળ કંચનસમા એ રીતે ઋષભાદિ ચોવીસ વર્તમાન તીર્થંકરો, ચારની અંદર સીમંધરાદિ ચાર વિહરમાન તીર્થંકરો, એકમાં રોહિણી, એકમાં સમવસરણ, એકમાં ગુરુપાદુકા અને એકમાં વિસ્તીર્ણ અશોકવૃક્ષ એ પ્રમાણે સ્થાપન કર્યાં.

એ રીતે ભોજનમાં તેણે ઘેબર વિગેરે રસયુક્ત અહારનો ત્યાગ કર્યો અને કર્મમાં અંગાર (અગ્નિ), વન (જંગલ) અને શકટાદિ (ગાડાં વિગેરે) ઉપર લેવાતો સરકારહક્ક માફ કરી તે સંબંધનાં જાહેરનામાં કાઢયાં. એ પ્રકારે ભોગોપભોગમાં વિરક્ત એવા નિઃસ્પૃહી પરમાર્હતે શ્રાવકનું સાતમું વ્રત રૂડી રીતે પાળ્યું.

૮. **અનર્થ દંડનો ત્યાગ.**—કુમારપાળે સર્વત્ર સાત વ્યસનોનો નિષેધ કરાવ્યો અને પોતે પણ પ્રમાદ, ક્રીડા, હાસ્ય, ઉપચાર, શરીરનો અતિશય સત્કાર અને વિકથા વિગેરે કરવાનો ત્યાગ કરી નિરંતર જાગતા ધર્મધ્યાન રૂપી અમૃતના સાગરમાંજ નિમગ્ન રહ્યો. બીજા શબ્દોમાં જેણે સાત વ્યસનોને ત્રાસ પમાડ્યો હતો અને જેની દુર્ધ્યાનના વિષયમાં સ્થિતિ નહોતી તે દંડ નહીં કરનાર રાજર્ષિએ સર્વ અનર્થ દંડનો ત્યાગ કર્યો.

૯. **સામાયિક વ્રત.**—કુમારપાળે દરરોજ બે સામાયિક કરવાનો નિયમ લીધો હતો. પાછલી રાત્રના સામાયિકમાં તે યોગશાસ્ત્રના બાર પ્રકાશ અને વીસ વીતરાગસ્તવનું સ્મરણ કરતો અને ત્યારબાદ બીજું કામ કરતો. બીજું સામાયિક પોષધશાળામાં કરતો અને તે સમયે ગુરૂ શિવાય બીજાની સાથે મૌનપણે રહેતો.

---

૧. ગપ્પાં. જેમાં ધર્મનો સંબંધ ન હોય એવી દેશ, રાજા, સ્ત્રી, અને ભોજન સંબંધી વાતો.

બન્ને સામાયિક વસ્ત્ર તપાસી અને ભૂમિ [1]પ્રમાર્જીને શુદ્ધ [2]સમાચારી પૂર્વક કરતો. એક પાસે રાગ રૂપી મહાસાગર અને એક પાસે દ્વેષરૂપી દાવાનળ એ બેની વચમાંનો માર્ગ તે સામ્ય અથવા સમતા કહેવાય છે. એ સમતારૂપી અમૃતના આસ્વાદમાં રક્ત આત્માવાળો અને અંગ ગોપવવામાં ઉદ્યમવંત રાજા એ પ્રમાણે સામાયિકમાં તત્પર રહેતો.

૧૧. **પોષધોપવાસ વ્રત.**—કુમારપાળ હમેશ પર્વતિથિયોમાં પોષધ લેતો અને તે દિવસે ઉપવાસ કરી રાત્રે બિલકુલ સૂતો નહીં. ગુરુને વંદન કરવામાં તત્પર રહેતો. ઉઘાડે મુખે બોલતો નહી. પ્રમાર્જન કર્યા વગર ચાલતો નહીં. ઘણો વખત કાયોત્સર્ગમાં રહેતો, અને તેમ ન બને ત્યારે દર્ભના આસન ઉપર બેસી પ્રાણાયામ કરતો. આ દેહમાં બે નેત્ર, બે કાન, નાસિકાનો અગ્રભાગ, લલાટ, મુખ, નાભિ, મસ્તક, હૃદય, તાલુ અને ભ્રકુટી એ નિર્મળ બુદ્ધિવાળાઓને ધ્યાન કરવાનાં સ્થાન બતાવેલાં છે. રાજયોગીંદ્ર એમાંના કોઇ પણ એક સ્થાન ઉપર વિષય રહિત નિશ્ચળ ચિત્ત રાખી એક આસનમાંજ રહેતો. એ પ્રકારે દેહ અને [3]ઉપધિ વિગેરેમાં મૂર્છા રહિત તે રાજર્ષિ સર્વ પર્વના દહાડામાં નિયમપૂર્વક પોષધ લેતો.

૧૨ **અતિથિસંવિભાગ.**—કુમારપાળે પોતાના રાજ્યની અંદરના શ્રાવકો પાસેથી લેવાતો બ્હોંતેર લાખ રૂપિઆનો વાર્ષિક કર બંધ કર્યો. તુટી ગયેલા પ્રત્યેક સધર્મિક આશ્રય માગવા આવેથી એક હજાર દીનાર આપવાની આભડશેઠને ભલામણ કરી. ગુરુ મહારાજને પણ નાગાભૂખ્યા શ્રાવક જણાય તેની પોતાને ખબર આપવા વિનંતી કરી. પછી વર્ષે દહાડે આંકડો મંગાવ્યો તો એક કરોડ રૂપિયાનો આવ્યો. રાજાએ તેટલા રૂપિયા આભડશેઠને આપવા માંડ્યા તે લેવાની ના પાડી તેમણે કહ્યું કે, “મહારાજ !

---

૧. ચરવળાથી જીવજંતુ વિગેરે દૂર કરી. ૨ વિધિ. ૩ વસ્ત્રાદિ.

કોશ બે પ્રકારના હોય છે. સ્થાવર અને જંગમ. તેમાં અમે આપના જંગમ કોશના સ્થાનકે છીએ." તે સાંભળી કુમારપાળ બોલ્યો કે, "હે શેઠ ! તમારે એમ ન કરવું. એથી તો મારા વ્રતનો ભંગ થશે." એમ કહી તેણે આભડશેઠને સર્વ રૂપિયા આપ્યા અને એવી રીતે ઘણાં વર્ષ સુધી પોતાનો અભિગ્રહ બરોબર પાળ્યો.

એક વખત સૂરિએ રાજર્ષિ કુમારપાળને ઉપદેશ દીધો કે, "પાલખીમાં બેસવાની, હાથી ઘોડે ચડવાની, તાંબુલાદિ ખાવાની, માલમતા જમવાની અને મોટા પ્રાસાદો ( મહેલો ) માં રેહેવાની નવાઈ નથી. કારણ કે, બેવકૂફ માણસો પણ પાલખીમાં બેસે છે, મહાવત તથા રાવત હાથી ઘોડે ચડે છે, નટ અને વિટ પુરુષો તાંબુલાદિ ઉડાવે છે અને હસ્તિ વિગેરે માલદાર ચીજો ખાય છે. મતલબ કે, તેઓ સ્તુતિને પાત્ર નથી. પરંતુ જે કૃતકૃત્ય થયેલો પુરુષ જગતમાં લોકોને ઇચ્છિત દાન આપે છે તેજ સ્તુતિને લાયક છે. દાનમાં પણ અન્નદાન મોટું ફળ આપનાર છે, કારણ કે, તે પ્રાણીઓના પ્રાણ, તેજ, શક્તિ અને સુખરૂપ છે. સંગીત, અદ્ભુત રૂપ, સુંદર સ્ત્રી, બરાસ, કસ્તૂરી, ચંદન, અગર, હાથી, ઘોડા, સુવર્ણ અને રત્નાદિ વસ્તુઓ જો કે યોગ થયે પ્રાણીને સુખ આપે છે તોપણ વિરહમાં તે ભારે દુઃખ કરે છે. માટે સમજુ પુરુષો તત્કાળ પ્રસન્ન કરનારૂ અમૂલ્ય અન્નદાનજ આપે છે. તીર્થંકર ભગવાન્ પણ અન્નદાતા આગળ હાથ પસારે છે. બીજું અનુકંપાથી આપવાના દાનમાં પાત્રાપાત્ર જોવાતો નથી. પણ ધર્મમાં આલંબનની બુદ્ધિથી આપવાના દાનમાં પાત્ર જોવાની જરૂર છે. પાત્ર ત્રણ પ્રકારનાં છે. તેમાં ઉત્તમ પાત્ર સાધુ, મધ્યમ પાત્ર શ્રાવક અને ¹જઘન્યપાત્ર ²અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગણાય છે. કહ્યું છે કે, હજાર મિથ્યાદૃષ્ટિમાં એક અણુવ્રતી સારો, હજાર અણુવ્રતીમાં એક મહાવ્રતી સારો અને હજાર મહાવ્રતીમાં એક તત્વજ્ઞાની સારો.

---

૧. કનિષ્ઠ. ૨. જેણે એકે વ્રત લીધું નથી એવો સમકિતી.

તત્વજ્ઞાનીના જેવું પાત્ર તો થયું નથી અને થશે નહીં. મતલબ કે, તે સર્વથી શ્રેષ્ઠ પાત્ર છે."

સદરહુ ઉપદેશથી ઉલ્હાસ પામી કુમારપાળે સધર્મીનું વાત્સલ્ય કરવા સારૂ આદરપૂર્વક દાણાના કોઠાર અને ઘી મૂકવાના ઘરથી યુક્ત અને ભોજનશાળાથી વિભૂષિત એક વિશાળ સત્રાગાર કરાવ્યો. તેની નજીકમાં જાણે કોઈ જૈન ધર્મની હસ્તિશાળા હોય નહીં તેવી અતિ વિસ્તીર્ણ વિશાળ અને ઉંચી પોષધશાળા બંધાવી. ત્યાં શ્રાવકો સુખે બેસતા અને આરામ લેતા. તેમની દેખરેખ રાખવાને રાજાએ શ્રીમાળ કુળના નેમિનાગ શેઠના પુત્ર અભયકુમારને અધિકારી નિમ્યો. એક વખત શ્રીપાળના પુત્ર સિદ્ધપાળ કવિએ રાજાને કહ્યું કે, "હે મહારાજ! બીજાથકી બીને સમુદ્ર મણિયોને તળીએ નાખી મૂકે છે, રોહણાચળ રત્નોને રેતીમાં ઢાંકી દે છે. મેરુ પર્વત સુવર્ણને પોતામાં દૃઢ બાંધી રાખે છે અને કુબેરભંડારી ધનને જમીનની અંદર દાટી મૂકે છે. એવી રીતે એ સર્વ કૃપણો છે, તેમની સાથે સર્વ યાચકોને પોતાનું ધન આપનાર આપ દાનેશ્વરીને શી રીતે સરખાવાય ? આપે એવા ધર્માદાયના કામમાં અભયકુમાર શેઠને આધકારી નિમ્યા છે એ યુક્ત કર્યુ છે. ત્યાં આવી રીતે સધર્મીવાત્સલ્ય થાય છે. તે શ્રાવકોને સત્કારપૂર્વક પૂરી, રોટલી, ઘી, વડાં, ભાત અને મગ વિગેરે તરેહવાર ભોજન કરાવે છે અને સારાં સારાં વસ્ત્રો આપે છે." એ પ્રમાણે જૈનધર્મીના કુટુંબોને તારવાના હેતુથી તે રાજાએ સત્રાગાર બંધાવ્યો. ઉપવાસના પારણાને દિવસે ત્રિભુવનપાળ વિહારમાં સ્નાત્રાવસરે મળેલા સર્વ સધર્મીઓ સાથે ભોજન કરતો અને હમેશ ભોજન વખતે દીન, દુઃસ્થિત, અનાથ અને ક્ષુધાર્ત વિગેરેને અનુકંપાદાન દેવાસારૂ રાજદ્વાર ખુલ્લાં રાખતો. કારણ, સુશ્રાવક ભોજન વખતે બારણાં બંધ ન કરે. તીર્થંકર મહારાજે શ્રાવકોને અનુકંપાદાનની મનાઇ કરી નથી, એમ શાસ્ત્રમાં કહેલું છે.

એ પ્રમાણે બારમું વ્રત પાળતાં સર્વ સધર્મીઓને ઉત્તમ પ્રકારની ભક્તિથી પ્રસન્ન કરી બાર પ્રકારના શુદ્ધ શ્રાવક ધર્મનું વિધિ સહિત રૂડીરીતે આરાધન કર્યું, અને બીજા ધર્મીજનોને દાનાદિવડે ધર્મમાં વિશેષ રીતે સ્થિર કર્યા. સંક્ષેપમાં તેણે દુષ્ટ કલિને જીતી અરિહંતના ધ્યાનમાં એક તાન રાખી કૃતયુગના ઐશ્વર્યને જાગ્રત કર્યું.

---

# ભાગ ૨૦ મો.

## સાત ક્ષેત્રનું પોષણ.

એક વખત તે નરપુંગવે બાર વ્રત શુદ્ધ રીતે પાળવામાં તત્પર રહી ગુરુ મહારાજને સાત ક્ષેત્રનું સ્વરૂપ વિચાર્યું.

ગુરુએ કહ્યું કે, "હે નરાધિપ! જિનમંદિર, જિનપ્રતિમા, જિનાગમ, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ સાત ક્ષેત્રો ન્યાયોપાર્જિત ધન વાપરવાસારૂ શ્રીજિનેશ્વર ભગવાને બતાવેલાં છે.

જિનમંદીર બંધાવવાથી બંધાવનારના સમ્યક્ત્વની શુદ્ધિ થાય છે. તેનાં દર્શન કરવાથી અનેક ભવ્ય જીવો સમ્યક્ત્વ પામી ધર્મમાં સ્થિર થાય છે, શાસનની ઉન્નતિ થાય છે અને મિથ્યાદૃષ્ટિયો અજાયબી પામે છે. જો જિનમંદિર મત્સર અને અહંકારને દૂર કરી કાંક્ષાદિ મળ રહિત મનના શુદ્ધ યોગે કરીને ન્યાયોપાર્જિત દ્રવ્યવડે બંધાવ્યું હોય તો તેથી પુણ્યાનુબંધી પુણ્ય થાય છે અને તીર્થંકરની પદવીની ઋદ્ધિ પણ પામે છે. કહ્યું છે કે, પોતાના બાહુબળથી મેળવેલા ધનવડે જે મોક્ષાર્થી, સદાચારી અને પવિત્ર પુરુષ સુંદર જિનમંદિર બંધાવે છે તે રાજા અને ઈંદ્રથી પૂજાતા તીર્થંકરની પદવીને પામે છે, સ્વજન્મનું સાર્થક કરે છે, અને ધર્મનો તથા ગોત્રનો ઉદ્યોત કરે છે. જે તીર્થંકરને પધરાવવાસારૂ ઝુંપડી બંધાવે છે તે રત્ન અને સુવર્ણનાં વિમાનોની સંપદા ભોગવે છે તો જે સુવર્ણ અને માણિક્યાદિ રત્નોથી જિનમંદિર બંધાવે તે પુણ્યમૂર્તિયોને ઉત્તમ ફળ થાય એમાં શું કેહેવું? મંદિર બાંધવામાં જેટલાં કાષ્ઠાદિ વપરાયાં હોય તેના પરમાણુ જેટલા લાખ વર્ષ તે મંદિરનો બનાવનાર સ્વર્ગનું સુખ ભોગવે અને જેટલા વખત સુધી તે મંદિર ઉભું રહે તેટલા વખત સુધી તેણે પૃથ્વીપર ધર્મની સ્થિતિ કરી

૧. ધર્મની. ૨. વૃદ્ધિ. ૩ જેમાંથી આગળ જતા પુણ્ય બંધાય એવું પુણ્ય.

એમ કહેવાય. જિનમંદિર બનાવવાની વિધિ આ પ્રમાણે છે. પ્રથમ શલ્યરહિત ભૂમિનું શોધન કરવું. વાપરવાનાં પથ્થરની ખાત્રી કરવી. સલાટ વિગેરે કારીગર લોકોને ખુશી રાખવા. મજૂરોને ઠરાવ કરતાં પણ કંઈક અધિક આપવું. હરેક રીતે બને તેમ છકાયના જીવની વિરોધના થતી અટકાવી મંદિર બંધાવવું. વધારે દ્રવ્ય ખર્ચવાનું હોય તો ભરત વિગેરે રાજાઓની પેઠે ઉંચા પર્વતના શિખરપર તીર્થંકરના જન્મ, દીક્ષા, કેવળ જ્ઞાન અને મોક્ષ કલ્યાણકની જગોએ અને સંપ્રતિ રાજાનીપેઠે ગામેગામ એવું મંદિર બંધાવવું કે, જેની ભૂમિ રત્નાદિથી ખચિત કરી હોય, જેના સ્તંભ અને દાદર માણેકના બનાવ્યા હોય, જેમાં રત્નનાં તોરણો બાંધ્યા હોય, જેમાં વિશાળ મંડપ અને ગોખ હોય, જેના થાંભલા વિગેરેના પ્રદેશ પૂતળીઓની રચનાથી ભૂષિત હોય, જેની અંદર બળતા કપૂર કસ્તૂરી અગર વિગેરે ધૂપના ધૂમપટલ જાણે વાદળાં હોય નહીં એવી શંકાથી નૃત્ય કરતા હંસોનો કોલાહલ થતો હોય, જેમાં વાજતા વાજિત્રના નાદથી સ્વર્ગ અને ભૂમિ ગાજી રહેતી હોય, જે વિચિત્ર રંગના રેશમી ચંદરવામાં લટકતા મોતીના ઝૂમખાથી અલંકૃત હોય, જેમાં સર્વ લોકનું વિચિત્ર ચિત્રામ કાઢ્યું હોય, જે ચામર છત્ર અને ધ્વજાદિ અલંકારથી વિભૂપિત હોય, જેના શિખર ઉપર ચડાવેલી વિજયપતાકાને બાંધેલી ઘંટડીઓના રણકારાથી દિશાઓના અંત મુખરીત (અવાજિત) થતા હોય, જેની અંદર કૌતુકથી આવેલી દેવદાનવની સ્ત્રીઓના મંડળે સ્પર્ધાથી સંગીતનો પ્રારંભ કર્યો હોય, જ્યાં ગંધર્વનો ધ્વનિ તંબુરાના મહિમાનો તિરસ્કાર કરે એવો ચાલતો હોય, જ્યાં તાલીઓ અને નૃત્ય વિગેરેમાં આસક્ત કુલાંગનાઓ ભવ્ય લોકોને ચમત્કાર પમાડતી હોય અને જ્યાં રચાતા કરોડો નાટકના રસમાં રસિક જનો ગુલતાન રહેતા હોય. જો પુષ્કળ દ્રવ્ય ખર્ચવાનો યોગ ન હોય તો પોતાના વૈભવને અનુસારે પણ જિનમંદિર કરાવવું. કહ્યું છે કે, પ્રથમ તો

૧ પૃથ્વી પાણી. અગ્નિ, વાયુ. વનસ્પતિ અને ત્રસ જીવોની. ૨ નાગ.

સ્વદ્રવ્યવડે જિનગૃહ બંધાવવું. કારણ કે (જિનભુવનથી) શુભ-ક્રિયાઓ પ્રસાર પામે છે. જિનબિંબની પ્રતિષ્ઠા, સાધુઓની ધર્મ-દેશના, પ્રભુનાં કલ્યાણકની ભૂમિનો સ્પર્શ, અષ્ટાહ્નિક મહોત્સવ અને નિત્ય પૂજા એ સંસારસમુદ્રમાં ડૂબતા પ્રાણીને માટે ઝાઝ સમાન છે. જિનદર્શન શિવાય દર્શનશુદ્ધિનો સંભવ નથી. જીવોને અન્ય વિષયમાં રમણ કરવાથી લાગેલું પાપ જિનમંદિર બનાવવાથી શુદ્ધ થાય છે. વધારે શક્તિ ન હોય તો તૃણનું પણ જિનગૃહ બંધાવવું. કહ્યું છે કે, જે તૃણનું જિનગૃહ કરાવે અને ભક્તિપૂર્વક એક ફૂલથી પણ જિનની પૂજા કરે તેના પુણ્યનું માન કહી શકાય નહીં. તો પછી સારી બુદ્ધિથી માન રાખ્યા વગર જે મોટાં પથ્થરોનાં જિનમંદિર બંધાવે તેને તો ધન્યજ કહેવો. બીજું શું ! જે કંઈ દેવકાર્યે નિમિત્ત થાય છે તેજ જ્ઞાન, વિજ્ઞાન, કળા-કૌશલ્ય, બુદ્ધિ, તેજ અને પરાક્રમ છે. જો જિનમંદિર કરાવનાર રાજા હોય તો તેણે મંદિરના ખર્ચમાં મોટા ભંડાર, ગામ, નગર, તાલુકા અને ગોકુલ વિગેરે આપવાં ઉચિત છે. વળી નવીન મંદિર કરાવવા કરતાં જીર્ણ, ખખળી ગયેલાં અને પડી ગયેલાં મંદિરો સમારવાનું વધારે ફળ કહેલું છે. નવીન મંદિર બંધાવવાનું જે ફળ કહ્યું છે તેનાથી આઠ ગણું ફળ જીર્ણોદ્ધારનું બતાવેલું છે. જે શુભ દ્રવ્ય ખર્ચી જીર્ણોદ્ધાર કરાવે છે તેણે કલહસમુદ્રનો પાર આપનારી જિનાજ્ઞાનું પાલણ કર્યું કહેવાય છે. આ લોકમાં તેની સુકીર્ત્તિ ફેલાય છે અને અન્ય ભવ્ય જીવોને સત્પુરુષોનો માર્ગ દેખાડાય છે. આ લોકમાં પણ જીર્ણોદ્ધાર કરાવનાર કલ્પવૃક્ષ, ચિંતામણિ રત્ન, ચક્રવર્તી અને વાસુદેવની પેઠે પૂજાય છે.

જિનમંદિર કરાવ્યા પછી તેમાં પધરાવવા સારૂ હીરા, ઇંદ્રનીલ, અંજન, ચંદ્રકાંત, સૂર્યકાંત, રેષાંક, કર્કેતન, પ્રવાલ, સુવર્ણ, રૂપું, ચંદન, પથ્થર અને મૃત્તિકા વિગેરે શુભ પદાર્થોની વિશેષ લક્ષણયુક્ત અને આલ્હાદકારી જિનપ્રતિમા કરાવવી. જે પુરુષ

પોતાની લક્ષ્મીને અનુસાર સારી મૃત્તિકા, નિર્દોષ પથ્થર, કાષ્ટ, ચાંદી, સોનું, રત્ન, મણિ અને ચંદન વિગેરેની જિનપ્રતિમા કરાવે છે તે મનુષ્ય અને દેવલોકમાં મહા સુખ પામે છે અને જે તીર્થંકરની પ્રતિષ્ઠા કરે છે તે તીર્થંકરની પ્રતિષ્ઠાને પામે છે. કહેવત છે કે, વાવે તેવું લણે. વળી કહ્યું છે કે, જે વીતરાગ પરમાત્માની પ્રતિમા કરાવે છે તે પરભવમાં સંસારનું મથન કરનાર ધર્મરત્નને પામે છે. જો વિશેષ લક્ષણે કરી દર્શનીય અને સર્વ અલંકારે કરી ભૂષિત જિનપ્રતિમા મનને પ્રલ્હાદ કરે તો નિર્જરા થઈ એમ ગણાય છે. જે એક આંગળથી માંડી એકસો ને આઠ આંગળ સુધીની મણિ રત્ન વિગેરેની જિનપ્રતિમા કરાવે છે તે સર્વ પાપથી મુક્ત થાય છે. જેમ મેરુથી મોટો પર્વત અને કલ્પવૃક્ષથી મોટું ઝાડ નથી તેમ જિનપ્રતિમા ભરાવવા કરતાં બીજો વધારે મોટો ધર્મ પણ નથી. માટે ધન વાપરવાની શક્તિ હોય તો ૫૦૦ ધનુષ્યના પરિમાણવાળી પ્રતિમાઓ કરાવે. જો ધનની તદ્દન અપ્રાપ્તિ જ હોય તો એક આંગળની પણ કરાવેલી જિનપ્રતિમા મુક્તિ સુખને આપે છે. કહ્યું છે કે, "જે ધીર પુરુષ એક અંગુઠા જેવડી પણશ્રી ઋષભાદિ તીર્થંકરોની વીરાસનમાં મૂર્તિયો કરાવે છે તે સ્વર્ગમાં ઉત્તમ પ્રકારની પુષ્કળ ઋદ્ધિ ભોગવી અનુત્તરપદ (મોક્ષપદ) પામે છે.

જિનપ્રતિમા તૈયાર થયેથી તેમની શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પોતાની સંપત્તિને અનુસાર મહોત્સવ પૂર્વક શુદ્ધચારિત્રી ગુરુ પાસે પ્રતિષ્ઠા કરાવવી. પછી પાંચ આઠ અને યાવત્ સર્વ શુભ દ્રવ્યોથી નિત્યમેવ પૂજા કરવી. પ્રસંગોપાત યાત્રાનો સમારંભ કરવો. વિશેષ આભરણો પહેરાવવાં અને દમયંતી વિગેરેની પેઠે વિચિત્ર પાંચ રંગનાં વસ્ત્રો ચડાવવાં. કહ્યું છે કે, નિર્મળ જળ, સુગંધિત ચંદનાદિ, સુવાસિત પુષ્પ, દશાંગ ધૂપ, ઘૃતમય દીપ, ઉજ્જ્વલ અક્ષત, અખંડ ફળ અને સુંદર નૈવેદ્યથી જિનેશ્વરની પૂજા કરનાર સત્વર મોક્ષ સુખને પામે છે. બીજું જિનેશ્વરની

વસ્ત્રવડે પૂજા કરવાથી વસ્ત્રની વિભૂતિ મળે છે, શુભ અલંકારો ચડાવવાથી અલંકાર મળે છે, પુષ્પપૂજા કરવાથી પૂજ્ય પદવી મળે છે, ચંદનાદિ ગંધની પૂજા કરવાથી શરીર સુગંધિત થાય છે, દીપક ધરવાથી આવરણે રહિત જ્ઞાન થાય છે અને રત્નાદિની પૂજા કરવાથી નિરૂપમ ભોગવાળી ઋદ્ધિ મળે છે. એમાં કંઈ નવાઈ જેવું નથી. કારણ કે પૂજાથી તો પ્રાણીઓને યાવત્ મોક્ષસુધીનાં સુખ મળે છે.

શંકા—જિનપ્રતિમાની પૂજા વિગેર કરવામાં કંઈ ઉપયોગ નથી. કારણ પૂજાદિથી કંઇ દેવ તૃપ્ત કિંવા સંતુષ્ટ થતા નથી અને અતૃપ્ત કિંવા અસંતુષ્ટ દેવોથી ફળની પ્રાપ્તિ થતી નથી.

સમાધાન—એમ ન કહેવું. કેમકે, અતૃપ્ત અને અસંતુષ્ટ ચિંતામણિ વિગેરે થકી ફળની પ્રાપ્તિ થાય છે તેને વિરોધ આવશે. કહ્યું છે કે, અપ્રસન્નથી ફળ કેમ મળે એ કહેવું અસંગત છે. શું ચિંતામણિ વિગેરે જડ પદાર્થો ફળ નથી આપતા? જો કે પૂજાથી પૂજ્ય એવા તીર્થંકર ઉપર ઉપકાર થતો નથી તોપણ જેવી રીતે મંત્રથી શરણ કરેલા અગ્નિ વિગેરેના સેવનથી ફળ થાય છે તેવી રીતે પૂજાથી પૂજકને ઉપકાર થાય છે.

આ સર્વ અધિકાર પોતે કરાવેલી જિનપ્રતિમા સંબંધે છે. હવે બીજાએ કરાવેલી અને શાશ્વતી (વગર કરાવેલી) પ્રતિમા વિષે કહેવામાં આવે છે. જિનપ્રતિમા ત્રણ પ્રકારની છે. પોતે ભક્તિપૂર્વક કરાવેલી, બીજાએ ચૈત્યોમાં પધરાવેલી અને શાશ્વતી. વિશેષમાં લોકો મંગળગૃહના દ્વારપાટ ઉપર મંગળને માટે જિનપ્રતિમા કરાવે છે. શાશ્વતી પ્રતિમા સ્વર્ગ મૃત્યુ અને પાતાલ લોકના ચૈત્યોમાં વિદ્યમાન છે. ત્રણ લોકમાં એવું સ્થાન નથી કે જે પરમેશ્વરની પ્રતિમાથી પવિત્રિત નહી હોય. જિનપ્રતિમામાં વીતરાગનું સ્વરૂપ અધ્યારોપણ હોવાથી તેમની પૂજાદિ કરવી યોગ્ય છે.

શંકા—પાપ રહિત જિનધર્મ આચરનારા ચતુર પુરુષોને જિન મંદિર કરાવવું, જિન પ્રતિમા ભરાવવી અને તેની પૂજા વિગેરે કરવી યોગ્ય નથી. કારણ કે, તે છ કાયની વિરાધના વગર બનતું નથી. જિનચૈત્યને સારૂ ભૂમિ ખોદવાનું, પથ્થર ફોડવાનું, ખાડા પૂરવાનું, ઈંટો પકવવાનું અને પાણી રેડવાનું સ્થાવર અને ત્રસ કાયની વિરાધના વગર થાયજ નહીં.

સમાધાન—જે પુરુષ આરંભ અને પરિગ્રહમાં મચી પોતાના પરિપાલન સારૂ ધન મેળવે છે, તેનું ધન મેળવવું નિષ્ફળ ન થાય તેટલા સારૂ જિનભવનાદિમાં એ ધનનો વ્યય કરવો એ કલ્યાણકારી છે. કારણ, આરંભમાં પ્રસક્ત વિરતિ અને અવિરતિને કુવાના દૃષ્ટાંત પ્રમાણે સંસારનો છેદ કરનાર દ્રવ્યસ્તવ કરવું યોગ્યજ છે. પણ ધર્મનેજ માટે ધન મેળવવું એ યુક્ત નથી. ધર્મને માટે જે દ્રવ્ય ઉપાર્જન કરે છે તેને તો નિઃસ્પૃહતા રાખવી એ શ્રેયકારી છે. કાદવથી પગ બગડીને ધોવા કરતાં તેનાથી દૂર રહેવું તેજ સારૂં. જિનભવનાદિ કરાવવાથી નવીન વાવ, કુવા, તલાવ વિગેરે ખોદાવવાની પેઠે ઉત્તર કાળમાં અશુભ કર્મનો ઉદય થતો નથી. પરંતુ ત્યાં સંઘના એકત્ર થવાથી, ધર્મની દેશના થવાથી અને વ્રત લેવા વિગેરેનાં કારણથી ઉત્તર કાળમાં તે કરાવનારને બ્રહ્મેંદ્રની પેઠે શુભ કર્મનો ઉદય થાય છે. કહ્યું છે કે, જેના શિખર ઉપર અંબાનું ડોકું, રંગમંડપમાં શંખ અને ગવાક્ષમાં સિદ્ધિ વિનાયક પ્રતિહાર તરીકે બેસાડેલાં હતાં એવો પ્રાસાદ બ્રહ્મેંદ્રે રેવતાચળ ઉપર પૂર્વ દિશા સન્મુખ કરાવ્યો વિગેરે.

વળી પ્રાસાદ કરાવનાર ગૃહસ્થીઓ દયાને વશ હોય છે અને તેઓ તેવા શુભ કામમાં વિશેષે કરીને સૂક્ષ્મ જંતુની પણ યતના કરેછે. તેથી તેમનાથી થયેલી છ કાયની વિરાધના પણ અવિરાધના (આરાધના) છે. કહ્યું છે કે, સૂત્રની વિધિ પ્રમાણે કાર્યમાં વિશુદ્ધ અને બરાબર યતના કરનારથી થતી વિરાધના નિર્જરા ફળ આપ-

નારી છે. માટે દેહાદિ નિમિત્ત કાર્યમાં પ્રયત્ન કરનાર પુરૂષે જિન પૂજાના કાર્યમાં અવશ્ય ઉદ્યમ કરવો. જો તે ન કરે તો તેને મોહનો ઉદય સમજવો. પણ જે પુરૂષ પોતાના કુટુંબ માટે પણ આરંભ ન કરતાં પ્રતિમા વેહેતો હોય તે જિનબિંબ ન કરાવે.

જિનાગમ કુશાસ્ત્રથી થયેલા સંસ્કાર રૂપ વિષનું સમ્યક્ પ્રકારે ઉચ્છેદન કરવામાં મંત્ર સમાનછે. ધર્મ, કૃત્યાકૃત્ય, ગમ્યાગમ્ય અને સારાસાર વિગેરેનું વિવેચન કરવામાં હેતુભૂત છે. તે અંધકારમાં દીપક સમાન, સમુદ્રમાં દ્વીપ સમાન અને મરૂદેશમાં કલ્પતરૂ સમાન છે. સંસારમાં તે દુઃખે કરીને પ્રાપ્ત થઇ શકે છે. વીતરાગ સંબંધી નિશ્ચય પણ જિનાગમના પ્રમાણથી થાય છે. જિનાગમનું બહુ માન કરનારાને દેવ, ગુરૂ, ધર્મ વિગેરે બહુ માન્ય થાય છે. કેવળજ્ઞાનથી પણ જિનાગમ પ્રમાણતામાં વધે છે. જુઓ જિનાગમનું એકજ વચન ચેલાતી પુત્ર વિગેરે ભવ્ય જીવોને ભવનો નાશ કરવામાં કારણ ભૂત થયું. જેવી રીતે રોગીઓને પથ્ય રોચતું નથી, તેવી રીતે મિથ્યાદૃષ્ટિયોને જિનવચન રોચતું નથી. પણ સ્વર્ગ અને મોક્ષના માર્ગમાં પ્રકાશ કરવા જિનાગમ વિના કોઈ સમર્થ નથી. માટે સમ્યગ્દૃષ્ટિએ જિનાગમનું આદરપૂર્વક શ્રવણ કરવું. કહ્યું છે કે, સત્વર કલ્યાણને ભજનારા પુરૂષો ભાવથી જિનવચનનુ સેવન કરે છે. બીજા જેમને કર્ણશૂલનો વ્યાધિ હોયછે તેમને તો અમૃત પણ વિષતુલ્ય લાગે છે. આ દુષમ કાળના વશે કરી જિનવચન ઉચ્છિન્નપ્રાય થશે એમ વિચારી ભગવાન નાગાર્જુન અને સ્કંદિલાચાર્યે જિનાગમ પુસ્તકારૂઢ કરી ગયા છે. માટે ભવ્ય જીવોએ જિનાગમનું વસ્ત્રાદિથી પૂજન કરવું. જિનાગમ લખાવનાર, તેમનું વ્યાખ્યાન કરનાર, તેમને ભણનાર અને બીજાને ભણાવનાર મનુષ્ય દેવ અને મોક્ષ ગતિને પામે છે. તે દુર્ગતિ, મૂંગાપણું, જડતા, અંધતા અને બુદ્ધિહીનતા પામતા નથી. જિનાગમનાં પુસ્તક લખાવનાર અને

૧-૨. જુઓ પારિભાષિક કોષ.

જિનાગમ ભણનારનું જે ભક્તિ પૂર્વક સન્માન કરેછે તેમને ધન્ય છે. તેઓ વાઙ્મય સર્વ (પદાર્થ) જાણી સિદ્ધિ પામે છે. કહ્યું છે કે, પોતે ભણે, બીજાને ભણાવે અથવા ભણનારને વસ્ત્ર ભોજન અને ભોજનાદિ વસ્તુથી સહાય કરે તે સંશય વગર સર્વજ્ઞની પદવીને પામે છે. લખેલાં પુસ્તકો સંવિગ્ન ગીતાર્થ આચાર્યને બહુમાન પૂર્વક વ્યાખ્યાન કરવા આપવાં અને વ્યાખ્યાન કરે તે નિરંતર પૂજાપૂર્વક સાંભળવું. એ પ્રકારે જિનાગમ નામના ત્રીજા ક્ષેત્રમાં ધનાદિનો ઉપયોગ કરવો.

જે સંસાર ત્યાગ કરવાની ઇચ્છાવાળી મતિ રાખી મુક્તિને માટે યત્ન કરે છે, જેને પાવન કરવાના ગુણને લીધે તીર્થ કહે છે, જેની બરાબર બીજો કોઇ નથી, જેને તીર્થંકર નમસ્કાર કરે છે, જેનાથી સત્પુરુષોનું કલ્યાણ થાય છે, જેની સ્ફુર્તિ ઉત્કૃષ્ટ છે અને જેનામાં સર્વ ગુણોનો વાસ છે તે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાના સમુદાય રૂપ શ્રીસંઘની રત્ન અને સુવર્ણના આભરણ, રેશમી વસ્ત્ર અને અન્નપાનાદિથી શક્તિ પ્રમાણે પૂજા કરવી.

જો કે સર્વ વ્રતાદિ ધર્મ શુદ્ધ ભાવે પાળવાથી પોતાનો આત્મા ભવસમુદ્ર તરે છે, તોપણ સાત ક્ષેત્રમાં ધન વાપરવાથી તેનો વિશેષ સંભવ થાય છે. તેનાથી પોતાને અને બીજાને ચિરકાળ સુધી રહે એવું મહાશ્રાવકપણું મળી પ્રાંતે મુક્તિ મળે છે.

એ પ્રમાણે ગુરૂના ઉપદેશરૂપ અમૃતરસનું પાન કરી ધર્મના કલ્પવૃક્ષ સમાન તે પરમાર્હતને પોતાની લક્ષ્મી કૃતાર્થ કરવાની ઈચ્છા થઇ અને તેથી તે મહા શ્રાવકની પદવી મેળવવા સારૂ ચૈત્યાદિ કરાવવામાં પ્રવૃત્ત થયો.

પાટણ મધ્યે ૨૫ હાથ ઉંચો, ૭૨ જિનાલયથી યુક્ત અને [1]૧૨૫ આંગળ ઉન્નત શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિમાથી અલંકૃત ત્રિભુવનપાળ નામનો વિહાર પોતાના પિતાના કલ્યાણાર્થે બંધાવ્યો.

૧. [illegible]

પૂર્વે ઉંદરનું દ્રવ્ય હરણ કર્યું હતું તેના પ્રાયશ્ચિતમાં ઉંદરવસાહિકા બંધાવી. પૂર્વે માર્ગમાં દેવશ્રીએ કરંબો આપ્યો હતો તેના સ્મરણાર્થે કરંબવસાહિકા કરાવી. પૂર્વે ભક્ષણ કરેલા માંસાહારથી લાગેલા પાપની શુદ્ધિ કરવા એક વેદીમાં સામસામાં સોળ એ રીતે બત્રીશ પ્રાસાદ બંધાવી તેમાં ૨૪ વર્તમાન તીર્થંકર, ૪ વિરહમાન તીર્થંકર, રોહિણી, સમવસરણ, અશોકવૃક્ષ અને ગુરુપાદુકાની સ્થાપના કરી. પૂર્વે જૈન ધર્મ સ્વીકારતા પહેલાં અર્ણોરાજને હરાવવા તેણે ૧૧ વાર મરુદેશના દુર્જય ગઢ ઉપર ચડાઇ કરી; હતી પરંતુ તે ગઢની ચારે બાજુએ બબે યોજન સુધી બાવળ અને બોરડીના વનની દાટ ઝાડી આવેલી હોવાથી તેનાથી તે લેઇ શકાયો નહીં. તેથી ખેદ પામી એક વખત તેણે વાગ્ભટ મંત્રીને પૂછ્યું કે, "તમારા સાંભળવામાં કોઇ જાગતો દેવ છે કે જેની ઉપાસનાથી શત્રુનો તત્કાળ પરાજય થાય." તે સાંભળી મંત્રીએ કહ્યું કે, "મહારાજ, અહીં પાટણમધ્યે મારા પિતા શ્રીઉદયનમંત્રીના કલ્યાણાર્થે મેં કરાવેલી દેવકુલિકામાં છાડાશેઠની ભરાવેલી અને શ્રીહેમાચાર્યે પ્રતિષ્ઠા કરેલી શ્રીઅજિતનાથની પ્રતિમા છે. તેનો મહિમા જગતમાં અતિ અદ્ભૂત છે. તેની પૂજા ભક્તિવડે આપનો અવશ્ય વિજય થશે." રાજા તેનો ચમત્કાર જોવા તે મંદીરમાં ગયો અને તે પ્રતિમાની યથાવિધિ પૂજા કરી વિજયયાત્રા કરવા નિકળ્યો. થોડા દિવસમાં વૈરિને પકડી પાછો ફર્યો. માર્ગમાં તારણનો[1] મનોહર અને દુર્ગ્રાહ્ય પર્વત દીઠો. અનુક્રમે મહોત્સવ પૂર્વક પાટણમાં પ્રવેશ કર્યો. જૈન ધર્મની પ્રાપ્તિ થયા પછી એક વખત શ્રીહેમાચાર્યને વાંદવા ગયો. તે વખત સૂરિ શ્રીઅજિતનાથની સ્તુતિ ભણતા હતા. તે સાંભળી તેને તેમની મૂર્તિનો પ્રભાવ યાદ આવ્યો અને ગુરુપ્રત્યે તારણ પર્વતના મહિમાનો અધિકાર પૂછ્યો. ગુરુએ કહ્યું કે, "હે ચૌલુક્ય, તારણ પર્વત ઉપર અનેક મુનિયો સિદ્ધિપદ પામ્યા છે અને તેથી તેનો

---

૧. આ પર્વત ખેરાળુથી સુમારે પાંચ છ ગાઉ છેટે ટીંબા ગામ નજીક છે.

મહિમા શ્રીશત્રુંજય પર્વતના જેવો છે." કુમારપાળે તે સાંભળી તે પર્વત ઉપર ૨૪? હાથ ઉંચો પ્રાસાદ કરાવી તેમાં ૧૦૧ આંગળના માપવાળી શ્રીઅજિતનાથની પ્રતિમા પધરાવી.

શ્રીખંભાત (સ્તંભતીર્થ) માં હેમાચાર્યની દિક્ષાની જગોએ આલીગ નામની વસતિ[1] બંધાવી શ્રીમહાવીરસ્વામીની રત્નમય મૂર્તિ અને ગુરુની સુવર્ણમય પાદુકા પધરાવી.

એક વખત કુમારપાળ સવારે સૂરિને વાંદવા જતો હતો. તે રસ્તે બાહડ મંત્રીએ એક અતિ શોભાયુક્ત પ્રાસાદ બંધાવવા માંડ્યો હતો. તે જોઇ રાજા કૈતુકથી અંદર ગયો. બાહડ મંત્રીએ સામા આવી પ્રણામ કર્યો અને હાથ ઝાલી બધે ફેરવ્યા. પછી રાજા તે ચૈત્યની લોકોત્તર અને વાણીને અગોચર શોભા જોઇ મનમાં વિસ્મય પામી બેસવા જતો હતો એટલામાં ત્યાં નેપાલના રાજા તરફથી ૨૧ આંગળના માપની શ્રીપાર્શ્વનાથની ચંદ્રકાંત મણિની પ્રતિમા ભેટ આવી. તે ચંદ્રની કાંતિ વાળી પ્રતિમા વારંવાર જોતાં રાજાના કમળ જેવાં નેત્રો ઘણાં સંતૃપ્ત થયાં. તે મૂર્તિને હાથમાં લેઈ રાજા વાગ્ભટપ્રતિ બોલ્યો, "હે મંત્રીજી, તમે મને આ ચૈત્ય આપો એટલે હું તેમાં આ પ્રતિમાજી પધરાવું." તે જોઇ લોકો બોલ્યા કે, "અહો! જૈનધર્મનો કેવો મહિમા છે, જે રાજા આવી રીતે વિનયપૂર્વક મંત્રીની પાસે યાચના કરે છે." મંત્રીએ પ્રસન્ન થઈ નમ્ર વચનોથી કહ્યું કે, "આ મહા પ્રાસાદનું નામ કુમારવિહાર થાઓ." એમ કહી તે પ્રાસાદને ચોવીસ જિનાલયોથી યુક્ત અષ્ટાપદ જેવો કરાવ્યો.

કહ્યું છે કે, કનકના જેવી નિર્મળ અને ઉત્તમ શોભાએ કરી યુક્ત મેરુ પર્વતના જેવા જે ચૈત્યના ઉપર કલ્પવૃક્ષના સરખા સુવર્ણમય ધ્વજ દંડ શોભતા હતા, જ્યાં ચંદ્રની કાંતિવાળી ચંદ્રની

૧. વસી મોટુ દેરું.

મૂર્તિની પેઠે લોકોના નેત્રરુપી કમળને ઉલ્હાસ કરનારી શ્રીપાર્શ્વનાથની પ્રતિમા મૂળનાયકની જગોએ સ્થાપવામાં આવી હતી, જેમાંની બીજી સોના રૂપા અને પિત્તળની પુષ્કળ પ્રતિમાઓ પ્રેક્ષક જનોને વિસ્મય પમાડતી હતી અને જ્યાં મૂળનાયકની સામેની ઉપરની જાળીમાંથી આવતા ચંદ્રમાના કિરણોના યોગે અમૃતના જેવા ઝરતા દિવ્યોષધી જેવા રસથી લોકોના નેત્રાદિ રોગ શાંત થતા. કવિ શ્રીપાલે કહ્યું છે જેઃ—

स्तम्भैः कन्दलितेव कांचनमयैरुत्कृष्टपटांशुको-
ल्लोचैः पल्लवितेव तैः कुसुमितेवोच्चुलमुक्ताफलैः ॥
सौवर्णैः फलितेव यत्र कलशैराभाति सिक्ता सती
श्रीपार्श्वस्य शरीरकान्तिलहरीलक्ष्मीलता ॥ १ ॥

"શ્રીપાર્શ્વનાથના શરીરની કાન્તિની લહરી રૂપી લક્ષ્મીલતા સુવર્ણના કલશ વડે જે વખતે સિંચાય છે, તે વખતે ( સિંહાસનના ) સોનાના થાંભલા વડે જાણે તે અંકુરિત થઇ હોય, ઉત્કૃષ્ટ રેશમી ચીરના ચંદરવા વડે જાણે તે પાંદડાવાળી થઇ હોય, ધ્વજાઓને વિશે રહેલા મોતીના ગુચ્છાઓવડે જાણે તે પુષ્પિત થઇ હોય અને સોનાના કળશવડે જાણે તે ફૂલવાળી થઇ હોય તેવી શોભે છે."

આ સર્વ ચૈત્યોમાં મોટા ઉત્સવ પૂર્વક શ્રીહેમાચાર્યે પોતાના હાથે વિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કરી. આ ચૈત્યોની પૂજા માટે રાજાએ ફૂલઝાડથી વ્યાપ્ત ઘણા બાગ અર્પણ કર્યા. પછી પોતની આજ્ઞા માનનારા રાજાઓ પાસે "અમને આપવાની ખંડણીમાંથી તમારા દેશમાં હિમાલયના શિખર જેવા બહુ વિહારો કરાવો" એવો મંત્રીની સહીથી હુકમ કઢાવીને પર મુલકમાં તેણે ચૈત્યો કરાવ્યાં. ગૂજરાત, લાટ, સૌરાષ્ટ્ર, ભંભેરી, કચ્છ, સૈંધવ, ઉચ્ચા ?, જાલંધર, કાશી, સપાદલક્ષ, અંતર્વેદિ[૧], મારવાડ, મેવાડ, માળવા, આભીર, મહા-

૧. ગંગા અને યમુના નદીઓ વચ્ચેનો મુલક.

રાષ્ટ્ર, કર્ણાટક અને કોકણ એ અઢાર દેશોમાં ચૌલુક્ય રાજાએ કરાવેલા વિહારો સાક્ષાત્ તેની કીર્ત્તિનો સમુદાય હોય તેમ શોભે છે. એ પ્રકારે વિચિત્ર અને શુભ બિંબે કરી બિરાજમાન ચૌદશેં નવાં દેરાં અને સોળ હજાર જીર્ણોદ્ધાર કરાવીને રાજાએ પોતાની લક્ષ્મીને સફળ કરી.

જિનાગમનું આરાધન કરવામાં તત્પર તે રાજર્ષિએ ૨૧ જ્ઞાન ભંડાર કરાવ્યા. ત્રેશઠ શલાકા પુરુષના ચરિત્ર સાંભળવાની ઈચ્છાથી ગુરુને પ્રાર્થના કરી અને તેમની પાસે છત્રીશહજારશ્લોકબદ્ધ નવો ગ્રંથ રચાવ્યો. તે ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર નામના ગ્રંથને સોના રૂપાના અક્ષરોથી લખાવ્યો. લખાઈને તૈયાર થયો એટલે તેને પોતાના ભવનમાં લેઈ ગયો. રાત્રે રાત્રિજાગરણ કરાવ્યું. પ્રાતઃ કાળે પટ્ટગજ ઉપર પધરાવી છત્રચામરાદિના ઠાઠમાઠથી મહોત્સવ પૂર્વક ધર્મશાળામાં આણ્યો. ત્યાં સામંતાદિ મંડળ સાથે સુવર્ણ રત્ન અને વસ્ત્રાદિથી પૂજા કરીને શ્રીગુરૂમુખથી સાંભળ્યો.

એજ વિધિ પ્રમાણે અગિયાર અંગ અને બાર ઉપાંગ પણ તેમની એક એક પ્રત સુવર્ણાદિ અક્ષરોથી લખાવીને સાંભળ્યાં. યોગશાસ્ત્ર અને વીતરાગસ્તવના મળી બત્રીશ પ્રકાશ સુવર્ણના અક્ષરથી હસ્તપુસ્તિકામાં લખાવ્યા અને તે સર્વનું નિરંતર પૂજા વખતે એક વાર મૌનપણે સ્મરણ કરવા લાગ્યો. ગુરુએ રચેલા સર્વ ગ્રંથો લખાવવાનો અભિગ્રહ કર્યો અને ૭૦૦ લહિયાને કામે લગાડ્યા.

એક વખત તે હેમાચાર્યને અને બીજા સાધુઓને વંદન કરી લેખકશાળામાં તપાસ કાઢવા ગયો. ત્યાં લહિયાઓને કાગળ ઉપર પુસ્તક લખતા જોઈ આશ્ચર્ય પામી બોલ્યો કે, "મહારાજ, આ બધા કાગળ ઉપર પુસ્તકો કેમ ઉતારે છે?" ગુરુ બોલ્યા, "હાલ જ્ઞાનભંડારમાં તાડપત્રોની જરા તૂટ છે." તે સાંભળી રાજા લજ્જા પામ્યો અને મનમાં વિચારવા લાગ્યો કે, "અહો ! ગુરુ મહારાજની નવીન ગ્રંથો રચવાની શક્તિ છતાં મારી તે લખાવવાની પણ શક્તિ

નથી. મારૂં શ્રાવકપણું શા કામનું ?" એમ વિચારી એકદમ ઉભો થઇને ગુરુ મહારાજ પ્રતિ બોલ્યો, "મહારાજ, ઉપવાસનું પચ્ચખાણ કરાવો." ગુરુએ પૂછ્યું કે, "આજે શેનો ઉપવાસ ?" રાજા બોલ્યો કે, "જ્યારે તાડપત્રો પૂરાં પડશે ત્યારે હું ભોજન કરીશ." તે સાંભળી ગુરૂએ અને સામંત વિગેરેએ કહ્યું કે, "તાડપત્રો અહીંથી કેટલે છેટે થાય છે તે એકદમ શી રીતે લાવી શકાશે." પણ રાજાએ ન માનતાં ઉપવાસ કર્યો. તે જોઈ સર્વ સંઘ તેની સ્તુતિ કરવા લાગ્યો. અહો! રાજાની જિનાગમ ઉપર કેટલી ભક્તિ છે, એ ગુરૂનું કેટલું બહુમાન રાખે છે અને એનું સાહસ કેટલું અદ્ભુત છે!

પછી રાજા પોતાના ઉપવનમાં આવ્યો. ત્યાં ખરતાડના ઝાડ હતાં તેમની ચંદન બરાસ વિગેરે સુગંધિત પદાર્થોથી પૂજા કરી અને જાણે પોતાને મંત્રસિદ્ધ હોય નહીં તેની પેઠે બોલ્યો કે, "જેવી રીતે હું મારા આત્મા ઉપર આદર રાખું છું તેવી રીતે જો મારૂં ચિત્ત શ્રીજૈન ધર્મ ઉપર આદરવાળું હોય તો તમે સર્વ ખરતાડો તાડ થઇ જાઓ." એમ કહી તે થોડીવાર કોઈ ઝાડની ડાળ ઉપર બેસીને પોતાના ભવનમાં ગયો અને સર્વ રાત્રિ ધર્મધ્યાનમાં કાઢી. રાત્રે શાસનદેવીએ પણ તે સર્વે ખરતાડોને તાડ કરી નાખ્યાં. પ્રાતઃકાળે તે અદભુત બનાવ જોઇને માળી વધામણી ખાવા આવ્યો. રાજાએ તેને ભારે ઈનામ આપી ખુશી કર્યો અને તેની પાસે થોડાં તાડપત્ર મંગાવ્યાં. તે લેઈ ગુરૂની પાસે મૂકયાં અને વંદન કરી બેઠો. તે જોઈ ગુરૂએ આશ્ચર્ય પામી પૂછ્યું કે, "આ શું ?" કુમારપાળે સભા સમક્ષ સર્વ ચમત્કાર કહી સંભળાવ્યો. તે સાંભળી આચાર્ય, સભાસદો, બ્રાહ્મણો અને લહિયા વિગેરે સર્વે ઉપવનમાં ગયા. ત્યાં રાજાના કહેવા પ્રમાણે અદ્ભુત બનાવ જોઈ સર્વે આશ્ચર્ય પામ્યા. આ વખતે સૂરિ બોલ્યા કે, "અહો! શ્રીસર્વજ્ઞના ધર્મનો મહિમા અન્ય ધર્મો કરતાં અતિશય મોટો છે કે, જેના પ્રભાવથી કલિયુગમાં પણ ખરતાડો પોતાનો ગુણ છોડી તાડમાં રૂપાંતર થઈ ગયાં. ચંદન

વૃક્ષમાં બીજા ઝાડો કરતાં પુષ્કળ ગંધ ન હોય તો તેના યોગથી દુર્ગંધવાળાં ઝાડો સુગંધમય શી રીતે થાય ? ” એ પ્રકારે ત્રિભુવનમાં જૈન ધર્મનું સામ્રાજ્ય કરી ગુરુ પોતાના આશ્રમમાં પધાર્યા. શાસન દેવીએ રાજાના ઉપવાસના મહિમાની શોભા કરી તેથી તેના પ્રતાપનો વૈભવ સર્વત્ર વિશેષ પ્રકારે પ્રસિદ્ધ થયો. પછી તે મહેલે આવ્યો અને મહોત્સવ કરીને પારણું કરવા બેઠો. હુશીઆર લહિયાઓ તેના પ્રતાપથી થયેલા વિશાળ તાડપત્રો ઉપર સૂરિએ રચેલા ગ્રંથો લખવા લાગ્યા.

એ રીતે જિનાગમની ભક્તિમાં અને નિરંતર ચાર પ્રકારના સંઘના સન્માનાદિમાં પોતાની લક્ષ્મીનો અનેક પ્રકારે ઉપયોગ કરી તે ઉત્તમ રાજા લોકોત્તર શ્રાવકપણું પામ્યો.

એક દિવસ શ્રીહેમાચાર્ય કુમારવિહારમાં ચતુર્વિધ સંઘ આગળ ધર્મદેશના દેતા હતા તે સાંભળવા દેશદેશાવરના ઘણા ધનવાન લોકો ત્યાં આવેલા હતા. તેમણે શ્રીજિનેશ્વર ભગવાનની સોનાના આભૂષણોથી પૂજા કરી, શ્રીગુરૂના ચરણમાં સોનાનાં ફૂલ મૂકી વંદન કર્યું. તે જોઈ રાજા બોલ્યો કે, “ આપ અહીં કેમ પધાર્યા છો ? ” તેમણે પ્રણામ કરી કહ્યું કે, “ મહારાજ સાંભળો. પૂર્વે શ્રીમહાવીરસ્વામી પોતે વ્યાખ્યાન કરનારા હતા અને બુદ્ધિશાળી અભયકુમાર મંત્રીશ્વર હતા તો પણ શ્રીશ્રેણિક રાજા જે કરવાને સમર્થ થયો નહીં તે જીવરક્ષા કરવામાં કુમારપાળ રાજા વિના પ્રયાસે જેમના વચનામૃતના પાનથી સમર્થ થયા તે શ્રીહેમાચાર્ય મહારાજ મોટા છે. તેમના ચરણ–કમલની રજથી આત્માની વિશુદ્ધિ કરવા, તેમના મુખેંદુના દર્શનથી નેત્રને સફળ કરવા અને તેમના વાક્યામૃતના પાનથી કર્ણને ઉત્સવ આપવા ભક્તિ, ઉત્કર્ષ અને કુતૂહલના પ્રેર્યા અમે સર્વે અહીં આવ્યા છીએ. પૂર્વે જગતનો પ્રકાશ કરવામાં સૂર્ય સમાન ઘણા મુનિયો થઇ ગયા. પરંતુ

શ્રીહેમસૂરિ જેવા અભય રૂપી અમૃતથી પ્રાણીઓને તૃપ્ત કરનાર કોઇ થયા નથી."

પરદેશી શ્રાવકોનાં એવાં ગુરૂભક્તિગર્ભિત વચનો સાંભળી રાજા ચમત્કાર પામ્યો અને તે વખતથી તેણે નિયમ કર્યો કે, મારે નિરંતર સોનાના કમલથી ગુરૂની પૂજા કરવી.

---

# ભાગ ૨૧ મો.



## યાત્રા.

કેટલાક દિવસ પછી યાત્રાનો ઉત્સવ કરવાનો ઉત્સાહ થવાથી શાસનની પ્રભાવના કરવામાં સાવધાન તેણે શ્રીહેમાચાર્યને પૂછ્યું કે, "મહારાજ યાત્રા કેટલા પ્રકારની છે ?"

શ્રીહેમાચાર્ય બોલ્યાઃ—શાસ્ત્રકારે યાત્રાના ત્રણ પ્રકાર કહ્યા છે. ૧ અષ્ટાહ્નિકા યાત્રા, ૨ રથયાત્રા અને ૩ તીર્થયાત્રા. તેમાં ત્રીજી તીર્થયાત્રા એ સર્વ પ્રકારના પુણ્યની વૃદ્ધિનું કારણ અને સર્વ શુભ કૃત્યોમાં મુખ્ય છે. કારણ કે તીર્થયાત્રામાં દાનાદિ સર્વ ધર્મની સીમા છે. આરંભનું નિવારણ, દ્રવ્યની સફળતા, સંઘનું વાત્સલ્ય, સમ્યક્ત્વની શુદ્ધિ, સ્નેહી જનોનું હિત, જીર્ણ ચૈત્યનો ઉદ્ધાર, તીર્થનો પ્રભાવ, શાસનની ઉન્નતિ, જિનવચનનો આદર, સુરનરનો વૈભવ, તીર્થંકરની ઋદ્ધિ અને મુક્તિની સમીપતા એ સર્વ તીર્થયાત્રાનાં મહા ફળ છે. તીર્થયાત્રા કરનારા પોતાના પૂર્વજોના માર્ગમાં પ્રકાશ નાખી અનુજોને સન્માર્ગમાં પ્રવર્તાવે છે. શ્રીભરત ચક્રવર્તી અષ્ટાપદપર, શ્રેણિક રાજા વૈભારગિરિપર અને આમ રાજા ગિરિનારપર પૂર્વે જિનેશ્વરનાં દર્શન કરવા ગયા હતા. હાલ પણ ઘણા જીવો સ્વપરાક્રમથી મેળવેલા ધનથી વિધિ પૂર્વક યાત્રા કરી તે માર્ગને અશૂન્ય રાખે છે. તીર્થયાત્રા કરવામાં પણ સંઘપતિની પદવી ભાગ્યશાળીનેજ મળે છે. ચક્રવર્તીની પદવી કરતાં ઇંદ્રની પદવી વખાણવા લાયક છે અને ઇંદ્રના કરતાં સંઘપતિની પદવી વધારે વખાણવા જેવી છે. તેનાથી તીર્થંકર નામ કર્મ બંધાય છે અને નવીન નવીન પુણ્યની વૃદ્ધિ થાય છે. આ સંસારમાં પ્રાણીઓ વારંવાર દેવતા અને મનુષ્યના ભવ પામે છે, કીર્તિથી સ્ફૂરાયમાન ઉત્કૃષ્ટ સામ્રાજ્ય મેળવે છે અને દેવસમૂહથી આરાધિત સ્વર્ગનું રાજ્ય ભોગવે છે.

પણ પુણ્યના પુંજ સમાન સંઘાધિપતિની પદવી વારેઘડીએ મળવી મુશ્કેલ છે. જ્યારે તીર્થંકરને પણ શ્રીસંઘ સર્વદા માન્ય અને પૂજ્ય હોય છે ત્યારે તે શ્રીસંઘનો અધિપતિ લોકોત્તર સ્થિતિ ભોગવે એમાં નવાઇ નથી. સંઘપતિ ચતુર્વિધસંઘ સાથે શુભ વાસના વડે રથમાં દેરાસર અને જિનપ્રતિમા પધરાવી મહોત્સવ પૂર્વક પાંચ પ્રકારના વાજિત્રોના નાદ વચ્ચે નિકળે. માર્ગમાં દીન જનોનો પાંચ પ્રકારનાં દાન વડે ઉદ્ધાર કરે. ગામેગામ જિનમંદીરમાં ધ્વજારોપણ કરે. શત્રુંજય, રૈવતાચળ, વૈભારગિરિ, અષ્ટાપદ અને સમ્મેતશિખર એ ઠેકાણે શુભ શ્રદ્ધાથી તીર્થંકર મહારાજને પૂજે. સર્વ તીર્થભૂમિમાં અને તેમ ન બને તો એક શ્રીશત્રુંજયગિરિ પર ઇંદ્રોત્સવાદિ મહા કૃત્યો કરે.

હવે જેનાથી સંસાર સમુદ્ર તરાય તેનુ નામ તીર્થ. તે તીર્થ શાસ્ત્રમાં બે પ્રકારનાં કહ્યાં છે. ૧ સ્થાવર અને ૨ જંગમ. જંગમ તીર્થમાં મુનિયો પોતે અને સ્થાવર તીર્થમાં તે મુનિગોએ સેવેલાં સ્થાનાદિ ગણાય છે. તીર્યકર, ગણધર અને ચતુર્વિધ સંઘ એમનો સમાવેશ જંગમ તીર્થમાં થાય છે. સ્થાવર તીર્થોના સંબંધમાં આચારાંગ સૂત્રની નિર્યુક્તિમાં આ પ્રમાણે પાઠ છેઃ—

" તીર્થંકર મહારાજનો જે સ્થાનકે જન્માભિષેક થયો હોય, જ્યાંથી ભગવાન દિક્ષા ગ્રહણ કરવા નિકળી જ્યાં અણગાર થયા હોય જ્યાં ભગવાનને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું હોય અને જ્યાં ભગવાન મુક્તિએ ગયા હોય તે સ્થાનકો, દેવલોક, પાતાલભૂમિ, નંદીશ્વરદ્વીપ અને નગરોમાં આવેલાં દેવાલયો, અષ્ટાપદ, ગિરિનાર, ગજાગ્રપદ, ધર્મચક્ર, પાર્શ્વ, રક્ષાવર્ત અને મેરૂપર્વત એ સર્વેનું હું વંદન કરૂં છું "

આ પાઠમાં બતાવેલા તીર્થો કરતાં શ્રીશત્રુંજય શ્રેષ્ટ છે. તે સર્વ તીર્થોના અવતાર રૂપ અને સર્વ તીર્થોની યાત્રાના ફળનો આપનાર છે. તે તીર્થ મહા પ્રભાવિક અને અનાદિ કાળનુ છે.

મહિમા શ્રીઅતિમુક્ત કેવલીએ નારદમુનિ આગળ આ પ્રમાણે વર્ણ-વ્યો હતો. 'અન્ય તીર્થોપર ઉગ્ર તપસ્યા કરવાથી અને બ્રહ્મચર્યનું સેવન કરવાથી જેટલું ફળ થાય છે તેટલુંજ ફળ શ્રીશત્રુંજય ગિરિપર માત્ર વાસ કરવાથી થાય છે. કારણ કે, તે પર્વતપર અનેક મુનિયો કેવળ જ્ઞાન પામી સિદ્ધપદને વર્યા છે તેથી તેનું વંદન કરવાથી સર્વ તીર્થોનું વંદન થાય છે. અષ્ટાપદ, સમ્મેતશિખર, પાવાપુરી, ચંપાપુરી અને ગિરિનાર પર્વતની યાત્રાથી જેટલું પુણ્ય થાય તેનાથી સો ગણું ફળ શત્રુંજયની યાત્રા કરવાથી થાય છે. શાસ્ત્રમાં તીર્થંકર મહારાજની પૂજા કરવાનું જેટલું ફળ કહ્યું છે તેનાથી સો ગણું પ્રતિમા ભરાવવામાં, હજાર ગણું ફળ પ્રાસાદ બંધાવવામાં અને અનંત ગણું ફળ પ્રાસાદનું રક્ષણ કરવામાં કહેલું છે. શ્રીશત્રુંજયપર સ્નાત્રપૂજા વિગેરે કરવાથી જેટલું પુણ્ય બંધાય છે તેટલું પુણ્ય અન્ય તીર્થો ઉપર દ્રવ્ય, સુવર્ણ, ભૂમિ અને આભૂષણ વિગેરેનું દાન કરવાથી પણ થવું મુશ્કેલ છે. શ્રીશત્રુંજયગિરિનું વંદન કરવાથી સ્વર્ગ, પાતાલ અને મનુષ્ય લોકના સર્વે તીર્થોનું વંદન થાય છે.' વિદ્યાપ્રાભૃત નામના ગ્રંથમાં શ્રીશત્રુંજયના એકવીસ નામો આપેલાં છે. ૧ પુંડરિકગિરિ, ૨ સિદ્ધિક્ષેત્ર, ૩ મહાચળ, ૪ સુરશૈલ, ૫ વિમલાદ્રિ, ૬ પુણ્યરાશિ, ૭ શ્રીપદ, ૮ પર્વતેંદ્ર, ૯ દૃઢશક્તિ, ૧૦ અકર્મક, ૧૧ મુક્તિગેહ, ૧૨ મહાતીર્થ, ૧૩ શાશ્વત, ૧૪ સર્વકામદ, ૧૫ પુષ્પદંત, ૧૬ મહાપદ્મ, ૧૭ પૃથ્વીપીઠ, ૧૮ પ્રભાપદ, ૧૯ પાતાલમૂલ, ૨૦ કૈલાસ અને ૨૧ ક્ષિતિમંડલમંડપ." અન્ય ગ્રંથોમાં તે ગિરિનાં ૧૦૮ નામો પણ આપેલાં છે. પહેલા આરામાં શ્રીશત્રુંજયનું માન એંશી યોજનનું હતું તે બીજા આરામાં સીત્તેર યોજન, ત્રીજા આરામાં સાઠ યોજન, પાંચમા આરામાં બાર યોજન અને છઠ્ઠામાં સાત હાથનું કહેલું છે. જેવી રીતે અવસર્પિણીમાં એના માનની ક્રમે ક્રમે હાનિ કહેલી છે તેવી રીતે ઉત્સર્પિણીમાં વૃદ્ધિ કહેલી છે; પરંતુ એનો મહિમા તો હમેશ કાયમજ રહે છે. શ્રીયુગાદીશના સમયમાં એ પર્વતનો મૂલ આગળ

પચાસ યોજન અને શિખર આગળ દશ યોજન વિસ્તાર હતો અને ઉંચ્ચાઈમાં તે આઠ યોજન હતો. સર્વ તીર્થોની હજાર યાત્રા કરવાથી જેટલું ફળ થાય છે તેટલુ ફળ શ્રીશત્રુંજયની એક યાત્રાથી થાય છે. કહ્યું છે કે, સદ્દ્રવ્ય, સત્કુલમાં જન્મ, સિદ્ધિક્ષેત્ર, સમાધિ અને સંઘ એ પાંચ સકાર લોકમાં અતિ દુર્લભ છે. સિદ્ધિક્ષેત્ર (શત્રુંજય) ઉપર પૂર્વે અનંતા તીર્થંકરો સમવસર્યા હતા અને અનંતા મુનિયો સિદ્ધિપદને વર્યા હતા. તે કારણથી પંડિતો તેને મહા તીર્થ કહે છે. એના સ્પર્શથી યૌવન અથવા વૃધાવસ્થામાં અજ્ઞાનને લીધે જે પાપ કર્યું હોય તે નાશ પામે છે. અન્ય તીર્થોપર કરેલું જે સુકૃત ઘણું ફળ આપે છે તેજ સુકૃત શત્રુંજય ઉપર કરવાથી ક્ષેત્રના પ્રભાવને લીધે અનંતુ ફળ આપે છે. શ્રીનંદીશ્વર દ્વીપની યાત્રાથી જેટલું પુણ્ય થાય તેનાથી બમણુ પુણ્ય કુંડળ પર્વતની, ત્રણ ગણું રૂચક પર્વતની, ચાર ગણુ હસ્તિદંત પર્વતની, પાંચ ગણુ જંબુ ચૈત્યની, છ ગણુ ધાતકી ચૈત્યની, બાવીસ ગણુ પુષ્કર દ્વીપની, સો ગણુ મેરૂચૈત્યની, હજાર ગણુ સમ્મેતશિખરની, લાખ ગણુ અંજનગિરિની, દશ લાખ ગણુ રેવતાચલની અને અષ્ટાપદની અને કરોડ ગણુ શ્રીશત્રુંજય તીર્થની યાત્રાથી થાય છે. પરંતુ મન, વચન અને કાયાના શુદ્ધ યોગથી કરેલી શ્રીશત્રુંજયની યાત્રાનું ફળ અનંતુ છે. કહ્યું છે કે,

શત્રુંજય સામે એક એક ડગલું ભરતાં હજાર કરોડ ભવનાં પાતિક દૂર થાય છે. શત્રુંજય પર્વત, ગજેંદ્રપદકુંડ અને નવકાર મંત્ર એ ત્રણનો જગતમાં જોડો નથી. શત્રુંજયનાં દર્શનથીજ કરોડો ભવમાં કરેલાં ઋષિહત્યાદિ મહા પાપો નાશ પામે છે. તો એના સ્પર્શની શી કથા? સેંકડો જંતુનો ઘાત અને હજારો પાપ કરનાર તિર્યંચો પણ આ તીર્થનું શરણ લેઇને દેવલોક ગયાં છે. એમ સાંભળવામાં છે કે, શત્રુંજયનો સ્પર્શ કરવાથી, રેવતાચલનું વંદન કરવાથી અને ગજેંદ્રપદકુંડમાં સ્નાન કરવાથી પુનર્જન્મનું નિવારણ થાય છે.

જેના દર્શનથી પાપસમૂહનો નાશ થાય છે, જેના વંદનથી નરક અને તિર્યંચ ગતિનું નિવારણ થાય છે, જેના સંઘપતિ તીર્થંકરની પદવી પામે છે, જેના ધ્યાનથી હજાર પલ્યોપમનાં પાપ મટે છે, જેના દર્શનના અભિગ્રહ માત્રથી લાખ પલ્યોપમના દોષ દૂરે ટળે છે અને જેની યાત્રા નિમિત્ત માર્ગમાં ચાલવાથી સાગરોપમનાં દુષ્કર્મોનો ક્ષય થાય છે તે વિમલાચળ જયવંતો વર્ત્તો. જે સમ્યગ્દૃષ્ટિ જીવ આ તીર્થ ઉપર એકભુક્ત અને ભૂમિશયનની સાથે જિતેંદ્રિય થઇને બ્રહ્મચર્ય પાળે, ષડાવશ્યકપૂર્વક ત્રિકાળ દેવપૂજામાં આદર કરે, ક્રોધાદિ કષાય અને કૂટ ક્રિયાનો ત્યાગ કરી સત્ય અને મધુર વચન કાઢે અને હમેશ શમાદિ ગુણના યોગે શીતલ રેહે તેને ત્રણ લોકના સર્વ તીર્થોની યાત્રાનું ફળ થાય એ નિઃસંશય છે.

આ અવસર્પિણી કાળમાં શ્રીશત્રુંજય તીર્થના પહેલા સંઘપતિ શ્રી ભરતચક્રવર્તી થઇ ગયા. તેમણે તે તીર્થ ઉપર ચોરાશી મંડપોથી અલંકૃત ત્રૈલોક્યવિભ્રમ નામનો રત્ન અને સુવર્ણમય પ્રાસાદ કરાવી શ્રીઋષભદેવની રત્ન અને સુવર્ણમય પ્રતિમાઓ પધરાવી. એ તીર્થના અસંખ્યાતા ઉદ્ધાર થઇ અસંખ્યાતી પ્રતિમાઓ બદલાઇ ગઇ છે. એના ઉપર કોટ્યાદિ મુનિયો સિદ્ધિપદને વર્યા છે. શ્રીઋષભદેવના વંશમાં અને ભરતચક્રવર્તીના રાજ્યક્રમમાં સૂર્યયશા, મહાયશા અને અતિબલાદિ ત્રણ ખંડના ભોક્તાઓ પણ ભરતની પેઠે સંઘપતિ થઇને ઘણા ઇક્ષ્વાકુ રાજકુમારો સાથે ત્યાં જઇ કેવળ જ્ઞાન પામી મોક્ષે ગયા છે. પચાસ લાખ કરોડ સાગરોપ સુધી સર્વાર્થસિદ્ધથી અંતરિત ચોદ લાખ વિગેરે અસંખ્યાતા શ્રેણિયોમાં અહીં મુક્તિએ ગયા છે. વધારે શું? અન્ય સ્થલે કરોડો વર્ષ સુધી તપ, દયા અને દાન વિગેરે કરવાથી જેટલું પુણ્ય ઉપાર્જન થાય તેટલું પુણ્ય શ્રીશત્રુંજયપર તેવી ક્રિયાઓ એક મુહૂર્ત માત્ર કરવાથી થાય છે. એ તીર્થનું નામ માત્ર સાંભળવાથી સર્વ પાપ પલાયમાન થાય છે. માટે હે પ્રજાવત્સશિરોમણિ ચૌલુક્ય! તમે સંઘપતિ થઇને એ મહાતીર્થાદિની યાત્રા કરો.

કુમારપાળે પૂછ્યું, "મહારાજ, સંઘપતિમાં કેવા ગુણ હોવા જોઇએ". શ્રીહેમાચાર્ય બોલ્યા કે, "સંઘપતિ માતાપિતાનો ભક્ત અને સ્વજન પરજનને આનંદ આપનાર હોવો જોઇએ. તેનામાં મદ અને કલહનો અભાવ હોઈ તે કોઇનાથી ક્ષોભ ન પામે તે શાંતિ, શ્રદ્ધા, શુદ્ધ બુદ્ધિ, દયા, દાન અને શીળથી ભૂષિત અને પર ગુણના વૈભવના ઉત્કર્ષમાં હર્ષ માને એવો જોઇએ. ટૂંકામાં સાક્ષાત્ દેવ સમાન મોક્ષ ગામી પુરુષજ સંઘપતિના ઐશ્વર્યનો અધિકારી થાય. સંઘ જાત્રાના ફળની ઇચ્છા રાખનાર સંઘપતિ મિથ્યાત્વીનો સંગ છોડે અને તેમના વચન પર પણ આદર ન કરે. યાત્રાળુઓને પોતાના બાંધવો કરતાં પણ અધિક લેખે. સર્વ ઠેકાણે શક્તિથી અથવા ધનથી અમારિ-પટહ દેવડાવે. શ્રીઅરિહંતનું ભજન રાખી નિરંતર સાધુ સાધ્વી અને સધર્મિકોને અન્નવસ્ત્રાદિના દાન અને પ્રણામ વડે પ્રસન્ન રાખે". એ પ્રકારે ગુરુનો ઉપદેશામૃત સાંભળવાથી કુમારપાળના હૃદયમાં તીર્થયાત્રા કરવાના મનોરથનો અંકૂરો ફુટયો તેથી તેણે તત્કાળ શુભ મુહૂર્ત જોવડાવી પ્રસ્થાન સારૂ સુવર્ણ અને રત્નથી જડિત પટ્ટગજ ઉપર સુવર્ણમય પ્રતિમાથી અલંકૃત દેરાસર પધરાવ્યું. સર્વ મંદીરોમાં અઠ્ઠાઇ મહોચ્છવ મંડાવ્યો, અમરપડો વજડાવ્યો, બંધીવાનો છોડાવ્યા અને સ્વામીવત્સલાદિ બહુ ધામધુમ કરી. પછી વરઘોડામાં સર્વથી આગળ રાજાનું દેરાસર, પછી ૭૨ સામંતોનાં દેવાલય, પછી ૨૪ પ્રાસાદના બનાવનાર વાગ્ભટ મંત્રીનાં અને તેની પાછળ અઢારસો શેઠિયાનાં દેરાસર એ રીતે મોટી હારનીહાર મેઘાડંબર અને છત્રચામરાદિથી શોભિત નિકળી.

આવી રીતે પ્રસ્થાન મહોત્સવ ચાલતો હતો તેવામાં ચરોએ આવી ખબર કહી કે, "મહારાજ, ડાહલ દેશનો કર્ણદેવ રાજા મોટુ સૈન્ય લેઇને આપની સાથે યુદ્ધ કરવા આવે છે". તે સાંભળ્યા બરોબર કપાળ ઉપર પ્રસ્વેદના બિંદુઓ જાણે તે ચિંતા-સાગરમાંથી નિકળતા હોય તેમ છુટયા. પછી તે વાગ્ભટ મંત્રીને

સાથે લેઇ ગુરુ પાસે ગયો અને કાનને કર્કશ લાગે તેવી સર્વ હકીકત નિવેદન કરી બોલ્યો કે, "મહારાજ ! જો હું યાત્રા કરવા જઉંછુ તો પાછળથી શત્રુ આવીને દેશની ખરાબી કરે છે. જો સામો થઇને યુદ્ધ કરૂંછું તો બન્ને પક્ષનું સૈન્ય સબળ હોવાથી મોટું પાપ લાગે છે. ખરેખર હું ચિંતા સાગરમાં પડ્યો છું. ધિક્કાર છે મને અધમાધમને, જે મારા યાત્રાના મનોરથ પણ પૂરા-થતા નથી. શાબાશ છે વણિગ્ લોકોને જે સુખે સંઘપતિ થાય છે. હુંતો દેવતાની માફક સંઘપતિ થવાને ભાગ્ય હીન થયો છું". તે સાંભળી ગુરુ બોલ્યા કે, "હે નરેંદ્ર ! તમે ખેદ મા કરો. સુરેંદ્રની માફક તમે પ્રારંભેલું કાર્ય કદાપિ ભગ્ન થવાનું નથી. બાર પહો-રની અંદર સર્વ ઉપદ્રવ શાંત થશે." એ પ્રકારે ગુરુએ બહુ ધીરજ આપ્યા છતાં 'શું થશે' એવી ચિંતામાં ને ચિંતામાં આતુર રાજા ત્યાંથી નિકળી સભામાં આવી બેઠો. ત્યાં થોડી વારે બીજા ચરોએ આવી ખબર કહી કે, "મહારાજ! કર્ણદેવ મરણ પામ્યો". તે સાંભળી રાજાએ પૂછ્યું કે, "કેવી રાતે?" ચરો બોલ્યા, "મહારાજ! તે આપણા નગરને ઘેરો ઘાલવાના ઇરાદાથી સવારના પહોરમાં સૈન્ય સાથે નિકળ્યો. માર્ગમાં રાત પડી અને તે નિદ્રાવશ થયો. એવામાં કોઈ ઝાડની ડાળીએ તેના ગળાની સાંકળી પાશબંધની માફક ભરાઇ ગઇ અને નીચેથી હાથી તો ચાલ્યો ગયો. તેથી તેનું શરીર અધ્ધર લટક્યું અને શ્વાસ રૂંધાવાથી પ્રાણ છુટી ગયા. અમે તેની દહનક્રિયા જોઇને અહીં આવ્યા છીએ." તે સાંભળી, 'અરે ! તે બિચારાની શી વલે થઈ' એમ જરા ખેદ કરી રાજા ગુરુ પાસે ગયો અને સર્વ હકીકત નિવેદન કરી બોલ્યો કે, "મહારાજ ! આપનું જ્ઞાન અતિ ચમત્કારી છે."

પછી તેણે મોટો ઓચ્છવ કરી સંઘયાત્રાનો ડંકો વગડાવ્યો અને પોતે મુખ્ય સંઘપતિ થયો. તે સંઘમાં જવા સારૂ કુમાર-પાળના સામંતો, વાગ્ભટાદિ મંત્રીઓ, રાજમાન્ય નગરશેઠના પુત્ર આભડ, પડ્ભાષા ચક્રવર્તી શ્રીદેવપાલ, કવિઓ અને દાનાઓમાં

અગ્રણી એવો સિદ્ધપાળ, ભંડારી કપર્દિ, પાલણપુરનો પ્રલ્હાદ રાણો, નવાણુ લાખની પુંજીવાળો છાડા શેઠ, રાજાનો ભાણેજ પ્રતાપમલ્લ, અઢારશેં શાહુકાર, હેમાચાર્યાદિ મૂનિયો અને બીજા પણ છએ દર્શનના-ગામ નગર અને સ્થાનના કરોડો લોકો તૈયાર થયા. અગીઆર લાખ ઘોડા, અગીઆરસો હાથી અને અઢારલાખ પાયદળને સાથે લેવાનો હુકમ થવાથી તે પણ તૈયાર થયા. અનેક યાચક લોકોનાં ટોળાં પણ ત્યાં મળ્યાં. એ પ્રમાણે અદ્વૈત યાત્રામહોત્સવ ચાલતો હતો તેવામાં જૈનધર્મના ધોરી તે રાજાએ ગુરુને સ્વાભાવિક રીતે સદ્યાત્રાનો ખરો વિધિ પૂછ્યો. ત્યારે ગુરુ ગુણથી ઉજ્વલ અને સત્યવાદી ગુરુજી બોલ્યા કે, "સમકિતધારી, પાદચારી, સચિત્તપરિહારી, બ્રહ્મચારી, ભૂમિસંથારી અને એકલ્લ અહારી એ છ 'રી'ને શુદ્ધ રીતે પાળી યાત્રા કરવી". તે સાંભળી સર્વ કર્મવૈરિનો નાશ કરવામાં મુખ્ય છે વૃત્તિ જેની એવા મેરુ સમાન નિશ્ચળ અને તત્વવેત્તા રાજાએ ગુરુએ કહેલી છ 'રી' પાળવાનો અભિગ્રહ કરી યાત્રા નિમિત્ત પ્રસ્થાન કર્યું.

માર્ગમાં તેને વગર જોડે પગે ચાલતે જોઈ ગુરુ બોલ્યા કે, "રાજેંદ્ર! ઉઘાડે પગે ચાલતાં આપને ક્લેશ થશે માટે અશ્વાદિનો આદર કરો". તે સાંભળી રાજા નમ્ર વચને બોલ્યો કે, "મહારાજ! પૂર્વે હું પરવશપણે પગે કંઇ થોડું ભટક્યો નથી. પણ તે સર્વ ફોકટ ગયું છે. આ મારો પાદચાર તો તીર્થ નિમિત્ત હોવાથી અતિ સાર્થક છે. એ મને અનંતા ભવનો ફેરો ટાળવામાં કારણભૂત છે. એવી યુક્તિથી ગુરુને સંતોષ પમાડીને તેમની સાથે પગે આગળ ચાલ્યો તે જોઈ બીજા લોકો પણ તેમની ભક્તિ કરવા મુનિયોની પેઠે પગે ચાલ્યા. સમુદાય ઘણો હોવાથી કોઇને અડચણ ન પડે એ ઉદ્દેશથી રાજાએ પાંચ પાંચ ગાઉના પડાવ નાખવાનો રિવાજ રાખ્યો. સ્થાને સ્થાને મોટી પ્રભાવનાઓ કરી. દેરે દેરે સુવર્ણમય રત્નજડિત છત્ર ચામરાદિ મૂકી કલ્લામતુ, મોતી અને પ્રવલ્લાદિથી ભરેલી

રેશમી ધ્વજાઓ ચઢાવી. સંઘાળુઓને મનમાનતાં ભોજન આપ્યાં. સામા આવેલા રાજા, શેઠીઆ અને સંઘના લોકોને ભારે પોશાક કર્યા. નિરંતર સ્નાત્રમહોત્સ કરાવ્યા. દરેક ગામ અને નગરમાં ભોજન, આચ્છાદન અને દ્રવ્ય વિગેરે અર્પણ કરી સધર્મી જનોનો ઉદ્ધાર કર્યો. સર્વ સંઘાળુઓના જમી રહ્યા પછી કોઈ ભૂખ્યો રહી ન જાય એટલામાટે દયા, દાન અને કલ્યાણાર્થે તપાસ કઢાવી પોતે ભોજન કરવાનો નિયમ રાખ્યો. દરરોજ ત્રિકાળ જિનપૂજા, સામાયિક, પ્રતિક્રમણ અને પર્વતિથિની ક્રિયાઓમાં ઉપયોગ રાખ્યો. વાંછિત દાન આપી યાચકોના મનોરથ સિદ્ધ કર્યા.

એ પ્રમાણે લોકોત્તર કરણીની શ્રેણિવડે લોકોને આશ્ચર્ય પમાડતો અને જૈન ધર્મનો ઉત્તરોત્તર ઉદય કરતો શ્રીહેમાચાર્યની જન્મભૂમિ જે ધંધુકા ત્યાં આવી પહોંચ્યો. ત્યાં પોતે બંધાવેલા સત્તર હાથ ઉંચા ઓલિકા વિહારમાં સ્નાત્ર તથા ધ્વજારોપણાદિ કૃત્યો કર્યા. ત્યાંથી આગળ ચાલી અનુક્રમે વલ્લભીપુરની સીમમાં આવ્યા. તેની નજીકમાં સ્થાપ અને ઇર્ષ્યાલુ નામની બે ટેકરીઓ હતી. તે બેની વચ્ચેની ખીણમાં ગુરુએ સવારનું આવશ્યક કર્યું. રાજાએ તે ટેકરીઓપર ભક્તિવડે તેમનાં જેવડાં ઉચ્ચાં બે મંદીર બંધાવ્યાં અને તેમાં અનુક્રમે શ્રીઋષભદેવ અને શ્રીમહાવીરસ્વામીની પ્રતિમાઓ મૂલ સ્થાનકે પધરાવી. ત્યાંથી આગળ ચાલતાં શ્રીશત્રુંજય ગિરિનાં દર્શન થયાં. એટલે રાજાએ સર્વ સંઘની સાથે દંડવત પ્રણામ પૂર્વક પંચાગ પ્રણામ કર્યા અને તે દિવસે તીર્થોપવાસ કરી ત્યાંજ રહ્યો. પછી ઉત્તમ મોતી, પ્રવાલ અને સોનાનાં ફુલવડે ડુંગરને વધાવી તેની આગળ કેશર અને ચંદનાદિથી અષ્ટમાંગલિક આલેખ્યા. મહોત્સવ પૂર્વકપૂજા ભણાવી અનેક પ્રકારનાં નૈવેદ્ય ચઢાવ્યાં. રાજપત્ની ભોપલ દેવી, લીલૂપ્રમુખ રાજપુત્રીઓ અને સર્વ સામંતોની રાણીઓએ પણ સર્વ શ્રીસંઘની સાથે સુવર્ણના થાળામાં ભરેલા મુક્તાફળ અને અક્ષતની અંજલિયો વડે પર્વતને વધાવ્યો. પ્રાતઃકાળે

રાજાએ પાત્રદાન અને અતિથિપોષણ પૂર્વક પારણોત્સવ કર્યો. ત્યાંથી ચાલ્યા ત્રીજે દિવસે પાલીતાણે આવ્યા.

ત્યાં પોતે બંધાવેલા પાર્શ્વવિહારમાં પુણ્યવંતોમાં મુકુટસમાન તેણે સુવર્ણમય કળશ દંડ અને ધ્વજા ચઢાવી સ્નાત્ર મહોત્સ કર્યો. ત્યાંથી હર્ષના ઉમંગમાં તળેટીએ જઇને ગુરુને જમણી બાજુએ રાખી સામંત અને મંત્રી મંડળ સાથે પરમ પવિત્ર શ્રીશત્રુંજય ગિરિપર ચઢવા માંડ્યું. માર્ગમાં કપર્દિમંત્રી પાસે રખાવેલા સુવર્ણ પુષ્પ ચંદનાદિ પૂજાનાં દ્રવ્યો વડે દરેક વૃક્ષની પૂજા કરતો અને દરેક સ્થાનકે પટ્ટકુળાદિ ચડાવતો શ્રીમરુદેવાની ટુંકે આવ્યો. ત્યાં જગન્માતા આદિયોગિની શ્રીમરુદેવા, શ્રીશાંતિનાથ અને કપર્દિયક્ષ એમની સર્વોપચારથી પૂજા કરી. ત્યાંથી પહેલી પોળમાં આવ્યો. ત્યાં યાચકસમૂહને પાંચ પ્રકારનાં દાનથી પ્રસન્ન કરી શ્રીયુગાદિદેવના પ્રાસાદના દ્વારને સવાશેર મોતીથી વધાવ્યુ. પછી તે પ્રાસાદની પ્રદક્ષિણા કરતાં તેની લોકોત્તર રમ્યતા જોઇ વાગ્ભટ મંત્રી પ્રતિ બોલ્યો, " હે મંત્રીશ્વર ! તમારૂં પરાક્રમ અદ્ભુત છે. તમે ખરેખર મહાપુરુષોના માનને લાયક છો. સર્વ જગતના આધાર-ભૂત આ તીર્થનો ઉદ્ધાર કરવામાં તમે પૃથ્વીનું રત્નગર્ભા નામ સાર્થક કર્યુ છે. આપ કૃપા કરીને આગળ-થાઓ અને મને યાત્રા કરવામાં સહાય આપો "

મંત્રીએ રાજાનાં પ્રશંસાયુક્ત વચન સાંભળી માથું નમાવ્યું અને વેત્રીની પેઠે રાજાનો હાથ ઝાલી સર્વ બતાવવા લાગ્યો. એટલામાં રાજાએ સૂરિરાજને ભગવાનની કોઇ રસાલંકાર યુક્ત સ્તુતિ બોલવાની વિનંતિ કરી. ત્યારે સૂરિ મહારાજ સર્વલોકપ્રસિદ્ધ जय जन्तुकप्प ઇત્યાદિ ધનપાલે કરેલી ऋषभपञ्चाशिका કહેવા લાગ્યા. તે સાંભળી રાજા વિગેરે બોલ્યા કે, " મહારાજ ! આપ કલિકાળસર્વજ્ઞ થઇ બીજાની કરેલી સ્તુતિ કેમ કહો છો ?" ગુરુએ કહ્યું કે, "એના જેવી સદ્ભક્તિગર્ભિત સ્તુતિ અમારાથી થાય તેમ

નથી.” ગુરુનાં એવાં નિરઅભિમાન યુક્ત વાક્યામૃતથી સર્વેનાં મન ઉલ્લાસ પામ્યાં અને તે સ્તુતિ ભણતા રાયણ વૃક્ષ નીચે આવ્યા.

આ વખતે ગુરુ બોલ્યા કે, “આ ઝાડ નીચે પૂર્વે નાભિરાજાના પૂત્ર શ્રીઋષભદેવ ભગવાન્ સમવસર્યા હતા અને તે કારણથી આ ઝાડ સર્વે તીર્થોમાં ઉત્તમ તીર્થ તરીકે વાંદવા યોગ્ય છે. એનાં ડાળ, પત્ર અને ફળ એ દરેક ઉપર દેવતાનું સ્થાનક છે માટે ધર્મી જન પ્રમાદથી પણ એનાં શાખાદિનુ છેદન ન કરે. જ્યારે કોઇ પુણ્યશાળી સંઘપતિ સોનું, રૂપુ, મોતી અને ચંદનાદિથી એની પૂજા કરે છે ત્યારે એનામાંથી સર્વ વિઘ્નોનો નાશ કરે એવું દુધ ઝરે છે અને તે સંઘપતિનો આવતો ભવ સુખદાયી છે એમ સૂચવે છે. આપો આપ પડેલાં એનાં સૂકાં પાંદડાં પણ પૂજવામાં આવેથી વિઘ્નોનું હરણ કરી સુખ આપે છે. એની પૂજાના પ્રભાવથી શાકિની, ભૂત, વૈતાલ, દુષ્ટ જ્વર અને વિષાદિનો નાશ થાય છે. એની સાક્ષી રાખી પરસ્પર મિત્રાચારી કરનારા પરભવમાં જગદૈશ્વર્યથી ભરપૂર સુખ પામે છે. એના પશ્ચિમ ભાગમાં સર્વ કાળમાં દુઃખે કરી પામવા યોગ્ય રસકૂપી ( વાવ ) છે. તેના રસના યોગથી લોઢાનું સોનું થાય છે. અષ્ટમના તપની સાથે ભાવ યુક્ત પ્રભુની પૂજા પ્રણુતિ વિગેરે કરવાથી કોઇ વખતે કોઇ કોઈને તે રસની પ્રાપ્તિ થાય છે. વળી આ ઇંદ્રે કરાવેલી શ્રીયુગાદીશ્વરની પાદુકાઓ ( પગલાં ) છે. તેમની ઉપાસના જીવોને સ્વર્ગ અને મોક્ષનાં સુખ આપે છે. કહ્યું છે કે, શ્રીઋષભદેવ, પુંડરીકસ્વામી, રાયણ, પાદુકાઓ અને શ્રીશાંતિનાથ એમની મંગળોપચાર પૂર્વક સૂરિમંત્રવડે મંત્રેલા ગંધ પુષ્પાદિથી યુક્ત શુદ્ધ જળના ૧૦૮ કુંભવડે સ્નાન કરનાર પરભવમાં જયશ્રી, સર્વ પ્રકારનાં કામ, આનંદ, દોષનિગ્રહ અને ઉત્તમ પ્રકારના ભોગ પ્રાપ્ત કરેછે.”

આ સર્વ ઉપદેશ શાંભળ્યા પછી રાજાએ રાયણ અને પાદુકાઓને મોતી વિગેરેથી વધાવી પૂજા કરી અને ત્રણ પ્રદક્ષિણા પૂરી

કરી શ્રીયુગાદિ દેવના સન્મુખ આવ્યો. ત્યાં ક્ષણ વારતો જાણે તેને ત્રણ ભુવનનું ઐશ્વર્ય મળ્યું હોય, ઉત્કૃષ્ટ સુખના સ્વાદમાં મગ્ન બન્યો હોય, ઇંદ્રિય વ્યાપારથી વિરક્ત થયો હોય, સિદ્ધિ મહેલમાં વિરાજમાન હોય, હૃદય પરમાનંદના આવેશમાં આવ્યું હોય, અને ચક્ષુ ઉઘાડમીચ વગરની થઇ હોય તેમ ભગવાનના મુખકમળ ઉપર સ્થિર દૃષ્ટિ રાખી હર્ષાશ્રુના પૂરથી સર્વ તાપને દૂર કરતો ઉભો રહ્યો. ત્યાર પછી પોતાની લઘુતાએ ગર્ભિત ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો કે, "હે જગદીશ ! હું દરિદ્રી આપની પૂજા શી રીતે કરૂં ? આપ મારી પૂજાને યોગ્ય નથી." ઇત્યાદિ પ્રકારે સ્તુતિ કરીને ભગવાનના નવ અંગે નવ લાખની કિંમતના નવ રત્નો ચડાવ્યાં. પછી અઠાઇ મહોચ્છવના વિધિ પ્રમાણે સ્નાત્ર ભણાવી એકવીસ સોના રૂપાના અને ઝવેરાતના કામવાળી દંડ યુકત ધ્વજાઓ ચડાવી. બીજાં પણ તેવાં અમૂલ્ય છત્ર ચામર અને થાળા વિગેરે પૂજાનાં સર્વ ઉપકરણો ચડાવ્યાં. પછી સર્વ પ્રકારના વાજિંત્રોનો નાદ કરાવી અદ્વૈત લોકોત્તર મહિમા વિસ્તાર્યો. મંદીરમાં પૂર્વના અનેક રાજાઓએ પૂજાનાં ઉપકરણો વિગેરેની ભેટો આપેલી તે જોઇ કુમારપાળની તે તીર્થના અનાદિ પણા વિષે ખાત્રી થઇ અને મન સાથે ચિંતવવા લાગ્યો કે, ખરે ખર હું ધન્ય છું મારો મનુષ્ય જન્મ સફળ થયો છે. કારણ કે હું આવા જગતને પાવન કરનાર શ્રીજિનેંદ્રના શાસનમાં રસીક બન્યો છું.

પૂર્વે જેમણે કદી સૂર્યનું મુખ પણ જોયેલું નહીં તે ભોપલ્લ દેવી વિગેરે રાણીઓ અને રાજપુત્રી લીલૂ વિગેરે એમણે પણ મોજમાં દરેક મંદીરમાં પૂજા કરવા ફરવા માંડ્યું અને ઉદ્યાપનાના સત્કૃત્યો વડે પોતાની લક્ષ્મીને તીર્થમાં વાપરી. પછી કુમારપાળે મહાપૂજા રચી. આ વખતે એક ચારણ કવિ બોલ્યો કે,

इक्कह फुल्लह माटि, देइ जु नरसुरसिवसुहाइ ॥
एही करइ कंसाटि, नपु-मोलिमाजिनवरतणी ॥ १ ॥

"જિનેશ્વર ભગવાન એક ફુલના માટે મનુષ્ય દેવ અને મોક્ષનાં સુખ આપેછે એવું કુસાટું કરે છે, એજ એમના શરીરનું ભોળાપણું બતાવી આપેછે."

રાજાએ તેના એ વચનથી પ્રસન્ન થઈ તેને નવ લાખનું દાન આપ્યું. પછી ઈંદ્રમાળા પહેરવાની વખત થઈ. તેની ઉછળામણીમાં પ્રથમ વાગ્ભટમંત્રી ચાર લાખ બોલ્યો. તેના રાજાએ આઠ લાખ કર્યા. તે ઉપર મંત્રીએ વધીને સોળ લાખ કર્યા. ત્યારે રાજાએ ઉપડીને બત્રીશ લાખ કહ્યા. એવી રીતે સ્પર્ધાથી ઈંદ્રમાળા પહેરવાનું મૂલ્ય બોલાતું હતું એટલામાં એક ગુપ્ત દાતાએ આવીને એકદમ સવા કરોડ કર્યા. તે સાંભળી રાજા ચમત્કાર પામી બોલ્યો કે, "જોઇએ તે ભાગ્યશાળીનું મુખકમળ." એટલે મહુવાના શેઠ મહાસાધારૂના પુત્ર જગડુશા સાધારણ વેશમાં આગળ આવી બેઠા. તે જોઈ રાજાનું મન વિસ્મયથી આકુળ થયું અને તેથી તે મંત્રી પ્રત્યે કહેવા લાગ્યો કે, "પહેલો મૂલ્યનો બંદોબસ્ત કરીને માળા આપજો." તે સાંભળી જગડુશા સવા કરોડનો ઢગલો કરી બોલી ઉઠ્યા કે, "મહારાજ, આ તીર્થ સર્વને સાધારણ છે. અહીં કોઈ નાણાંની સવડ કર્યા વગર બોલેજ નહીં. એ બનાવ જોઈ રાજાતો ચકિત બની ગયો અને જગડુશાને ખુશીની સાથે ભેટીને બોલ્યો કે, "આપ અમારા સર્વમાં મુખ્ય સંઘવી છો. આપ આ તીર્થમાળ સ્વીકારી કૃતાર્થ થાઓ." એમ કહી તેને માળા આપી. તેણે તે લઇને ૬૮ તીર્થો કરતાં પણ તીર્થભૂત એવી પોતાની માતાને પહેરાવી. બીજા શુભલક્ષ્મીના સ્વામીઓએ પણ એજ પ્રમાણે સ્પર્ધાથી સ્વયંવરની માળાની પેઠે તીર્થ માળાઓ આદર પૂર્વક ગ્રહણ કરી. જિનેશ્વર ભગવાનના મંદિરમાં પોતાનું સર્વસ્વ આપીને પણ કયો પુરૂષ માળા ગ્રહણ ન કરે? એ માળાના પુણ્યથી મનુષ્યોને આ લોકમાં પણ ઈંદ્રની પદવી સ્ફુરાયમાન થાય છે. એ પ્રમાણે આરતી મંગળદીવો વિગેરે પૂજાના સર્વ ઉપ-

ચાર કરી રહ્યા પછી સત્કૃત્યનો વેત્તા પ્રજાગુરુ કુમારપાળ ભગવાનની આગળ નમસ્કાર પૂર્વક બે હાથ જોડી આ પ્રમાણે બોલ્યોઃ–

व्युतीर्युर्दिवसा देव, त्वत्सेवाविनाकृताः ॥
ते व्यथंते हृदन्तर्मां, करच्युतसुरत्नवत् ॥ १ ॥
सार्वभूमोपि माभुवं, त्वद्दर्शनपराङ्मुखः ॥
त्वद्दर्शनपरः स्यांतु, त्वच्चैत्ये विहगोप्यहं ॥ २ ॥

"હે દેવ ! તારી સેવા વિના મારા જે જે દિવસો ગયા તે તે હાથમાંથી ગયેલા સુરત્નની પેઠે મારા અંતરમાં વ્યથા કરે છે. તારા દર્શનથી પરાઙ્મુખ એવો ચક્રવર્તી થવાને હું નથી માગતો પરંતુ તારા દર્શનમાં તત્પર એવો પક્ષી પણ તારા ચૈત્યમાં થવાને મારી ખુશી છે." એમ કહી પાંચ શક્રસ્તવ ભણીને પ્રણિધાન દંડક 'જય વીયરાય' ઈત્યાદિનો પાઠ કર્યા પછી બોલ્યો કે,

प्राप्त स्त्वं वहुभिः शुभैस्त्रिजगतश्चूडामणिर्देवता ।
निर्वाणप्रतिभूरसावपिगुरुः श्रीहेमचंद्रप्रभुः ॥
किंचातः परमस्ति वस्तु किमपि स्वामिन् यदभ्यर्थये ।
किंतुत्वद्वचनादरः प्रतिभवं स्ताद्वर्धमानो मम ॥ ३ ॥

"હે ભગવન્ ! બહુ પુણ્યના યોગે ત્રણ જગતમાં ચૂડામણિ સમાન તું દેવ મળ્યો છે અને મોક્ષના સાક્ષીભૂત એવા ગુરુ શ્રીહેમાચાર્ય મળ્યા છે. હવે એથી બીજું શું છે કે જેની હું તારી પાસે યાચના કરૂં ? તો પણ દરેક ભવમાં તારા વચનપર મારો આદર વધતો જાઓ એવી મારી પ્રાર્થના છે."

પછી ગુરુને વંદન કર્યું એટલે ગુરુએ તેની પીઠપર હાથ મૂક્યો. તે જોઇ કોઈ ચારણ બોલ્યો કે,

हेम तुम्हारा कर भरउं, जांह अच्चंभूअरिद्धि ॥
जे चंपइ हिठामुहा, तांह ऊपहरी सिद्धि ॥ १ ॥

"હે હેમચંદ્રસૂરિ ! તમારા હાથ ભરાઓ, જેમની આશ્ચર્યકારી ઋદ્ધિ છે. કારણ, જે તમારા હાથ હેઠા મુખ કરીને જાય છે તેમને (સર્વ પ્રકારની) સિદ્ધિ આવી મળે છે."

આ કવિત તેણે નવ વખત કહ્યું. રાજાએ તેને નવ લાખનું દાન આપ્યું. ત્યાર પછી ગુરુ મહારાજ બોલ્યા, "જે પુરુષો સર્વ પ્રકારની વિધિમાં તત્પર થઇને આ તીર્થની યાત્રા કરે છે, તેઓ પોતાનું પવિત્ર નામ ચંદ્રમાં આલિખિત કરે છે, પૃથ્વીને પવિત્ર કરે છે, કૃતકૃત્ય થઇ સારાં કાર્યો કરે છે, લોકોમાં વંદનિક થાય છે, વંશનું ભૂષણ ગણાય છે, પુષ્કળ વૈભવ પામે છે, કલ્યાણનું મંદીર બને છે અને સર્વદા જીવંત અને જયવંતા વર્તે છે. કહ્યું છે કે, તીર્થયાત્રાવડે દેહ પવિત્ર કરવો, ધર્મની વાંછાવડે મન પવિત્ર કરવું, પાત્રદાન વડે ધન પવિત્ર કરવું અને સચ્ચરિત્રોવડે કુલ પવિત્ર કરવું." ઇત્યાદિ ગુરૂનો ઉપદેશામૃત સાંભળી સુહિતાત્મા રાજર્ષિ સુવર્ણ, રત્ન વસ્ત્ર, હાથી અને ઘોડા વિગેરેના દાનથી યાચક વર્ગનો ઉદ્ધાર કરી શ્રીપુંડરિક ગિરિને સર્વ તરફથી પટ્ટકુલાદિવડે ઢાંકી અનુક્રમે શ્રીસંઘ સાથે ઉતરીને પાલીતાણે આવ્યો.

ત્યાં સૂરિરાજે ઉપદેશ કર્યો કે, "હે રાજન્ ! શ્રીજિનેશ્વર ભગવાને રૈવતાચળને શ્રીશત્રુંજયનું કેવળજ્ઞાનદાયક પાંચમું શિખર કહેલું છે. કૈલાસ, ઉજ્જયંત, રૈવત, સ્વર્ણપર્વત, ગિરિનાર અને નંદભદ્ર એ એનાં છ આરામાં અનુક્રમે છ નામો છે. એ સર્વ પાપનું હરણ કરનાર મહાતીર્થ છે એના વંદનનું ફળ શાસ્ત્રમાં શત્રુંજયના જેટલું વર્ણવેલું છે." આ ઉપરથી ઉત્સાહિત થયેલો રાજા પોતાને કૃતકૃત્ય માનતો, મનમાં શ્રીરૈવતેશ્વરનું ધ્યાન ધરતો, સુખે પ્રયાણ કરીને માર્ગમાં વૃક્ષોનું પણ સર્વ પ્રકારના પૂજાના ઉપચાર વડે સન્માન કરતો અનુક્રમે ઉજ્જયંત તીર્થે આવ્યો.

અહીં રાજાએ અને સૂરિએ સાથે ચડવા માંડયું ત્યારે તે પર્વત લંકાપતિએ ઉખેડી નાંખેલા પર્વતની પેઠે કંપવા લાગ્યો. તે-

ના પ્રકંપનું કારણ પૂછવાથી સૂરિએ તેને કહ્યું કે, "હે રાજન્! આ માર્ગમાં છત્રશિલા નામની બે શિલાઓ છે. તે એકી વખતે નીચેથી ચડતા બે પુણ્યશાળીઓ ઉપર પડશે એવી વૃદ્ધ પુરૂષોની વાણી છે. એટલા માટે આપણ બે પુણ્યવંતોને સમકાળે ચડવું યુક્ત નથી. કદાચિત્ એ પડી બેસે માટે પ્રથમ તમે શ્રીનેમીશ્વર ભગવાનનાં દર્શન કરો, હું પછીથી કરીશ." તે સાંભળી રાજાએ કહ્યું કે, "મહારાજ! વિનયનો ભંગ કરવાથી યાત્રાનું ફળ ન થાય માટે પ્રથમ આપ પધારો." એમ કહી સૂરિને આગળ મોકલ્યા અને પોતે પાછળથી ચડ્યો. એવી રીતે સૂરિ અને સંઘસહિત રાજાએ જેમના અધિષ્ટાતા પ્રત્યક્ષ છે એવા શ્રીનેમીશ્વર ભગવાનને નમન કર્યું અને રાજાએ તેમજ બીજાએ પુષ્કળ સ્નાત્ર અને વિલેપનાદિવડે પૂજા કરી પુણ્ય ઉપાર્જન કર્યું. ત્યાં શ્રીનેમિનાથની પ્રતિમાને વજ્રમયી અને સર્વ અતિશયવાળી જોઈ ગુરુને પૂછ્યું કે, "મહારાજ! આ મૂર્તિ કોણે ક્યારે કરાવી?"

ગુરુએ કહ્યું કે, "આ ભારતક્ષેત્રને વિષે ગઇ ચોવીશીમાં ત્રીજા તીર્થંકર શ્રીસાગરના સમયમાં ઉજ્જયિની નગરી મધ્યે નરવાહન નામે રાજા રાજ્ય કરતો હતો. ત્યાં એક વખત શ્રીસાગર જિન સમવસર્યા. રાજા તેમને વાંદવા ગયો. ત્યાં ધર્મોપદેશ સાંભળી રહ્યા પછી કેવલીની પરિષદ્ (સભા) જોઇને પૂછ્યું કે 'હે સ્વામિન્! હું ક્યારે કેવલી થઇશ?' સ્વામીએ કહ્યું કે, 'આવતી ચોવીશીમાં બાવીશીમા શ્રીનેમિનાથના વારે તમે કેવલી થશો.' એ સારી રીતે સમજી લેઇને તે ભવમાં શ્રીસાગર જિનેશ્વર પાસે વ્રત લેઈ મરીને બ્રહ્મ લોકને વિષે દશ સાગરોપમના આયુષ્યવાળો ઇંદ્રાધિપતિ થયો. ત્યાં અવધિ જ્ઞાનવડે પૂર્વ ભવ જાણીને વજ્રમય મૃત્તિકા આણીને પૂજાને સારૂ શ્રીનેમિનાથની પ્રતિમા તૈયાર કરી અને યાવત્ દશ સાગરોપમ સુધી પૂજી આયુષ્યના છેલ્લા ભાગમાં શ્રીનેમિજિનનાં શ્રીરેવતા ચળને વિષે દીક્ષા કેવળજ્ઞાન અને નિર્વાણ એ ત્રણ કલ્યાણકો જાણી

સ્વર્ગથી શ્રીનેમીશ્વરની પ્રતિમા લેઇને રૈવતાચળ પર આવ્યો. ત્યાં વજ્ર વડે પર્વતને ખોદી ભૂમિમાં, પૂર્વાભિમુખ રૂપાનો પ્રસાદ કર્યો. તે માંહે ત્રણ ગભારા કરીને રત્ન મણિ અને સુવર્ણનાં ત્રણ બિંબ સ્થાપી તેમની આગળ સોનાનું પવાસન કરી તે વજ્ર-મૃત્તિકામય બિંબ સ્થાપ્યું. પછી તે ઇંદ્ર સ્વર્ગ થકી ચવીને બહુ સંસાર ભમીને શ્રીનેમિનાથના તીર્થમાં પલ્લિમહાપલ્લિ દેશને વિષે ક્ષિતિસાર નામના નગરમાં પુણ્યસાર નામે રાજા થયો. એક સમયને વિષે શ્રીનેમિ ભગવાન ત્યાં સમવસર્યા. રાજા તેમને વાંદવા ગયો અને દેશના સાંભળીને શ્રાવક થયો. પછી ભગવાનના મુખ થકી પાછલા ભવનો વૃત્તાંત જાણીને રૈવતાચળ ગયો. ત્યાં પોતે કરેલા વજ્રમય તે બિંબને પૂજીને પાછો ફર્યો અને પુત્રને ગાદી ઉપર બેસાડી ભગવાન પાસે દીક્ષા લેઇ સાધુ થયો. અનુક્રમે તપવડે કેવલજ્ઞાન પામી મોક્ષે ગયો. શ્રીનેમિનાથ ભગવાનના રૈવતાચળને વિષે ત્રણ કલ્યાણકો થયાં તે કારણથી તે પર્વત ઉપરનું ચૈત્ય અને તેમાંનુ લેપમય બિંબ લોકમાં પૂજ્યમાન થયું.

"પછી શ્રીનેમિભગવાનના નિર્વાણથી ૯૦૯ વર્ષે કાશ્મીર દેશથકી રત્ન નામનો શ્રાવક (કલ્પના પ્રમાણથી) રૈવતગિરિપર શ્રીનેમિનાથની યાત્રા સારૂ આવ્યો. હર્ષના ઉત્કર્ષમાં કળશ–ભર જળથી ભગવાનને સ્નાત્ર કર્યું. જળના યોગે લેપમય બિંબ ગળી ગયું. તે જોઈ રત્ન શ્રાવકે પોતાથી તીર્થનો વિનાશ થયો એમ વિચારી બે માસના ઉપવાસ કર્યા. તેથી પ્રસન્ન થઈ શ્રીઅંબિકા દેવીએ તેને બ્રહ્મેંદ્રના ચૈત્યમાં સોનાના પવાસન ઉપર પધરાવેલી વજ્રમય પ્રતિમા બતાવી. તે લેઈ આવી તેણે મૂળ નાયકની જગોએ સ્થાપન કરી. તે આ અમરગણને પણ પૂજનિક છે. વામનાવતારને વિષે વિષ્ણુએ બલિરાજાને બાંધવા સારૂ શ્રીરૈવતાચળ ઉપર નેમિનાથની પાસે તપ તપ્યો હતો એવું લૌકિકો પણ કહે છે. પ્રભાસનુ દેવી પ્રતિ વચન છે કે, ભવના પાછલા ભાગમાં વામને

તપ કર્યો. તે તપના આકર્ષણથી પદ્માસનમાં બેઠેલા શ્યામ મૂર્તિવાળા દિગંબર નેમિનાથ જેમને વામને ઉંચે સ્વરે શિવ કહીને બોલાવ્યો તે પ્રગટ થયા. તે શ્રીનેમિનાથનાં દર્શનથી મહાઘોર કલિકાળમાં કલહ અને પાપનો નાશ થાય છે અને સ્પર્શથકી કોટિ યજ્ઞ (પૂજા) નું ફળ મળે છે."

એ પ્રમાણે રૈવતાચળનો અપૂર્વ મહિમા સાંભળી રાજા કુમારપાળને હજાર ગણો ઉત્સાહ વધ્યો. તેથી સર્વ પ્રકારના ઉત્સવવડે આત્માને કૃતાર્થ કરતો બહુ દિવસ સુધી ત્યાં રહ્યો. અહીં માળા વખતે તેજ સુબુદ્ધિશાળી જગડુશાએ પૂર્વની પેઠે અદ્ભુત માણેક આપીને ઇંદ્ર પદવી લીધી. રાજાએ તીર્થોચિત સર્વ ક્રિયાઓ કરીને ભગવાન આગળ હાથ જોડી વિનંતી કરી કે,

" હે વિશ્વેશ ! મને તારૂં એકલાનુંજ શરણ છે. તું મારા ઉપર એવા પ્રકારે પ્રસન્ન થાકે જેથી કરીને હું તારા ધ્યાનના યોગે તારામયજ થઈ જઉં. "

પછી સાંકળ જેવી પાજથી તે પર્વતને દુરારોહ જાણી તેણે સુરાષ્ટ્રના દંડનાયક શ્રીમાલજ્ઞાતિના મુકુટ સમાન શ્રીઆંબદેવ રાણા પાસે જુનાગઢ ભણીની પાજ નવીન સુખે ચડાય તેવી કરાવડાવી. ત્યાંથી કેટલાક મુકામ કરીને દેવપત્તન આવ્યો. અહીં શ્રીચંદ્રપ્રભ સ્વામીની યાત્રા કરી. અહીં પણ જગડુશાએ સવા કોટિ મૂલ્યનું માણેક આપીને માળા ગ્રહણ કરી. જગડુશાના જગતમાં અતિશયવાળા એ ચરિત્ર વડે કુમારપાળ ચમત્કાર પામ્યો અને સર્વ સંઘ સમક્ષ તેના પ્રતિ બોલ્યો કે, " હે શેઠ ! રાજાને પણ દુર્લભ એવાં સવા કરોડ મૂલ્યનાં ત્રણ રત્નો આપને ક્યાંથી મળ્યાં અને મળ્યાં તે પણ આવા પુણ્ય માર્ગમાં શાથી વાપર્યાં ? સ્થાનકે સ્થાનકે આપની પેઠે કોઇ એવાં રત્ન નથી ચડાવતું." તે સાંભળી જગડુશા બોલ્યો—

"હે રાજન્! મહુવા નગરમાં પોરવાડ વંશના મારા પિતા હંસ મંત્રીને વડિલોપાર્જિત પાંચ રત્નો મળ્યાં હતાં. તે મારા પિતાને તીર્થયાત્રા કરવાની ઇચ્છા થઇ હતી. પણ તેવા કોઈ મોટા સંઘનો યોગ ન બનવાથી તેઓ યાત્રા કર્યા વગર પ્રાંત સમયે મને શત્રુંજય ગિરિનાર અને દેવપત્તન એ ત્રણ જગોએ ત્રણ રત્નો આપવાનું અને બે રત્ન વડે મારો નિર્વાહ કરવાનું કહી કાળ કરી ગયા. તેમના વચનનો આદર કરી મેં તેમના પુણ્યાર્થે ત્રણ રત્નો વડે ત્રણ તીર્થો ઉપર તીર્થ માળાઓ પહેરી અને આ બે રત્નો સર્વ તીર્થના આધારભૂત સંઘપતિ એવા આપને થાઓ કારણ કે, એ પ્રકારે શ્રીસંઘના અધિપતિનું વાત્સલ્ય કરવાથી હું કૃતકૃત્ય થઇશ." એમ કહી રાજાના પદ્મહસ્તમાં બે રત્નો મૂક્યાં. રાજા પણ તેના ભક્તિ વિનય અને ઔદાર્યાદિ ગુણોથી ચિત્તમાં ચમત્કાર પામી શ્રીસંઘ સમક્ષ તે બે રત્નો બતાવીને બોલ્યો, "રાજા છતાં પણ હું પ્રશંસા કરવા લાયક નથી અને આ વણિક છતાં એ બહુ પ્રશંસા કરવા લાયક છે. એમણે ત્રણ જગતના ગુરુની માણેકો વડે ઘણા તીર્થો ઉપર પૂજા કરી છે." (જગડુશા પ્રતિ) "હે શ્રાદ્ધવર્ય! આપને ધન્ય છે. આપજ પુણ્યશાળીઓમાં અગ્રણી છો. કારણ કે, આપે ત્રણ તીર્થો ઉપર એ પ્રકારે ઇંદ્રપદ લીધું." ઈત્યાદિ પ્રકારે જગડુશાના વખાણ કરી તેને પોતાના અર્ધાસન ઉપર બેસાડ્યો અને સ્વર્ણાભરણાદિથી સત્કાર કરીને અઢી કરોડ રૂપીઆ આપી તેનાં બે રત્નો લીધાં. પછી તે બે રત્નોને વચમાં રાખીને બે નવીન હાર બનાવ્યા અને શ્રીશત્રુંજય તથા ગિરિનાર પર તીર્થંકરની પૂજામાં મોકલ્યાં. ત્યાંથી પ્રયાણ કરી મહોત્સવ પૂર્વક પાટણ આવ્યો.

અહીં યાત્રા કરી આવેલા શ્રીસંઘને સોનાના આભરણ અને પટકુળ વિગેરેથી સત્કાર કરી વિસર્જન કર્યો. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે, શ્રીશત્રુંજયનાં દર્શન કર્યાં હોય તેવા અને નહીં કર્યાં હોય તેવા સંઘને પ્રતિલાભવો. વગર દર્શન કરેલાને પ્રતિલાભવાથી

કોટિ ગણું ફળ થાય છે અને દર્શન કરેલાને પ્રતિલાભવાથી અનંત ગણું ફળ થાય છે.

પછી તીર્થયાત્રાથી જેનો આત્મા પવિત્ર થયો હતો એવા રાજર્ષિએ અઠ્ઠાઇની રથયાત્રાનો મહોત્સવ કરવા માંડ્યો. ઉત્તરાધ્યયન વૃત્તિમાં બે શાશ્વતી અઠ્ઠાઇઓ કહી છે. એક ચૈત્રમાસમાં અને બીજી આસોમાસમાં. આ બે અઠ્ઠાઇની યાત્રાઓ સર્વ દેવતાઓ પણ નંદીશ્વર દ્વીપે જઇ કરે છે અને વિદ્યાધરો તથા મનુષ્યો પોતપોતાના સ્થાનકને વિષે કરે છે. આગમોક્ત માર્ગ પ્રમાણે વર્તવામાં તત્પર કુમારપાળે સર્વ અઠ્ઠાઇ શ્રીકુમારવિહારમાં ૭૨ સામંતાદિ શ્રીસંઘ સાથે વિધિપૂર્વક સ્નાત્રપૂજા બળિ વિગેરે અનેક પ્રકારના મહોત્સવ કરવામાં ગાળી. આ સંબંધે અન્ય ગ્રંથમાં લખેલું છે કે, શ્રીકુમારરાજર્ષિએ કુમારવિહારની અંદર શાશ્વતી અઠ્ઠાઈનો મહિમા કર્યો. તે શુભકાર્યે સારૂ બળિના વિશાળ થાળા ભરાવ્યા. આઠે દિવસ આઠ કર્મથી મુક્ત શ્રીજિનેશ્વર ભગવાનને પોતે સ્નાત્ર કરી સર્વ ઉપચારથી પૂજા રચી. તેજ ગ્રંથમાં રથયાત્રા સંબંધે આ પ્રમાણે વર્ણન આપેલું છે. ચૈત્ર સુદિ ૮ ને દિવસે ચોથે પહોરે ભારે પોશાક પહેરી હર્ષભેર મળેલા નગરજનોના જય–જય–કારના માંગલિક શબ્દો વચ્ચે સોનાના ઉંચા દંડધ્વજ છત્ર અને ચામરાદિથી દીપતો ચાલતા મેરુ જેવો જિનેશ્વર ભગવાનનો સુવર્ણમય રથ નીકળતો. તેની અંદર મહાજન લોકો કુમારવિહાર આગળ મહાસ્નાત્ર વિલેપન અને કુસુમાદિથી પૂજિત શ્રીપાર્શ્વનાથની પ્રતિમા પધરાવતા. રથની આગળ વાગતા વાદિત્રના નાદથી સર્વ આકાશ છવાઈ જતું અને સુંદર તરૂણીવૃંદનો વેગ સહિત નાચ ચાલી રહેતો. એવી ધામધુમમાં તે રથ મંત્રી અને સામંતાદિથી પરિવર્યો રાજાના મહેલ આગળ આવતો. ત્યાં વસ્ત્રાભૂષણથી અલંકૃત રાજા સ્વયમેવ રથમાંની પ્રતિમાની પૂજા રચી વિવિધ પ્રકારનાં નાટક કરાવતો. તે રાત રથને ત્યાંજ રાખી બીજે દિવસે સિંહદ્વારની બહાર લેઈ

જતા. ત્યાં પણ એજ પ્રમાણે નૃત્ય વિગેરે કરાવી રથને પટમંડપમાં રાખતા. ત્યાં ત્રીજે દિવસે સવારે રાજા પોતાના હાથે ચતુર્વિધ સંઘના દેખતાં રથમાંની જિનપ્રતિમાની પૂજા કરી આરતી ઉતારતો. ત્યાંથી હાથીએ જોડેલો તે રથ નગર મધ્યે ફેરવવાની સાથે ઠેકાણે ઠેકાણે વિશાળ પટમંડપોની અંદર ઘણીવાર સુધી ઉભો રાખવામાં આવતો. મંડપો ઘણા જોવા લાયક અને ભવ્ય થતા. તેમના ઉપર ધ્વજાઓ ફડ ફડ કરતી તે જાણે હસતી હોયની તેમ દેખાતી: તેમની અંદરની બાજુએ સ્ત્રીઓનાં ગાનતાન ચાલતાં. બહારની બાજુએ કેળના સ્તંભો શોભી રહેતા અને તોરણો ફરફર થતાં. ઘણા લોકો તે જૈન રથોત્સવ જોવાને કૌતુકથી એકઠા મળતા અને વિધાતાને હજાર નેત્રો કરવા માટે પ્રાર્થના કરતા. રથની બે બાજુએ ગર્જના કરતા ગજરાજ ઉપર બેઠેલા મહા સામંતો ભગવાનને ચમર વીંઝતા અને આગળ રાજપુરુષોની હારને હાર ચાલતી. થોડા શબ્દોમાં અર્થીજનોના મનોરથને પૂર્ણ કરનાર તે જૈન રથ આઠે દિવસ વિશ્વત્રયને સર્વ તરફથી લીલાયુક્ત સંચાર વડે મહોત્સવમય કરી નાખતું. જેવી રીતે ચૈત્રી અઠાઈમાં તેવીજ રીતે આશ્વિન માસની અઠાઈમાં પણ કુમારપાળ આઠ દિવસ સુધી લોકોને ચમત્કાર પમાડનાર રથયાત્રા કાઢતો. પોતાના માંડલિક રાજાઓને પણ તમે એ પ્રકારે શ્રીજૈન ધર્મ આદરો એમ કહેતો અને તેથી તેઓ પોતપોતાના નગર મધ્યે કુમાર વિહાર બંધાવી વિસ્તાર પૂર્વક રથયાત્રા અને મુનિભક્તિ કરતા. મતલબ કે તે સમયે સર્વ જગત જૈનધર્મમય થઈ જતું.

એ પ્રકારે યાત્રાત્રયથી ઉલ્લાસ પામતા અમૃતના પૂરથી સર્વ જીવલોકને જીવિત કરતો, પાપવૃદ્ધિના પ્રકારથી સર્વ રીતે દૂર રહેતો અને દુર્વિલાસને ત્રાસ પમાડતો કુમારપાળ રાજા રાજ્યલક્ષ્મી વડે કાળરુપી વ્યાલની લીલાનો ભોગ કરતો.

એક વખત શ્રીહેમાચાર્ય વીરચરિત્રનું વ્યાખ્યાન કરતા હતા. તેમાં "શ્રીદેવાધિદેવ વીર ભગવાનની પ્રતિમાનો સંબંધ સાંભળી

અભયકુમાર મંત્રીના પૂછવાથી શ્રીવીરપરમાત્માએ સ્વમુખે કહ્યું કે, કુમારપાલ રાજા વીતંભય પાટણથી શ્રીવીર પ્રતિમાને અણહિલપુર પાટણમાં મહોત્સવ પૂર્વક લાવીને પૂજા કરશે " વિગેરે પોતાનો અધિકાર સાંભળી કુમારપાળ હૃદય સાથે વિચારવા લાગ્યો કે, અહો! હુંજ ધન્ય પુરુષોમાં ધન્યતમ અને અગણિત પુણ્ય લક્ષ્મીનું પાત્ર છું. કારણ કે, થનારો એવો જે હું તેનું પણ ચરિત્ર અભયમંત્રી આગળ દેવ દાનવ અને મનુષ્યોની સભાના દેખતાં શ્રીવીરપરમાત્મા પોતે કહી ગયા છે. પછી તે પ્રતિમા મેળવવાનાં વાક્યો કહી ગુરુએ તેના ઉત્સાહમાં વધારો કર્યો. તેથી તેણે એકદમ પોતાના સામંતોને વીતભય મોકલી તે પ્રતિમાને પાટણના પરિસરમા મંગાવી. પછી સાક્ષાત્ પ્રમોદરૂપ ગુરુને આગળ કરી મોટી ધામધુમથી સામો ગયો. ત્યાં તે પ્રતિમાને જોઈ સાક્ષાત્ વીરપ્રભુને દેખ્યા હોય તેમ પ્રસન્ન થઈ સુવર્ણનાં પુષ્પોથી પૂજીને ચૈત્ય વંદન કર્યું. પછી પોતાના હાથે રથમાંથી ઉતારીને કરીંદ્ર ઉપર પધરાવી અને જાણે પોતાની પુણ્ય રૂપી લક્ષ્મી હોય તેમ મહેલ મધ્યે આણી. અહીં ક્રીડાલયમાં સ્ફટિકનું નવીન ચૈત્ય કરાવી તેમાં તે પ્રતિમા પધરાવી અને ત્રિકાળ અર્ચા કરવા માંડી. તે પ્રતિમાના પ્રભાવથી કુમારપાળની વૃદ્ધિમાં દિન દિન વૃદ્ધિ થતી ગઈ અને જૈન શાસનને વિષે પુંડરિકાદિ તીર્થની પેઠે તે પ્રતિમાનાં એકાગ્ર ચિત્તે દર્શન કરવા બીજા દૂર દેશના લાખો ધર્મી જનો આવવા લાગ્યાં. હાલ તે પ્રતિમા રામસૈન્યમાં છે. એવી લોકોક્તિ ચાલે છે.

એ પ્રકારે શ્રીહેમસૂરિ પાસે તત્ત્વો શીખી જૈન ધર્મમાં પરાયણ થયેલો અને સર્વ આત્માથી તેજ ધર્મને ભાસમાન કરતો રાજર્ષિ તે ધર્મમય અને જ્ઞાનીઓના શૃંગાર રૂપ થયો.

કુમારપાળ રાત્રિ શેષ રહેતી ત્યારે પંચનમસ્કારનું સ્મરણ કરીને જાગતો. બે પ્રકારે દેવ ગુરુ અને ધર્મની શ્રદ્ધાનું ચિંતવન

કરતો, કાયશુદ્ધિ પૂર્વક પુષ્પ નૈવેદ્ય અને સ્તોત્રાદિ વિવિધ પૂજા વડે જિનપ્રતિમાનું પૂજન કરી પાંચ દંડકે યુક્ત ચૈત્ય-વંદન કરતો. નિરંતર સત્ત્વગુણ રૂપી રત્નથી શોભિત તે યથાશક્તિ પ્રત્યાખ્યાન કરતો અને સર્વ જયલક્ષ્મીનું તિલક છતાં તિલકના અવસરે બેસતો. હાથીના સ્કંધ ઉપર બેસી સર્વ સામંત અને મંત્રી વિગેરેથી પરિવર્યો જિનભુવનમાં જઈ વિધિ પૂર્વક પ્રવેશ કરતો. પછી અષ્ટ પ્રકારી પૂજા રચીને ભૂમિએ મસ્તક લગાડી પ્રણામ કરતો અને પવિત્ર સ્તોત્રોવડે સ્તવના કરતો. ગુરુ શ્રીહેમાચાર્યની ચંદન બરાસ અને સોનાના કમળવડે પૂજા કરતો અને તેમની સામે બેસીને ઉભય લોકમાં સુખ આપનારી ધર્મદેશના સાંભળતો. ઘેર જઈને ઘરચૈત્યની પૂજા કરતો અને પક્વાન્નના થાળ ચડાવી તથા સંવિભાગ કરી પવિત્ર અહારનું ભોજન કરતો. ભોજન કરીને સિંહાસનપર બેસી પંડિતો સાથે શાસ્ત્રવાર્તા કરતો. આઠમ ચૌદસ શિવાય બીજી વારનું ભોજન દિવસના આઠમા ભાગે કરી સંધ્યા વખતે ઘરચૈત્યની કુસુમાદિથી પૂજા કરતો. એવી રીતે તે પુણ્યનિધિનો સર્વ કાળ સુચરિતમાં જતો.

એક વખત અનેક પ્રકારના પુણ્યરૂપી રસામૃતના સ્વાદથી પણ અતૃપ્ત રહેલા ચૌલુક્યને જગત અનૃણી કરવાનો મનોરથ થયો. તેથી તેણે સુવર્ણસિદ્ધિ સારૂ ગુરુના ઉપદેશથી પોતાના અને સંઘના નામના બે વિનંતિપત્રો શ્રીદેવચંદ્રાચાર્ય ઉપર મોકલ્યા. તે મહાન્ આચાર્યે તીવ્ર તપસ્યામાં તત્પર છતાં કોઈ સંઘનું મહા કાર્ય હશે એમ વિચારી વિહાર ક્રમથી દરવાન પણ ન દેખે તેવી રીતે એકદમ હેમાચાર્યના ઉપાશ્રયમાં આવી પહોંચ્યા. કુમારપાળ પણ સમૈયાદિ સામગ્રી તૈયાર કરતો ગુરુએ ખબર કહાવવાથી ત્યાં આવ્યો, અને દ્વાદશાવર્ત વંદન કરી વ્યાખ્યાન સાંભળવા બેઠો. હવે જ્યારે વ્યાખ્યાનની સમાપ્તિ થયા પછી શ્રીદેવચંદ્રાચાર્યે સંઘનું કાર્ય પૂછ્યું ત્યારે બીજા બધાને વિસર્જન કરી પડદા નાખી હેમાચર્યે અને રાજાએ ગુરુના પગે પડી સુવર્ણ-

સિદ્ધિની યાચના કરી. હેમાચાર્યે પણ વિનતિ કરી કે, "મહારાજ! બાલ્યાવસ્થામાં મારી પાસેનો તાંબાનો કટકો આપના આ દેશથી લાકડાની ભારીવાળા પાસેથી માંગી લીધેલી વલ્લીનો રસ લગાડીને અગ્નિમાં નાખ્યા બરોબર સોનામય થઈ ગયો હતો, તે વલ્લીનાં નામ સંકેતાદિ કૃપા કરીને કહો." તે સાંભળ્યા બરોબર ગુરુએ કોપાટોપથી હેમસૂરિને દૂર હડસેલી મૂકી કહ્યું કે, "તું યોગ્ય નથી. પૂર્વે આપેલી ઓસામણ જેવી વિદ્યાનું જો તને અજીર્ણ થયું છે તો આ મોદક જેવી વિદ્યા તને મંદાગ્નિ વાળાને શી રીતે અપાય?" એ પ્રકારે હેમસૂરિને નિષેધ કરી કુમારપાળને પણ સમજાવ્યું કે, "તમારૂં ભાગ્ય એવું નથી જે તમને જગત અનૃણી કરનારી સુવર્ણસિદ્ધિની વિદ્યા સિદ્ધ થાય. પણ હિંસાનું નિવારણ અને પૃથ્વીનું જિનભુવનથી મંડન એ વિગેરે પુણ્યનાં કાર્યોને લીધે તમારા ઉભય લોક સિદ્ધ થયા છે. હવે વધારે શા માટે ઈચ્છા રાખો છો?" એ રીતે તે બન્નેનું સમાધાન કરી શ્રીદેવચંદ્રાચાર્ય તેજ ક્ષણે વિહાર કરી ગયા.

---

# ભાગ ૨૨ મો.



## કુમારપાળનો પૂર્વજન્મ અને લૂતા રોગ નિવારણ.

એક દિવસ વ્યાખ્યાન કરતાં સૂરિ " હાહા " કરી ઉઠયા. એટલે દેવબોધિ હાથ ઘસીને બોલ્યા કે, " એતો કંઈ નથી " એક બીજાના આવા સંકેતથી રાજા ચમત્કાર પામ્યો અને વ્યાખ્યાન મૂકાયા પછી બોલ્યો કે, " હે ભગવન્! આપે બેએ માંહોમાંહે શું કર્યું? " ગુરુએ કહ્યું કે, " હે રાજન્! દેવપાટણમાં શ્રીચંદ્રપ્રભ સ્વામીના પ્રાસાદની અંદર ઉંદર દીવાની દીવેટ લેઈ ગયો તેથી ચંદરવો લાગી ઉઠયો તે મેં દીઠો અને દેવબોધિએ હાથ ઘસીને તે બૂઝવી ગયો એમ સૂચવ્યું. " રાજાએ ચમત્કાર પામી પોતાના પુરૂષોથી નિર્ણય કરાવ્યો તો તે વાત ખરી પડી.

એવી રીતનો નિરતિશય કલિકાળમાં પણ સૂરિનો જ્ઞાનાતિશય જોઈ રાજા તેમનાં વખાણ કરવા લાગ્યો અને બોલ્યો કે, " હે ભગવન્! પૂર્વે હું કોણ હતો અને હવે હું કોણ થઈશ? સિદ્ધરાજ મારા ઉપર શા કારણે અતિશય દ્રોહ ધરતો હતો અને ઉદયન મંત્રી તથા આપ શા હેતુથી વત્સલભાવ રાખો છો? એ સર્વે કોઈ પણ જ્ઞાનથી જાણીને મને કૃપા કરીને ખરેખરૂં કહો. પાછલા ભવના સંબંધ વગર કોઈ કોઈના ઉપર અત્યંત વૈર અથવા સ્નેહ રાખતું નથી એ તો નિર્વિવાદ છે. કહ્યું છે કે, જેને દેખીને ક્રોધની વૃદ્ધિ થાય અને સ્નેહની હાનિ થાય તે પોતાનો વૈરી છે એમ સમજવું અને જેને દેખીને સ્નેહ વધવાની સાથે ક્રોધ નાશ પામે તે પોતાનો પૂર્વ ભવનો બાંધવ છે એમ સમજવું "

ત્યારે ગુરુ બોલ્યાઃ— " હે રાજન્! આ કાળ અતિશય વિનાનો છે. કારણ કે, શ્રીમહાવીરસ્વામીના નિર્વાણથી ૬૪ વર્ષે

ચરમકેવલી શ્રીજંબૂસ્વામી મોક્ષે ગયા તેમની સાથે મનઃપર્યવજ્ઞાન, પરમાવધિજ્ઞાન, પુલાકલબ્ધિ, આહારક શરીર, ક્ષપકશ્રેણિ, ઉપશમશ્રેણિ, જિનકલ્પ મુનિની રીતિ, ત્રણ પ્રકારનાં ચરિત્ર, કેવળજ્ઞાન અને મોક્ષ એ બાર વસ્તુ વિચ્છેદ ગઇ. એક હજાર વર્ષ પછી સર્વ પૂર્વનું જ્ઞાન વિચ્છેદ ગયું. હાલતો અલ્પશ્રુત રહેલું છે. તો પણ દેવતાના આદેશથી જાણીને કંઇક કહીશ. ”

પછી સૂરિએ સિદ્ધપુર જઇ સરસ્વતીના તીરે અઠમનો તપ કર્યો અને સૂરિમંત્રના આદ્ય પીઠની અધિષ્ટાત્રી ત્રિભુવનસ્વામિની દેવીનું આરાધન કરી તેના મુખથકી પૂર્વભવ વિગેરે સાંભળી રાજાની આગળ આ પ્રમાણે કહ્યું.

“ હે રાજન્! પૂર્વ ભવને વિષે મારવાડ દેશમાં જયકેશી રાજાને નરવીર નામનો પુત્ર હતો. તે સાતે વ્યસન સેવવા લાગ્યાથી તેના પિતાએ તેને દેશમાંથી કાઢી મૂક્યો. ત્યારથી તે મારવાડનીજ નજીકમાં પર્વતની હારો મધ્યે પલ્લીપતિ તરીકે રહેવા લાગ્યો. એક વખત તેણે માળવેથી આવતા જયતા નામના સાર્થવાહનો સાથ લૂટયો. સાર્થવાહે પાછા ફરી માલવેંદ્રને ખુશી કરી મેળવેલા સૈન્ય વડે પલ્લીને ઘેરો ઘાલ્યો. અહીં નરવીર શત્રુનું વધારે બળ જાણી નાશી ગયો. સાર્થવાહે તેની સગર્ભા સ્ત્રીને હણીને ભૂમિપર પડેલા બાળકને પણ પલ્લીમાં કીડાના મોતે માર્યો. પછી માળવે જઇ રાજાને સર્વ હકીકત નિવેદન કરી. તે સાંભળી રાજા બોલ્યો કે, “ હે દુરાસન્! તેં બે જીવની હત્યા કરી માટે તારૂં મુખ જોવું ઉચિત નથી. ” એમ કહી તેને દેશમાંથી કાઢી મૂક્યો. લોકો પણ તેને તુચ્છાકાર કરવા લાગ્યા. આથી તેને ઘણો પશ્ચાતાપ થયો અને વૈરાગ્ય આવવાથી તાપસની દીક્ષા લીધી. ત્યાં તીવ્ર તપ તપીને મરણ પામી જયસિંહદેવ-પણે જન્મ્યો અને બે જીવની હત્યાને લીધે અપુત્રિયો રહ્યો. કહ્યું છે કે, જે પાપી પશુ પક્ષી અને મનુષ્યનાં બાળકોનો વધ કરે છે તેને પુત્ર થતો નથી અને કદા-

ચિત્ થાય છે તો તે જીવતો નથી. નરવીર પણ દેશાંતરમાં ભમતો શ્રીયશોભદ્ર સૂરિને મળ્યો. તેમણે તેને ઉપદેશ કર્યો કે, “ હે રૂપવંત અને ભાગ્યશાલી ક્ષત્રિયવર! કાન સુધી ધનુષ્ય ખેંચીને શિકારમાં તત્પર રહી જીવવધ કેમ કરો છો? તમે તમારૂં બાણ પાછું ખેંચી લ્યો. તમારૂં શસ્ત્ર દુ:ખીઆનું રક્ષણ કરવા અર્થે છે. નિરપરાધી પ્રાણીઓને મારવા માટે નથી. શત્રુઓને પણ પ્રાણાંતે તૃણ ધારણ કરવાથી છોડી દેવામાં આવે છે તો નિરંતર તૃણનોજ અહાર કરનારા પશુઓને કેમ મરાય? જન્મ સુધીનું દારિદ્રયઅને પરાયે ઘેર દાસત્વ સારાં, પરંતુ જીવહિંસા અને ચોરીથી થતો વૈભવ નહીં સારો.” એ ઉપદેશ સાંભળી નરવીર લજ્જા પામીને બોલ્યો કે, “ હે મહારાજ!” ભૂખ્યોમાણસ શું પાપ ન કરે? પછી તેણે સૂરિના વચનથી સર્વ વ્યસનનો ત્યાગ કર્યો અને શ્રાવકોએ ભાથું આપ્યું તે લેઈ ફરતો ફરતો નવલાખ તિલંગ દેશના એકશિલા નગરમાં આવ્યો. ત્યાં ઓઢર નામના કોઈ શેઠને ઘેર ખાવા માટે નોકરી રહ્યો. શ્રીયશોભદ્રસૂરિ પણ તેજ નગરમાં ચોમાસુ રહેવા આવ્યા. ઓઢર શેઠે ગુરુના ઉપદેશથી તે નગરને વિષે શ્રીમહાવીરસ્વામીનું દેરાસર બંધાવ્યું હતું અને તે સર્વ નગરમાં પ્રસિદ્ધ હતું. એવામાં પર્યુષણ પર્વના દહાડા આવ્યા તેથી ઓઢરશેઠ સહકુટુંબ ઉત્તમ દ્રવ્યો લેઈ પોતાના દેરે પૂજા કરવા ગયો. નરવીરને પણ સાથે લીધો. ત્યાં વિધિપૂર્વક સ્નાત્ર વિલેપન વિગેરે ભગવાનને ચડાવી ઓઢરે નરવીરને કહ્યું કે, “ ભાઈ! આ ફૂલ લે અને ભગવાનને પૂજી તારો જન્મ સફળ કર.” ત્યારે નરવીરે વિચાર કર્યો કે, આ પરમેશ્વર અપૂર્વ છે. એ સર્વ પ્રકારના ભોગ અને મોક્ષ સુખના દાતા છે તો બીજાના ફુલથી શા માટે એમની પૂજા કરૂં? પછી તેણે પોતાની પાસેની પાંચે કોડીનાં ફૂલ લેઇ આંખમાંથી આનંદનાં આંસુ વહેતે છતે પ્રસન્ને મન વચન અને કાયાના યોગે પરમાત્માની પૂજા કરી. ત્યારપછી પોતાના શેઠને સર્વ પ્રકારના ભોગ વિદ્યમાન છતાં તપ કરતાં જોઇ મારે તો વિશેષ પ્રકારે તપ કરવો જોઇએ,

એવો વિચાર કરી તેણે તે દિવસે ગુરુમુખથી ઉપવાસ કર્યો. પારણાના દિવસે શુદ્ધ શ્રદ્ધા પૂર્વક સાધુને દાન આપ્યું. આ વખતથી તે જૈન ધર્મમાં સન્મુખ અને સ્વભાવે ભદ્રક થયો. ત્યાંથી મરીને ત્રિભુવનપાળનો પુત્ર કુમારપાળ રાજા થયો. ઓઢરનો જીવ ઉદયન મંત્રી થયો અને યશોભદ્રસૂરિ તે હું પોતે. અહીંથી તમે મરીને મહર્દ્ધિ વ્યંતર દેવતા થશો અને ત્યાંથી ચવીને આજ ભરતક્ષેત્રના ભદ્દિલપુર નગરને વિષે શતાનંદ રાજા અને ધારણી રાણીના શતબલ નામના પુત્ર થશો. ત્યાં પિતાનું રાજ્ય પામી ભાવી શ્રીપદ્મનાભ તીર્થંકરની દેશના સાંભળી બોધ પામશો અને રાજ્યલક્ષ્મી છાંડી દીક્ષા લેઇ ભગવાનના અગીઆરમા ગણધર થશો. અનુક્રમે કેવળ જ્ઞાન પામી મોક્ષે જશો. મતલબ કે, આ ભવથી ત્રીજા ભવે શ્રીજૈન ધર્મના પ્રભાવથી તમે મોક્ષે જશો. એ પ્રકારે સૂરિમંત્રની અધિષ્ટાત્રી દેવીની વાણીથી મેં તમારા ગયા અને આવતા ભવ સંબંધી હકીકત સાંભળી તે કહી છે. ”

કુમારપાળ પોતાને સિદ્ધિ નજીક છે તે વાત સાંભળી ઉલ્લાસ થવાથી જાણે નિર્વૃત્ત થયો હોય તેમ ગુરુપ્રતિ હાથ જોડી વિનવવા લાગ્યો કે, “ હે ભગવન્! આપનાથી બીજો કોણ સર્વજ્ઞની માફક ભૂત અને ભવિષ્યત્ કાળની વાત કહે? જેમ ભગવંતની ભાષા વ્યભિચાર દોષવાળી ન હોય તેમ આપની વાણી પણ તેમના ધ્યાનના અતિશયથી દોષરહિતજ હોય. પરંતુ જો આપની આજ્ઞા હોય તો કૌતુકમાત્રથી મારા કોઇ આપ્ત પુરુષને એકશિલા મોકલી ઓઢરશેઠને ઘેર સ્થિરદેવી નામની દાસીને પૂછાવું. ”

ગુરુએ કહ્યું કે, “ વિશેષ પ્રકારે પૂછાવો. ”

પછી રાજાએ તાબડતોબ એક આપ્તજનને એકશિલા મોકલ્યો. કહ્યુ છે કે, કૌતુકી પુરુષો આળસ નથી રાખતા. આપ્ત પુરુષે ઓઢરશેઠના પુત્રને ઘેર જઇ ને દાસીને સર્વ હકીકત આદ્યંત

પૂછી અને આઢરે કરાવેલું વીરચૈત્ય જોઇ રાજાને સર્વે યથાસ્થિત જાહેર કર્યું. રાજાની ખાત્રી થઇ. પછી તેણે સર્વ સંઘને એકઠો કરી આણ દભેર ગુરુ મહારાજને "કલિકાળ સર્વજ્ઞ" એવું બિરૂદ આપ્યું; અને સિદ્ધરાજની સાથે પોતાના વૈરનું કારણ જાણી ચિત્તમાં ચિંતવવા લાગ્યો કે, "અહો! આ સંસાર મહા દારૂણ છે. હે જીવ! તું એક મરણથી બીએ છે પણ ભવેભવ તને મરણ થવાનાં છે. કારણ કે, તેં અનેક કોટિ જીવોનો નાશ કર્યો છે. વળી તુ અલ્પ દુ:ખ થકી નાશી જાય છે, પણ તારે ભવેભવ અનેક દુ:ખો સહેવાનાં છે. કારણ, તેં અનેક જીવોને દુ:ખમાં નાખ્યા છે." એ પ્રકારના સંવેગ અને નિર્વેદથી જેનો આત્મા આલિંગિત હતો એવા રાજર્ષિએ પુણ્યથી પ્રકાશવંત ઘણા દિવસો કાઢ્યા.

એક દિવસ કુમારપાળ સુખશય્યામાં સુતો હતો તેવામાં રાતને વિષે શ્યામ અંગ અને ક્રૂર રૂપ ધારણ કરનારી કોઇ દેવી તેને પ્રત્યક્ષ થઇ બોલી કે, "હુ લૂતારોગની અધિષ્ટાત્રી દેવી તારા વંશમાં પૂર્વે થયેલા શાપને લીધે તારા અંગમાં પ્રવેશ કરીશ." એમ કહી તે દેવી અદૃશ્ય થઇ અને રાજા ચિંતામાં પડ્યો. બીજે દિવસે સૂરિએ ચિંતાનું કારણ પૂછવાથી તેણે સર્વ હકીકત કહી સંભળાવી. ત્યારે સૂરિ બોલ્યા કે, "ભાવી ભાવ હમેશ થયાજ કરે છે. તે દેવતાથી પણ મિથ્યા થતા નથી. પૂર્વે કમળદેવીએ મૂળરાજને શાપ આપ્યો હતો તેનો આ વિપાક છે. કહ્યું છે કે, અવશ્ય થનારા ભાવ મહાત્માઓને પણ થાય છે. જુઓ શંકરને નગ્ન ભટકવું પડ્યું હતું અને વિષ્ણુને મહાનાગ ઉપર શયન કરવું પડ્યું હતું. પાતાલમાં પેશી જાઓ અથવા સ્વર્ગમાં નાશી જાઓ અથવા નગેન્દ્ર મેરુ ઉપર ચઢી જાઓ અથવા મંત્રૌષધી અને શસ્ત્રોના પ્રયોગો ચલાવો પણ જે થવાનું તે થાય છે. એમાં કંઇ વિચાર કરવાનું કારણ નથી. પરંતુ હે રાજન્! પુણ્ય કરો. કારણ કે, જેવી રીતે દીપક અંધકાર સમૂહનો, રસ ( રસાયણ ) રોગના ભરનો અને અમૃતબિંદુ વિષના આવેગનો નાશ કરે છે

તેવી રીતે ધર્મ એ પાપનો નાશ કરનાર છે." તે રાત્રે રાજાને મહાવ્યથાની સાથે પીઠ ઉપર એક રાઈના દાણા જેવી ફોલ્લી થઈ. તેની અગન ઘણા ઇલાજો કર્યા છતાં પણ ધીમી પડી નહી. એટલે સૂરિને બોલાવ્યા. સૂરિ રાજાને દુઃખથી પીડિત જોઇ બોલ્યા કે, "હા! વિધાતા સર્વ ગુણના સ્થાન અને પૃથ્વીના અલંકાર રૂપ પુરુષરત્નને પેદા કરી તરતજ તેનો ભંગ કરે એ તેની મોટી અકુશળતા ગણાય!" ગુરુના દર્શનથી રાજાને જરાવાર શાંતિ પડી. તે ફરીને બોલ્યા કે, "હે રાજન્! મહાપુરુષોને તો દુઃખ પાપનો ક્ષય થવામાં કારણ છે, શત્રુઓ ક્ષમા કરવાનુ સ્થાન છે, શરીરની અશુચિ વૈરાગ્યનુ નિમિત્ત છે, જરા સંવેગનો હેતુ છે, મરણ ત્યાગરૂપ મહોત્સવની તક આપે છે અને જન્મ મિત્રવર્ગની પ્રીતિ વધારે છે. તેમની દૃષ્ટિએ આ સર્વ જગત્ સંપત્તિથી પરિપૂર્ણ છે તેમાં વિપત્તિને સ્થાન ક્યાંથી મળે?" એ પ્રકારે ઉપદેશ કરી મંત્રી પ્રતિ કહ્યું કે, "મંત્રીશ્વર! અપાય માત્રના ઉપાય હોય છે માટે ખોળ કરો. બહુરત્ના વસુંધરા." મંત્રી બોલ્યો, "મહારાજ! જેમ હેમની પાછળ ધાતુઓ અને ચંદનની પાછળ કાષ્ઠ તેમ આપની પાછળ બધાએ કળાવંતો. જેમ અંધકારનો નાશ કરનાર સૂર્ય, વિષનું હરણ કરનાર અમૃત અને જગતને જીવન આપનાર મેઘ તેમ કુમારપાળને જીવાડનાર તેના ગુરુ એવા આપ સાહેબ." ગુરુ બોલ્યા, "આમાં મંત્ર અને ઔષધીનો પ્રભાવ ચાલે તેમ નથી. પરંતુ એક બુદ્ધિનો પ્રકાર સૂઝે છે, જે બીજા કોઇને રાજ્ય અર્પણ કરવામાં આવે તો રાજાને કુશળ થાય. પણ એ કરવું જૈનધર્મીને કલ્પે નહીં. કારણ તેમ કરવાથી જીવહિંસા થાય અને જીવ તો સર્વે સરખા છે. જેવો મહીપાલ તેવાજ ઉદ્રંકપાલ. વારૂ! કંઇ અડચણ નહી. મનેજ રાજ્ય થાઓ. જગતને વિશે અભયદાન સમાન કંઇ નથી."

સૂરિનાં એ વચન સાંભળી રાજા બોલ્યો, "અરે! એ શું? ખીલીને માટે પ્રાસાદનો ભંગ કોણ કરે? ભસ્મને માટે ચંદનવનને કોણ બાળી નાખે?"

સૂરિ બોલ્યા, "હે રાજન્! જો મારામાં શક્તિ ન હોય તો તમારૂં કહેવું યુક્ત ગણાય. પરંતુ જેવી રીતે શક્તિ હોવાથી હનુમાન્ પોતાની મેળે બંધાયો, વિષ્ણુએ શિવનું રૂપ ધારણ કર્યું અને ભીમે વિરાટના અંતઃપુરમાં દાસીપણે રહેલી દ્રૌપદીનું રૂપ ધારણ કર્યું તેવી રીતે આ કાર્ય કરવામાં હું પણ સમર્થ છુ. એ બાબતનું મારા મનમાં જરાએ કષ્ટ નથી. કારણ લોભથી કરેલી મૈત્રી ન કહેવાય. પરદ્રોહથી મેળવેલી લક્ષ્મી લક્ષ્મીમાં ન લેખાય, લોહપાત્રથી આપેલું દાન દાનમાં ન ગણાય અને પરોપકારાર્થે સહેલું કષ્ટ કષ્ટમાં ન ગણાય એવી નીતિ છે."

એટલામાં વેદના વધવા માંડી. રાજા બેભાન થતો ગયો. તે જોઇ બધાનો તો જીવ ઉડી ગયો. ખરૂં છે. મહાપુરૂષોની આપત્તિ જોઇને કોણ દુઃખી ન થાય? કાગડો પણ સૂર્યના અસ્ત થવાથી આંધળાપણું પામે છે. પછી શ્રીહેમાચાર્ય સર્વની સંમતિથી રાજ્યાસન ઉપર બેઠા અને તેજ વખતે રાજાની પીડા કમી થઇ તેમના શરીરમાં પેઠી. પોતાને લીધે પોતાના ગુરુને પીડા થઇ જાણી રાજા પોતાનું સર્વસ્વ ગયું હોય તેમ વજાહત જેવો થઇ ગયો અને મનમાં ખેદ પામી ચિંતવવા લાગ્યો કે, "મહાપુરુષોનો સ્વભાવ કેવો વિચિત્ર છે! દીવેટ પોતે બળીને બીજાને પ્રકાશ કરે છે. લવણ પરલોકની શાંતિમાટે અગ્નિમાં બળે છે. પાષાણ પોતે બળીને બીજાને રંગ આપે છે. વૃક્ષો પોતે તડકામાં ઉભા રહી બીજાને છાયા આપે છે અને પોતાને માટે નહીં પણ બીજાને માટે ફળે છે."

ગુરુ બોલ્યા, "હે રાજન્! ચિંતા મા કરો. મારામાં શક્તિ હોવાથી મને કંઇ બાધા થતી નથી."

પછી જો તે લૂતાને મૂળમાંથી ઉખેડી ન નાખે તો તે પાછી પોતાની સંતતિને નડે એમ વિચારી સૂરિએ એક મોટું પાકું કોળું

મંગાવ્યું અને તેની અંદર પ્રવેશ કરી લૂતાને ત્યાં મૂકી દીધી! તેજ વખતે તે જાણે હતીજ નહીં તેમ થઇ ગઇ. પછી સૂરિએ તે કોળાને ઉચકીને કોઇ અંધકૂપમાં નખાવ્યું કે તે બીજા કોઇના ઓળખ્યામાં ન આવે. એ રીતે બધું સ્વસ્થ થઇ ગયું અને સૂરિની શક્તિ સર્વત્ર પ્રસિદ્ધ થઇ. સર્વ નગરમાં ગુરુના અને રાજાના પુનર્જન્મનો ઉત્સવ થયો. ઘેર ઘેર ધવળ મંગળ ગવાયાં, દેવળોમાં અઠાઇ મહોચ્છવ મંડાયા, યાચકોને મોંમાગ્યાં દાન અપાયાં અને શ્રીજૈન શાસનની ઉન્નતિ અને મહિમા સર્વત્ર ફેલાયાં.

—⁕—

# ભાગ ૨૩ મો.



## હેમાચાર્યનો મોક્ષ સબંધી ઉપદેશ, અમાસની ચાંદની અને જૈન ધર્મ ઉપર બ્રાહ્મણોનો દ્વેષ હોવાનું કારણ.

"એક વખત શ્રીહેમાચાર્યે રાજાને વૈરાગ્યમય ઉપદેશ દીધો કે-નિર્મળ કુલાદિ ગુણે કરી યુક્ત અને રમણીય મનુષ્ય જન્મ પામીને દીર્ઘબુદ્ધિવાળો પુરૂષ મોક્ષને માટે ધર્મમાં પ્રવૃત્તિ કરે. જેમાં સંસારનો ભય નથી, જેમાં મોક્ષના અભિલાષનો લેશ માત્ર નથી અને જેમાં શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞા વિરૂદ્ધ પ્રવર્તન હોય છે તેવાં ધર્મ અર્થ અને કામ એ ત્રણ અનુક્રમે કિંપાકફળ, ખળ પુરૂષના સમાગમ અને વિષમય ભોજનની પેઠે પરિણામે સુંદર ફળ આપનારાં નથી. માયાદિ નાના મોટા શલ્યને લીધે પાપનાં અનુબંધી છે. ભોગ તેમનાથી પણ સર્પની પેઠે વધારે ભયંકર અને સેંકડો સંકટના હેતુ ભૂત છે. પુરૂષોમાં પુંડરિક સમાન શ્રીતીર્થંકર ભગવાને પ્રરૂપેલો ક્ષમાપ્રધાન ધર્મ તેજ મુખ્ય ધર્મ છે. કારણ કે, તેનુ ફળ મોક્ષ છે. અર્થ અને કામ એ ભાવ થકી અનર્થના હેતુ છે. તેમનું પરિણામ ભોગવતા અનેક પુરૂષો નજરે પડે છે. એનાથી વધારે શું કહેવુ? વિવિધ પ્રકારના અદ્ભુત ભોગ અને વીરવિલાસો મરણ સમયે વિરક્ત થાય છે તેથી તે કામના નથી. જગતમાં ઉત્તમ તો એક મોક્ષજ છે અને તેના ઉપાય આ છે:— વિવિધ પ્રકારની ત્રિકાળ પૂજા પૂર્વક ચૈત્યવંદન કરવું, નિપુણ બુદ્ધિથી દેવદ્રવ્યનાં રક્ષણાદિ શુભ કાર્ય કરવાં, આચારમાં પ્રવીણ અને બહુશ્રુત સુમુનિયોનું બહુમાનથી વંદન કરવું, વિધિ પ્રમાણે દર્શનશુદ્ધિના ઉપાય લેવા, સિદ્ધાંતસારનું શ્રવણ કરવું, નવીન શાસ્ત્રોનો અભ્યાસ કરવો, ભણેલાં શાસ્ત્રોનું સ્મરણ કરવું, તત્ત્વનો

વિચાર કરવો, ચાર પ્રકારની ભાવનાઓ ભાવવી અને સર્વદા ઉત્તરોત્તર ગુણોનો અભિલાષ રાખવો. આ કાર્યોના યોગે સર્વ ગુણરત્નોમાં પ્રધાન એવા સર્વ અર્થ આજ જન્મમાં શરદઋતુના સમય જેવા સ્વચ્છ યશસમૂહને આપી સિદ્ધ થાય છે. ઇત્યાદિ ધર્મદેશના સાંભળી રાજાએ સંસારની અસારતા વિચારી અને એક મોક્ષમાંજ પોતાનું અંતઃકરણ લીન કર્યું.

પછી રાજાએ સૂરિને પૂછ્યું કે, "મહારાજ! આજે કઇ તિથિ થઈ?" ત્યારે સૂરિ તે દિવસે અમાવાસ્યા છતાં સહસા બોલી ગયા કે, "આજે પૂર્ણિમા થઈ." તે સાંભળી તક મળવાથી બહારથી મિત્ર અને અંતરથી શત્રુ સમાન મિથ્યાદૃષ્ટિ દેવબોધિ ઉપહાસમાં બોલ્યો કે, "અહો! જ્યારે કલિકાળ સર્વજ્ઞ શ્રીહેમસૂરિએ આજે પૂર્ણિમા કહી છે ત્યારે ખરેખર લોકોના સદ્ભાગ્યથી પૂર્ણિમાજ થશે.

ગુરુએ તેમનો દુરાશય સમજીને કહ્યું કે, "તમારૂં કહેવું સત્ય છે."

દેવબોધિ બોલ્યા કે, "એની ખાત્રી શી?" ગુરુ બોલ્યો, "અહો! કેવી તમારી ચાતુરી! ચંદ્રોદય એજ ખાત્રી."

એ સાંભળી સર્વે ચકિત બની ગયા અને માંહોમાંહે કહેવા લાગ્યા કે, "શુ એવું એ થશે?" પછી મનમાં આશ્ચર્ય પામેલો રાજા, દેવબોધિ અને સામંત વિગેરે રાજસભામાં આવ્યા અને ક્યાં ચંદ્રોદય થશે તે જાણવા સારૂ એકઘડીમાં ગોજન ચાલનારી સાંઢણિયો ઉપર પોતાના પુરુષોને બેસાડી પૂર્વ દિશામાં મોકલ્યા. પછી શ્રીહેમાચાર્યે પૂર્વે શ્રીસિદ્ધચક્ર મંત્રના દેવનાએ આપેલો ઉત્તમ પ્રયોગ કર્યો અને તેથી સંધ્યાસમયે પૂર્વ દિશામાં ચંદ્રનો ઉદય થયો. તે ચંદ્ર સારી રાત ચાંદનીમય કરી ચાર પહોર ગગનમંડળને અવગાહી પરોઢિયાની વખતે સર્વ લોકના સમક્ષ પશ્ચિમમાં જઇને અસ્ત પામ્યો. પ્રાતઃકાળે રાજાએ મોકલેલા પુરુ-

ષોએ પણ આવીને તેજ પ્રમાણે હકીકત નિવેદન કરી. તે સાંભળી સર્વને મોટું આશ્ચર્ય લાગ્યું અને ઠેકાણે ઠેકાણે એવી વાત ચાલી કે, શ્રીહેમસૂરિની શક્તિ બેહદ છે અને શ્રીજૈન ધર્મનો મહિમા અલૌકિક છે.

દેવબોધિનું તે છળ યુક્ત વચન યાદ લાવીને રાજાએ એક વખત સૂરિને પૂછ્યું કે, "હે ભગવન્! જગતમાં ઘણા ધર્મો છતાં બ્રાહ્મણોને શ્રીજૈન ધર્મ ઉપર વધારે દ્વેષ કેમ છે?"

ગુરુ બોલ્યા "હે રાજન્! પૂર્વે યુગની આદિમાં પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ પરોપકારાર્થે વિનીતા નગરી નજીક પુરિમતાલપુરને વિશે સમવસર્યા. તેની વધામણી લાવનારને ભરત ચક્રવર્તીએ સાડાબાર કરોડ સોનૈયાનું દાન આપ્યું. પછી તે વિવિધ પ્રકારના અહારાદિથી ભરેલાં પુષ્કળ ગાડાં લેઇને પરિવાર સાથે વંદન કરવા ગયા. ત્યાં દશ અભિગમ સાચવી ત્રણ પ્રદક્ષિણા પૂર્વક નમસ્કાર કરીને યોગ્ય સ્થાનકે બેઠા. પછી શ્રીયુગાદિદેવે દેશના દીધી કે, "ધર્મકળામાંથી સર્વ કળા નિકળે છે, ધર્મકથામાંથી સર્વ કથાઓ આવે છે. ધર્મબળથી સર્વ બળ થાય છે અને મુક્તિ સુખથી સર્વ સુખ થાય છે."

આ ઉપદેશ સાંભળી શ્રીભરતચક્રીએ પૂછ્યું કે, "મહારાજ! ધર્મનું સ્વરૂપ શું?"

શ્રીપરમાત્મા બોલ્યા, "ધર્મરૂપ પુરુષનું દાન એ ઔદારિક શરીર છે, શીળ એ વસ્ત્ર છે, તપ એ તેજ છે અને ભાવ એ તેનો સ્વામી જીવ પોતે છે."

આ પ્રકારના વીતરાગના ઉપદેશથી ભરતચક્રીએ દાનનેજ ધર્મરૂપે માન્યું અને ભગવાનને નમસ્કાર કરી પોતાની સાથે આણેલું ભોજનાદિ ગ્રહણ કરવા સાધુપ્રતિ નિમંત્રણ કર્યું. ત્યારે ભગવાન્ બોલ્યા, "હે ભરત! આધાકર્મી, સામો આણેલો અને

રાજપિંડાદિ દોષથી દૂષિત અહાર સાધુ મહારાજને ન કલ્પે." એ વચન સાંભળવાથી ભરતચક્રીને દૂનાયલો જોઈ શક્રે સ્વામી શ્રીઋષભજિનેંદ્ર આગળ પાંચ અવગ્રહનું સ્વરૂપ પૂછીને કહ્યું કે "હે રાજન્! ખેદ મા કરો. શ્રીસર્વજ્ઞના શાસનમાં જિનમંદીર, જિન બિંબ, જિનાગમ અને સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા રૂપ ચાર પ્રકારનો સંઘ એ પ્રમાણે સાત ક્ષેત્રો કહેલાં છે. તેમાં તમે જે સધર્મિઓ ગૃહારંભથી પરાઙ્મુખ સંયમના પરિણામવાળા અને સંવેગ વૈરાગ્યાદિ ગુણે કરી ભૂષિત હોય તેમનું વાત્સલ્ય કરો."

શક્રેંદ્રનું એ વચન સાંભળી ભરત ચક્રીએ પૂર્વે આણેલી વસ્તુઓથી સધર્મિજનોની ભક્તિ કરી અને ગૃહારંભાદિનું નિવારણ કરાવી વૃત્તિ બાંધી આપી. પછી તે લોકો ગૃહસ્થના આચાર વિચારથી યુક્ત ચાર અધ્યાયનો ભગવદ્રચિત શ્રાવક પ્રજ્ઞપ્તિ ગ્રંથ અર્થ થકી શીખ્યા અને બીજા લોકોને माहन! माहन! ("મારીશ નહીં! મારીશ નહીં!") એ પ્રકારે ઉપદેશ કરવા લાગ્યા. તે કારણથી माहन (સં. બ્રાહ્મણ) ના નામથી પ્રસિદ્ધ થયા. કાળે કરીને તેમની વૃદ્ધિ થતી ગઇ, ત્યારે છ છ મહિને તેમના આચારાદિની પરીક્ષા કરી જે જ્ઞાન દર્શન અને ચારિત્રના આચારમાં શુદ્ધ જણાયા તેમને ચિન્હ તરીકે ગળામાં કાકિની રત્નથી ત્રણ રેખાઓ કરી આપી. પછીથી કાકિની રત્નના અભાવે અનુક્રમે સોનાના અને રૂપાના ત્રણ દોરા આપવામાં આવ્યા. પણ નવમા શ્રીસુવિધિનાથ અને દશમા શ્રીશીતળનાથ તીર્થંકરની વચમાં સાધુ મુનિરાજનો વ્યચ્છેદ જવાથી બીજા ધર્મોપદેશકોના અભાવે તેઓ પોતાને ગુરુ મનાનવા લાગ્યા. કાળે કરીને અબ્રહ્મચારી થઇ ગળામાં સૂત્રના ત્રણ દોરા ધારણ કરવા લાગ્યા. પછી જ્યારે દશમા શ્રીશીતળનાથ ભગવાન્ થયા તેમણે કેવળ જ્ઞાન પામીને ધર્મનો પ્રકાશ કરતાં એવી પ્રરૂપણા કરી કે, "ગૃહારંભમાં પ્રવૃત્ત અને અબ્રહ્મચારી પુરૂષ ગુરુ ન હોય." આથી પેલા માહનો (બ્રાહ્મણો) નો મહિમા લોકોમાં ઘટયો તેથી તેઓ જૈન ધર્મ

ઉપર ભારે દ્વેષ રાખી મૂઢમતિ લોકોને ભમાવવા લાગ્યા અને અનુક્રમે મિથ્યાત્વી થયા. એ પ્રકારે બ્રાહ્મણોના દ્વેષનું કારણ સાંભળી રાજા ચિંતવવા લાગ્યો કે, " અહો! આ તો ચંદ્રમંડળમાંથી અગ્નિ પેદા થાય અને અમૃત કુંડમાંથી વિષનો પ્રાદુર્ભાવ થાય તેની પેઠે શ્રીજૈન ધર્મમાંથી મિથ્યાત્વ નીકળ્યું છે! " એ રીતે શ્રીહેમસૂરિએ અનેક કુતીર્થીઓના પ્રવાદ રાજસભામાં નિરૂત્તર કરી નાખ્યા અને રાજાને પ્રતિબોધ કરવાની સાથે સર્વજ્ઞના શાસનનું એકછત્ર રાજ્ય કર્યું.



# ભાગ ૨૪ મો.

## શ્રીહેમાચાર્ય અને કુ  પાળનો અંતકાળ.

હવે કાળ એક પછી એક પુરૂષરત્નોના કોળિયા કરવા લાગ્યો. તે ઝપાટામાં રાજ્યવ્યાપારનો ત્યાગ કરી અનેક નવીન જિનચૈત્ય, જીર્ણોદ્ધાર, પરોપકાર અને દીનોદ્ધારાદિ પુણ્ય કૃત્યોમાં લાગેલા જૈન ધર્મના પ્રભાવક બાહડ અને અંબડ મંત્રી આવી ગયા. યાચકસમૂહની પ્રાર્થનાના કલ્પવૃક્ષ અંબડ મંત્રીના મરણની નોંધ એક કવિએ આ પ્રમાણે લીધી છે:—

वरं भट्टैर्भाव्यं वरमपिच खिद्रैर्धनकृते
वरं वेश्याचार्यैर्वरमपि महाकूटनिपुणैः
दिवं याते दैवादुदयनसुते दानजलधौ
न विद्वद्भिर्भाव्यं कथमपि बुधैर्भूमिवलये ॥ १ ॥

"દાનસાગર ઉદયનપુત્ર સ્વર્ગે ગયે છતે ધનને માટે યોદ્ધા થવું સારૂં, ગરીબ થવું પણ સારૂં, ભડવા થવું સારૂં અને મોટાં કાવતરાં કરવામાં નિપુણ થવું પણ સારૂં; પરંતુ હવે સમજુ પુરુષોએ ભૂમંડલમાં કોઈપણ પ્રકારે વિદ્વાન થવું સારૂં નથી."

શ્રીહેમસૂરિના ગચ્છમાં માંહોમાંહે વિરોધ પેઠો એક તરફ રામચંદ્રમુનિ અને ગુણચંદ્રમુનિનું મંડળ અને બીજી તરફ બાળચંદ્રમુનિનું મંડળ. બાળચંદ્રે કુમારપાળના ભત્રિજા અજયપાળની સાથે મૈત્રી કરી. એવામાં એક દિવસ રાત્રે રાજાએ ગુરુને એકાંતમાં વાત કરી કે, "મહારાજ! આપણે બે તપથી કૃતકૃત્ય અને વયથી વૃદ્ધ થયા છીએ. મને આપ વિદ્યાસાગર ગુરૂ છતાં અભાગ્યને લીધે ગૃહસ્થ ધર્મનું ફળ ( પુત્ર ) મળ્યું નથી. શરીર દહાડે દહાડે જરાને લીધે ક્ષીણ થતું જાય છે અને રાજ્યલક્ષ્મીનું દાન કોને

આપવું તેની ચિંતા તેમાં વધારો કરે છે. રાજ્ય અજયપાળને આપવું કે પ્રતાપમલ્લને ? એનો આપ વિચાર કરીને યોગ્ય સલાહ આપો. ”

સુરિ બોલ્યા, “ હે રાજન્ ! અજયપાળ દુરાશયી, અસત્યવાદી અને અધર્મી છે; તેથી તે રાજવર્ગને અને પ્રજાને માન્ય નહીં થાય. વળી તે દ્વેષથી તમે કરાવેલાં ધર્મસ્થાનકોનો ભંગ કરે માટે મારી ધ્યાનમાં તે નથી આવતો. પ્રતાપમલ્લ લોકોને પ્રિય અને ધર્મનિષ્ટ હોવાથી રાજલાયક જણાય છે. રાજનીતિમાં કહ્યું છે કે, ધર્મશીળ, ન્યાયી, પાત્રદાતા, ગુણાનુરાગી અને પ્રજાવત્સલ રાજા હોય તે રૂડી રીતે રાજ્ય કરી શકે. ”

આ સર્વ વાત બાળચંદ્રના સાંભળવામાં આવી. તેણે લેઈને બીજે દિવસે અજયપાળ આગળ ફોડી; તેથી અજયપાળ તે દિવસથી હેમાચાર્ય, રામચંદ્ર અને કુમારપાળ ઉપર વિશેષ દ્વેષ રાખવા લાગ્યો. આવી રીતે ખટપટ ચાલી રહી હતી, તે દરમ્યાન શ્રીહેમાચાર્યે પોતાનું ચોરાશી વર્ષનું આયુ પૂર્ણ થયું જાણી અંત સમયે શ્રીસંઘને રાજા સુદ્ધાંત એકઠો કર્યો અને બધાના દેખતાં રાજાને ફિકરમાં પડેલો જોઈ કહ્યું કે, “ હે રાજન્ ! તમે ગભરાઓ ના. હવે તમારૂં આયુષ્ય પણ છ મહિના બાકી રહેલું છે. ” એમ કહીને દશ પ્રકારની આરાધના પૂર્વક સમાધિયોગથી પોતાનું કૃત્ય સાધ્યું. પછી રાજર્ષિ ગુરુના પાદાંભોજમાં પડી ક્ષામણાં દેતાં આંખમાંથી આંસુ પડતે ગદગદ કંઠે બોલ્યો, “ હે મહારાજ ! સ્ત્રીવર્ગ અને રાજ્યાદિ ભવેભવ અલ્પ પ્રયાસે મળી શકે છે; પણ આપ જેવા કલ્યાણ ઇચ્છનારા કલ્પવૃક્ષ સમાન ગુરુનાં દર્શન મળવાં દુષ્કર છે. હે ભગવન્ ! આપ મારા એકલા ધર્મદાતાજ નથી પણ જીવદાતા છો. અરે! હું આપના ઋણમાંથી ક્યારે મુક્ત થઈશ. આપના સ્વર્ગગમન પછી મને પુણ્ય ક્રિયાઓ કોણ શીખવશે ? અગાધ મોહસાગરમાં ડૂબતા મને નિર્યામણા રૂપ કરાલંબ કોણ આપશે?” એ પ્રકારે રાજાના

કરૂણામય વિલાપથી સૂરિનું હૈયું ભરાઈ આવ્યું. તો પણ તે જે તે પ્રકારે આંખોની આજુ બાજુ ફરતાં આંસુને રોકી પોતાના પગે લાગેલા રાજાને મોટા કષ્ટે ઉઠાડીને ક્ષીરસમુદ્રની લહેરો જેવી પવિત્ર વાણી કાઢી બોલ્યા કે, " હે રાજન્ ! તમે જન્મથી માંડીને ખરા અંતઃકરણથી મારી ભક્તિ કરી છે, તેથી સ્વર્ગે ગયા પછી પણ હું જાણે તમારા અંતઃકરણમાં કોતરેલો હઉં તેની પેઠે તમારાથી ભિન્ન નહીં રહું. બીજું તમે મનની શુદ્ધિથી શ્રીજિનધર્મનું આરાધન કર્યું છે તેના પ્રતાપથી તમારા આગળ મોક્ષ પણ અતિદુર્લભ નથી તો સદ્ગુરુનું શું કહેવું? વળી તમે મારા વચનથી શ્રીઅર્હદ્ધર્મનો સ્વીકાર કરી ભૂમંડળમાં તેનું સાર્વભૌમ રાજ્ય કર્યું છે; તેથી મારા ઋણમાં બીલકુલ રહેતા નથી." ઈત્યાદિ આશ્વાસનાનાં વચનોથી કુમારપાળને જરા હિંમત આવી; તેથી તેણે સૂરિના માનાર્થે ઉત્સવની રચના કરાવવા માંડી. સૂરિએ પોતે મનમાં નિરંજન નિરાકાર અને સહજાનંદિત પરમેશ્વરનું નિત્યસ્વરૂપ ધારણ કરી પોતાના આત્માને તન્મય કરી નાખ્યો અને આત્માથી ભિન્ન સર્વ વસ્તુનો ત્યાગ કરી સ્વાત્મબોધથી ઉદ્ભવ પામેલી જ્યોતિવડે આ પ્રમાણે ભાવના ભાવી:—" હે આત્મન્ ! તુંજ દેવ છે, તુંજ ત્રણ ભુવનના પ્રદેશને ઉદ્યોત કરનાર દીપક છેં, તુંજ બ્રહ્મ જ્યોતિઃ છે, તુંજ સર્વ વિષયમાં જીવન લાવનાર આયુ છે, તુંજ કર્તા અને ભોક્તા છે, તુંજ જગતમાં ગમન કરે છે અને સ્થાણુ રૂપે પણ તુંજ છે. હવે તું પોતાનું સ્વરૂપ જાણીને બહિર્ભાવ શા માટે દેખાડે છે ? " એ પ્રકારે ધ્યાન કરી છેલ્લા ઉચ્છ્વાસ વખતે તેમણે દશમ દ્વારથી પ્રાણ છોડ્યા.

શ્રી હેમસૂરિનો સંવત્ ૧૧૪૫ની કાર્તિક પૂનમે જન્મ, સંવત ૧૧૫૪ માં દીક્ષા, સંવત્ ૧૧૬૬ માં સૂરિપદ અને સંવત ૧૨૨૯ માં સ્વર્ગ.

ત્યાર પછી ચંદન, મલયાગરૂ અને કર્પૂરાદિથી સૂરિના દેહને સંસ્કાર કરવામાં આવ્યો. રાજાએ તેમાંની ભસ્મ પવિત્ર છે એમ

કહી તિલક કરીને નમસ્કાર કર્યો. તે જોઈ સામંતોએ પણ તેમનું અનુકરણ કર્યું અને લોકોએ ભસ્મના અભાવે ત્યાંની માટી સુદ્ધાં ખોદીને લેઈ જવા માંડી, તેથી ત્યાં મોટો ખાડો પડ્યો જે હાલ હેમખાડના નામથી પાટણમાં પ્રસિદ્ધ છે.

राजा लुठति पादाग्रे जिव्हाग्रे च सरस्वती
श्रियेऽस्तु शश्वच्छ्रीमान् हेमसूरिर्नवः शिवः ॥ १ ॥
प्राणित्राणे व्यसनिनां शांतिसुव्रतनेमिनां
हेमाचार्योऽत्र चातुर्थे तुर्यः किं तुर्यदुर्युगे ॥ २ ॥

" જેમના પાદાગ્રને વિષે રાજા અને જીંહાગ્રને વિષે સરસ્વતી લુંઠન કરતાં હતાં તે નવા શિવ શ્રીમાન્ હેમસૂરિ, ચિરકાળ તમારા કલ્યાણ માટે હો કરો. પ્રાણીઓના રક્ષણરૂપ વ્યસનવાળા શાંતિનાથ, મુનિસુવ્રતનાથ અને નેમિનાથ એ ત્રણ હતા. તેમનો ચોક પૂરવા આ ચોથા દુર્યુગને વિષે હેમાચાર્ય ચોથા થયા કે શું ? "

ગુરુના વિરહને લીધે કુમારપાળ ભારે શોકમાં પડ્યો. આંખોમાંથી આંસુ સૂકાયાં નહીં. રાજચિન્હોને દુર્ગતિનાં ચિન્હ તરીકે છોડી દીધાં. રાજ્યવ્યાપાર સંસારની વૃદ્ધિ કરે માટે તે કરવો મૂક્યો. ભોગને રોગ માની નાટ્ય હાસ્યાદિથી પરાઙ્મુખ થયો. કળાવિદોએ અનેક પ્રકારના વિનોદ કર્યા તે પણ ફોકટ ગયા. એવામાં એક દિવસ સંધ્યા થઈ રહ્યા પછી સંધ્યા સમય જણાવવા સારૂ કોઈ એક પંડિત બોલ્યો,

ध्वान्तं ध्वस्तं समस्तं विरहविगमनं चक्रवाकेषु चक्रे ।
संकोचं मोचितं द्राक् किल कमलवनं धाम लुप्तं ग्रहाणाम् ॥
प्राप्ता पूजा जनेभ्यस्तदनु च निखिला येन भुक्ता दिनश्रीः ।
संप्रत्यस्तं गतोऽसौ हतविधिवशतः शोचनीयो न भानुः ॥ १ ॥

"જેણે સર્વ અંધકારનો નાશ કર્યો, ચક્રવાકનો વિરહ મટાડ્યો, કમળવનનો સંકોચ મૂકાવ્યો, ગ્રહોનું તેજ લોપ્યું, લોકોની પૂજા લીધી અને પછી સર્વ દિવસની શોભા ભોગવી તે હાલ અસ્ત પામતો સૂર્ય શું શોચ કરવા જેવો નથી?"

એ સાંભળી રાજા શોક કિંચિત્ કમી કરી ગુરૂના ગુણ વારંવાર યાદ લાવી ઘણા વખત સુધી આ પ્રમાણે બોલ્યો, "હે શ્રીહેમચંદ્રસૂરીશ્વર! જો હું આપના ચરણને કામધેનુના દુધથી પખાલી ચંદનથી વિલેપન કરૂં અને કમળ તથા મોતીથી પૂજા કરૂં તોપણ આપે મને વિશ્વનું ઐશ્વર્ય આપનાર જૈનધર્મના વિવિધ આમ્નાય શીખવ્યા છે તે ઋણમાંથી કોઈ પ્રકારે હું છૂટું તેમ નથી. હે પ્રભો! આપે મારા લલાટપટમાંથી 'રાજ્યને અંતે નરક છે' એવા અક્ષર કાઢી નાખ્યા છે અને મને ભવસમુદ્રમાંથી તારનારા ઝાઝ તરીકે પણ આપજ થયા છો. માટે હું આપના પાદપદ્મને વંદન કરૂં છું."

પછી ગુરૂના વિરહથી આતુર કુમારપાળે પોતાના ભાણેજ પ્રતાપમલ્લને ગાદીએ બેસાડવાની તજવીજ ચલાવી. તેની બાતમી કોઈ રાજવર્ગીએ ફૂટીને અજયપાળને આપી અને એ ઉપરથી અજયપાળે કોઈ દુષ્ટના હાથે રાજાને ઝેર ખવડાવ્યું. તે વિષના યોગે રાજાનું અંગ ધ્રુજવા લાગ્યું અને તે સર્વ પ્રપંચ તેના સમજવામાં આવ્યો. એવામાં તેણે સ્મરણ થવાથી આપ્ત પુરુષો પાસે ઝેર ઉતારનારી છીપ મંગાવી. અજયપાળ પહેલીથીજ તે છીપ લેઇ ગયો છે એવી ખબર મળવાથી તેઓ મૌન રહ્યા. આ વખતે સર્વ રાજમંડળ ગભરાઈ ગયું. એવામાં છીપ નહીં આવવાનું કારણ જાણી કોઈ કવિ બોલ્યો કે,

कुमरड! कुमाराविहार एता कांइं कराविया?
ताहं कु करिसइ सार सीप न आवइ सयं धणी?

"હે કુમારપાળ! આપે એવડા બધા કુમારવિહાર કેમ કરાવ્યા? જ્યારે આપના છતાં એ છીપ નથી આવતી ત્યારે આપની પાછળ તેમની સારસંભાળ કોણ રાખશે?" એ સાંભળી રાજા કંઈ વિચારમાં પડ્યો. તે જોઈ પાસે ઉભેલો બીજો કવિ બોલ્યો કે,

कृत्यकृत्योऽसि, भूपाल! कलिकालेऽपि भूतले ।
आमंत्रयति तेन त्वां विधिः स्वर्गे यथाविधि ॥

"હે રાજન્, કલિકાળને વિશે પણ ભૂતળની ઉપર આપ કૃતકૃત્ય થયા છો તેથી પ્રસન્ન થઈ વિધાતા આપને સ્વર્ગમાં યથાવિધિ નિમંત્રણ કરે છે." રાજાએ તે બન્નેને એક એક લાખનું ઈનામ આપ્યું અને છીપ નહીં આવવાનું કારણ સમજી બોલ્યો કે, "મેં અર્થીજનોને દાન આપવામાં કરોડો સોનાની પીળી કોથળીઓ ખાલી કરી નાખી છે. વાદમાં પ્રતિવાદીઓનાં શાસ્ત્રાર્થ ગર્ભિત વચનોને ઉથલાવી નાખ્યાં છે અને એકવાર ઉન્મૂલન કરી પાછા રોપેલા રાજાઓની સાથે સરોવરની માફક ક્રીડન કર્યું છે. હવે જો વિધાતાની ઈચ્છા હશે તો તેને માટે પણ હું તૈયાર છું." એ પ્રકારે બોલી રહ્યા પછી તે રાજર્ષિએ દશ પ્રકારની આરાધના કરી અનશન લીધું. હૃદયમાં સર્વજ્ઞ દેવ, હેમચંદ્ર ગુરૂ અને પાપરૂપી મષીનું પ્રક્ષાલન કરનાર સૂરિકથિત ધર્મ એ ત્રણનું સમ્યક્ પ્રકારે સ્મરણ કરી સંવત્ ૧૨૩૦ ની સાલમાં પોતાના રાજ્યના ૩૦ વર્ષ ૮ માસ અને સત્તાવીસમા દિવસે વિષની લહેરથી ઉછળતી મૂર્છામાં મરણ પામી વ્યંતરદેવલોકમાં ગમન કર્યું.

તેના મરણની ખબર ફેલાતાં સર્વત્ર હાહાકાર વર્તી રહ્યો. વનમાં ફરતાં પશુનાં ટોળાં પણ કુમારપાળનું મરણ એવા અક્ષરો સાંભળતાં રડવા લાગ્યાં અને પરસ્પર કરૂણાસ્વરે બોલ્યાં કે, "આજે આપણા કુળની વૃદ્ધિ કરનાર સુકૃતી રાજા અસ્ત પામ્યો, માટે ચાલો આપણે દિશાંતરમાં જઈ રહીએ. નહીં તો હવે

આપણને દુષ્ટ પારધીઓ મારી નાખશે.” કુમારપાળ રાજાની કીર્ત્તિરુપી નટડી પૃથ્વીતળમાં તેણે જીવોને અભયદાન આપવાનો ઢંઢેરો પિટાવ્યો તેથી મચ્છ, મોર, તિત્તર, બકરાં, ઘેટાં, સૂઅર અને હરણાદિ પ્રાણીઓના મનની સાથે નાચ કરી રહી છે. જૈન ધર્મનો સ્વીકાર કરીને રાજાઓમાં જીવ દયા ન હોય એવો લોકોનો ગ્રહ તેણે ખોટો પાડ્યો છે અને તે કારણને લીધે તે દરેકના વખાણને પાત્ર થયો છે. એના જેવા જિનભક્ત રાજા અને હેમસૂરિ જેવો ગુરુ પૃથ્વીપર થયો નથી અને થવાનો નથી. લોકો ભલે મૂઢતાથી બોલે કે, કુમારપાળ રાજા સ્વર્ગે પહોંચ્યો; પણ વિજ્ઞાનથી કહીએ તો તે અહીંજ ચિરાયુષી છે. જો કે તે આ દુનિયા બહાર ગયો છે તો પણ તેના મુવા પછી તેનાં ચરિત્રો અને કૈલાસને હસી કાઢનારાં ચૌદસેં ચુંવાળીસ જિનમંદિરોને લીધે તે પ્રત્યક્ષજ દેખાય છે.

કુમારપાળ રાજાએ ૭૨ સામંતો પાસે પોતાની આજ્ઞા મનાવી. અઢાર દેશોમાં અમરપડો દેવડાવ્યો. ચૌદ દેશોમાં મૈત્રીના બળથી અને અર્થના બળથી જીવ રક્ષા કરાવી. ચૌદસો ચુંવાળીસ નવીન જિનપ્રસાદોપર કળશ ચડાવ્યા. સોળ હજાર જીર્ણોદ્ધાર કરાવેલા ચૈત્યોપર ધ્વજાઓ ચઢાવી, સાત તીર્થોની યાત્રાથી આત્મા પવિત્ર કર્યો. પહેલી યાત્રામાં નવલાખ સોનૈયાની કિંમતના નવરત્નોથી જિનરાજ પૂજ્યા. એકવીસ જ્ઞાન ભંડાર લખાવ્યા. અપુત્રિયાના ૭૨ લાખ દ્રવ્યનો લેખ ફાડી નાખ્યો. અઠાણુ લાખ દ્રવ્ય ઉચિત દાનમાં વાપર્યું. બ્હોંતેર લાખનો શ્રાવક ઉપરનો કર માફ કર્યો. તૂટેલા સધર્મીઓના ઉદ્ધારાર્થે દરેકને હજાર દીનાર આપવામાં વાર્ષિક એક કરોડનો ખર્ચ રાખ્યો. પરનારીસહોદર, શરણાગતવજ્રપંજર, વિચારચતુર્મુખ, પરમાર્હત, રાજર્ષિ અને જીવદાતા મેઘવાહન ઇત્યાદિ જગતને વિસ્મય પમાડે એવા બિરૂદ મેળવ્યા. સાત વ્યસનનું નિકંદન કાઢ્યું. સંઘ ભક્તિ, સધર્મિવાત્સલ્ય ત્રિકાળ જિનપૂજા, બેવાર પ્રતિક્રમણ,

પર્વદિને પોષધ, ધર્મની પ્રભાવના, દીનજનનો ઉદ્ધાર, અન્નછત્ર અને એવાં બીજાં અનેક પુણ્યનાં કામ કર્યાં.

कुमारपालभूपस्य किमेकं वर्ण्यते क्षितौ ॥
जिनेंद्रधर्ममासाद्य यो जगत्तन्मयं व्यधात् ॥ १ ॥

જેણે જૈન ધર્મ પામીને સર્વ જગત તન્મય કર્યું તે કુમાર રાજર્ષિનું પૃથ્વી ઉપર શું એક વર્ણન કરીએ ?

શ્રીકુમારપાળ રાજાના આ સુંદર પ્રબંધની યોજના શ્રીસોમસુંદર સૂરિના શિષ્ય શ્રીજિનમંડન ગણિએ સંવત્ ૧૪૯૨ ના વર્ષે પોતે ગુરુપરંપરાથી સાંભળ્યું તેને અનુસરીને કેટલાક નવીન અને કેટલાક પૂર્વાચાર્યો કૃત ગદ્યપદ્યથી કરી છે.

ઇતિ શ્રીજિનમંડનગણિ વિરચિત કુમારપાલ પ્રબંધ ગૂર્જર ભાષાંતર સંપૂર્ણ.

# સૂચના.

ભાગ ૯ મા શબ્દપાંડિત્યનો વિષય નીચે પ્રમાણે વધારી વાંચવો:—

* એક દિવસ કુમારપાળના દેખતાં કપર્દિમંત્રી એક હાથે મૂઠીવાળી શ્રીહેમાચાર્યને પગે લાગ્યા ત્યારે સૂરિએ પૂછ્યું કે "હાથમાં શું છે?"

કપર્દિમંત્રી—"हरडे"

સૂરિ—"મેં શું કર્યું છે? ह रडे! કેમ રડે છે?

કપર્દિમંત્રી—"સર્વ વ્યંજનમાં તેને છેલ્લો ધાલ્યો છે માટે."

સૂરિ—"શું હજી પણ?"

કપર્દિમંત્રી—"નાજી. કારણ કે તે છલ્લો હતો તે આ નામમાં પહેલો અને વળી માત્રા એ અધિક થયો છે.

---

* આ શબ્દવિનોદ અન્ય ગ્રંથોના આધારથી સ્પષ્ટ કરી લખ્યો છે. મૂલમાં તો આ પ્રમાણે પાઠ છે.

एकदा हेमसूरि—

मू करि किसिउ ? ह रडइ ! कांइ रडेइ ?
जेण कारण हुं घालिउ सव्विहु वजण छेहि.

# પારિભાષિક કોષ.



જ્ઞાન—પાંચ પ્રકાર જ્ઞાનના માન્યા છે. ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યવજ્ઞાન અને ૫ કેવલજ્ઞાન.

મતિજ્ઞાન—સ્વાભાવિક બુદ્ધિથી થતો બોધ.

શ્રુતજ્ઞાન—શાસ્ત્રાભ્યાસથી થતું જ્ઞાન.

અવધિજ્ઞાન—ઇંદ્રિયોની અપેક્ષા વગર આત્માને અર્થનું ગ્રહણ કરાવનાર જ્ઞાન ( જુઓ પૃષ્ઠ ૧૪૫ ઉપર ટીપ ).

મનઃપર્યવજ્ઞાન—મનમાં ચિંતવેલા અર્થને સાક્ષાત્ કરનાર જ્ઞાન.

કેવલજ્ઞાન—કેવલ સંપૂર્ણ નિઃકલંક જ્ઞાન.

૯ તત્વ—જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એવાં નવ તત્વો માને છે. ( જુઓ પૃષ્ઠ ૧૪૫ ઉપર ટીપ ).

જીવ—શુભાશુભ કર્મના કર્તા, હર્તા અને ભોક્તા એવા ચેતનારૂપ લક્ષણવાળા આત્માને માન્યો છે.

અજીવ—જીવથી વિપરીત લક્ષણવાળો પદાર્થ. એમાં જીવ શિવાયનાં પાચ દ્રવ્યોનો અંતર્ભાવ થાય છે.

પુણ્ય—જીવને સુખનું નિમિત્ત.

પાપ—જીવને દુઃખનું નિમિત્ત.

આશ્રવ—જેણે કરીને આત્મામાં કર્મ આવે તે આશ્રવ કહેવાય છે, ઇંદ્રિય કષાયાદિ.

સંવર—જે થકી આવતાં કર્મ દૂર થાય તે સંવર,પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ વિગેરે.

નિર્જરા—( જુઓ પૃષ્ઠ ૧૪૫ ઉપર ટીપ ).

બંધ—જેણે કરીને જીવ કર્મ સાથે બંધાય તે બંધ.

મોક્ષ—સર્વ કર્મનો ક્ષય થવો તે મોક્ષ.

૬ દ્રવ્ય—જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાલ એ છ દ્રવ્યો છે. અસ્તિકાય એટલે પ્રદેશનો સમૂહ.

જીવાસ્તિકાય—જીવના લક્ષણવાળો છે.

ધર્માસ્તિકાય—જીવ અને પુદ્ગલને ગતિ કરવામાં સહાય કરે છે.

અધર્માસ્તિકાય—જીવ અને પુદ્ગલને સ્થિતિ કરવામાં સહાય કરે છે.

પુદ્ગલાસ્તિકાય—જે પૂરાય છે અને વિખરાઈ જાય છે તે પરમાણુ આદિ પુદ્ગલ કહેવાય છે.

આકાશાસ્તિકાય—જીવ અને પુદ્ગલને અવકાશ આપે છે.

કાલ—એટલે સમય.

જીવાસ્તિકાય શિવાયનાં પાંચ દ્રવ્યોનો બીજા અજીવ તત્વમાં સમાવેશ થાય છે.

૭ **નય**—નૈગમ, સંગ્રહ, વ્યવહાર, શબ્દ, ઋજુસૂત્ર, સમભિરૂઢ અને એવંભૂત એ પ્રકારે સાત નય જૈનો માને છે.

**નૈગમનય**—જે કામના ઇરાદાથી બહાર ગયા હોય તે કામનું અંગભૂત કામ પ્રથમ કરવા જતાં કોઈ પૂછે તો ઇરાદાવાળું કામ કરવા જઉં છું એમ કહેવામાં આવે તે નૈગમનયથી સાચું છે.

**સંગ્રહનય**—સમુદાયને માટે તેના મુખ્યનું નામ લેવામાં આવે એટલે પાન, સોપારી અને એલચી વિગેરે આપવાનાં હોય છતાં પાન આપો એમ કહેવું તે સંગ્રહનયથી થાય છે.

**વ્યવહારનય**—નિશ્ચિતવાત કોરે મૂકી વ્યવહારનો આધાર લેઈ કહેવામાં આવે તે વ્યવહારનયથી સત્ય છે.

**શબ્દનય**—નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચારના આધારે બોલવું શબ્દનયથી સત્ય છે.

**ઋજુસૂત્રનય**—ભોળાપણથી મનમાં આવે તેવું કહેવું આ નયથી સત્ય છે.

**સમભિરૂઢનય**—કંઈ અંશ ઓછો છતાં પૂર્ણતાથી કહેવામાં આ નય વપરાય છે.

**એવંભૂતનય**—સંપૂર્ણ લક્ષણવાળાને એટલે પાણી ભરેલા ઘડાને ઘડો કહેવો તે એવંભૂતનયથી કહેવાય.

૮ **કર્મ**—મન, વચન અને કાયા એ ત્રણના વ્યાપારવડે આત્મા સાથે પુદ્ગલનો સંબંધ થાય તે કર્મ કહેવાય છે. કર્મના આઠ ભેદ છેઃ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામગોત્ર અને અંતરાય.

**જ્ઞાનાવરણીય કર્મ**—જ્ઞાનને આવરણ ( આચ્છાદન ) કરનાર કર્મ.

**દર્શનાવરણીય કર્મ**—ચક્ષુરાદિથી થતા બોધને આવરણ કરનાર કર્મ.

**વેદનીય કર્મ**—જેનાથી સુખ દુઃખ ભોગાય તે કર્મ.

મોહનીય કર્મ—જે મોહ કરી જીવને વિચિત્રતા પમાડે તે કર્મ.
આયુ કર્મ—જેના ઉદયથી જીવ જીવે છે તે કર્મ.
નામ કર્મ—જે શુભાશુભ ગતિએ કરી જીવને નમાવે છે તે કર્મ.
ગોત્ર કર્મ—જેના ઉદયથી જીવ ઉંચ નીચ કુળનો કહેવાય છે તે કર્મ.
અંતરાય કર્મ—જીવને લાભ દાનાદિ થતાં હોય તે ન થવા દેનાર કર્મ.

૫ સમિતિ—ઈર્યાસમિતિ—નીચી દૃષ્ટિથી યતના પૂર્વક ચાલવું તે. ભાષા સમિતિ—પાપ વગરનું બોલવું અને તેવીજ ચેષ્ટા કરવી તે એષણા સમિતિ-દોષ ટાળી આહાર લેવો તે. આદાનનિક્ષેપણા સમિતિ— ભૂમિ પ્રમાર્જીને આસન પ્રમુખ લેવું કે મૂકવું તે. પરિષ્ઠાપનિકા સમિતિ—મળ મૂત્રાદિક ઉપયોગ પૂર્વક પરઠવવું તે.

૩ ગુપ્તિ—મન, વચન અને કાયાને ગોપવાં કે રોધવા તે અનુક્રમે મન ગુપ્તિ, વચન ગુપ્તિ અને કાય ગુપ્તિ કહેવાય છે.

ધ્યાન—ધ્યાન ચાર પ્રકારનું થાય છે. આર્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લ .

આર્તધ્યાન—( જુઓ પૃષ્ઠ ૮૩ ઉપર. )
રૌદ્રધ્યાન—હિંસા. અસત્ય વચન, ચોરી અને સ્વરક્ષણ એનું ધ્યાન ધરવું.
ધર્મધ્યાન—તીર્થંકરના વચન ઉપર શ્રદ્ધા રાખી તેમના નામાદિનું સ્મરણ કરવું વિગેરે.
શુક્લધ્યાન—મોક્ષનાજ હેતુરૂપ શુભ ધ્યાન.
સ્વાધ્યાય—વાચવું, પૂછવું, શીખેલું સંભારવું અને અર્થનુ ચિંતવન કરવું એ સ્વાધ્યાયના ચાર પ્રકાર છે.

૧૦ ત્રિક—શ્રાવકને દેરાસરમા ૧૦ ત્રિક સાચવવાની હોય છે. ૩ નિસિહી કહેવાની હોય છે ( જુઓ પૃષ્ઠ ૧૭૮ ઉપર ટીપ ). જ્ઞાન, દર્શન અને ચારિત્રના આરાધન માટે ૩ પ્રદક્ષિણા દેવી. બે હાથ જોડીને, કેડેથી વાંકા વળીને અને પંચાંગ એટલે માથું, બે હાથ અને બે જાનુ જમીનપર અડાડીને ૩ પ્રકારે પ્રણામ કરવા ૩ પ્રકારે ચંદનાદિથી અંગ, ધૂપાદિથી અગ્ર અને સ્તવનાદિથી ભાવ પૂજા કરવી. સ્નાન કરતા પિંડસ્થ ( કેવલ જ્ઞાન પહેલાંની ), પૂજા કરતા પદસ્થ ( કેવલીની ) અને કાઉસ્સગ કરતા રૂપસ્થ ( સિદ્ધ ) અવસ્થા ભાવવી. ઉંચું, નીચું અને તિર્છું અથવા પાછળ, જમણું અને ડાબું જોયા વગર પરમેશ્વર સામે જોવું. પગ મૂકવાની ભૂમિ ત્રણ વાર પ્રમાર્જવી. ચૈત્યવંદન કરતા અક્ષર, અર્થ અને ભગવંતની પ્રતિમાનું આલંબન કરવુ, યોગ, જિન અને મુક્તાશુક્તિ એવી ત્રણ મુદ્રાઓ યથાસ્થાનકે સાંચવવી. મન, વચન અને કાયાની શુદ્ધિ રાખવી.

**૫ અભિગમન**— શ્રાવકને દેરામાં ૫ અભિગમન સાંચવવાં પડે છે. સચિત્ત પૂળાદિનો ત્યાગ કરવો, અચિત્ત વસ્ત્રાદિને ધારણ કરવાં, એકાગ્ર ચિત્ત કરવું, અખંડ એકસાહિ ઉત્તરાસન કરવું અને પ્રતિમા દેખી એ હાથ જોડી માથે લગાડવા.

**૨૨ અભક્ષ્ય**—ઉંબરાનાં ફળ, કચુંબરાનાટેટા, પીપળના ટેટા, પીપળાના ટેટા, વડના ટેટા, માંસ, દારૂ, માખણ, મધ, ઝેરી વસ્તુ, હીમ, બરફના કરા, કાચી માટી, બોળનું અથાણું, રાત્રિ ભોજન, કંદમૂળ, બહુબીજ, દ્વિદલ ( કાચા દુધ દહીં અથવા છાશના ભેગું કઠોળ ), રીંગણા, અજાણ્યું ફળ. તુચ્છ પૂળ અને ચલિત રસ ( જે વસ્તુનો સ્વાભાવિક સ્વાદ બદલાયો હોય તે ).

**૩૨ અનંતકાય**—નવા પૂળની કુંપળ, લુણાની છાલ, થુવર, ગળો, કુંવાર, વરીઆળીની જડ, સતાવરી, પીલૂડી, લીલીમોથ, લીલી હળદર, અમૃત વેલ, લાઢોલુણ, બિલાડીના ટોપ, કચુરો, કઠોળના ઉગતા અંકૂરા, પલંગની ભાજી, વાથલો, વંશ કારેલાં, સૂરણ, વજ્રકંદ, બટાટા, મૂળા, ગાજર, શકરીઆં, ડુંગળી, લસણ, રતાળું, પીંડાળું, ભોંય કોળું, આદું, પંચવર્ણી સેવાળ અને ( જે છેદ્યાં થકાં ઉગે તે, જેની નસો ગુપ્ત હોય તે અને જે ભાગ્યાથી સમ ભાગ થાય તે ) ગળી પીલુડી વિગેરે.

**૧૫ કર્માદાન**—કર્માદાનના ધંધા પંદર છે. અંગારકર્મ, વનકર્મ, શકટકર્મ, ભાટકકર્મ, સ્ફોટકકર્મ, દાંત, લાખ, રસ, કેશ, વિષ, યંત્રપીલણ, નિર્લંછન કર્મ, દવદાનકર્મ, સરોદ્રુહતડાગશોષણ કર્મ અને અસતીપોષણ કર્મ. એ બધા ધંધા કર્મનું વિશેષ ગ્રહણ કરાવનાર છે માટે કર્માદાન કહેવાય છે.

અંગાર કર્મ – ચુનારા અને લુહારાદિનાં કામ જે અગ્નિ વિના થતાં નથી.

વનકર્મ—ખેડુત માળી વિગેરેનું કામ.

શકટકર્મ—ગાડીવાન અને વહાણવટી વિગેરેનું કામ.

દાંત, લાખ, રસ, કેશ, વિષ—એ સમજાય તેવા પદાર્થ છે તેનો વ્યાપાર કર્માદાનમાં ગણાય છે.

યંત્રપીલણ—ઘાણી ફેરવવી વિગેરે.

નિર્લંછન કર્મ—કાન નાક વિંધવાનું અને ખસી કરવાનું વિગેરે કામ.

દવદાન કર્મ—વગડામાં દવ લગાડવો વિગેરે.

સરોદ્રુહતડાગશોષણ કર્મ—સરોવર, ઝરા, તળાવ વિગેરેને કોઈપણ કારણસર સૂકવવાનું કામ.

અસતીપોષણ કર્મ—દાસી, નપુંસક, પશુ અને પક્ષી વિગેરેને પોષવાં તે.

ષડાવશ્યક—સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન એ ૭ આવશ્યક એટલે અવશ્ય કરવા યોગ્ય છે.

સામાયિક—( જુઓ પૃ૪ ૧૯૮ )

ચતુર્વિંશતિસ્તવ( ચઉવિસત્થો )—જેમાં ચોવીસ તીર્થંકરના નામાદિનું કીર્તન કરેલું છે તે સ્તવન.

વંદન—ગુરૂની યથાવિધિ સેવા કરવી તે.

પ્રતિક્રમણ (પડિક્કમણ)—સમ્યકત્વ અને વ્રતાદિમાં સ્ખલના થઇ હોય તેની નિંદા કરવી તે.

કાયોત્સર્ગ ( કાઉસ્સગ્ગ )—( જુઓ પૃ૪ ૧૮૮ ઉપર ટીપ. )

પ્રત્યાખ્યાન ( પચ્ચક્ખાણ )—( જુઓ પૃ૪ ૨૮ ઉપર ટીપ. )

ચોમાસી તપ—એકાંતરા ઉપવાસ એટલે એક દિવસ નકોયડો ઉપવાસ અને એક દિવસ બેસણું ( સવાર સાંજમળી બે આસન ઉપર બેસીને ખાવું ) કરીને વર્ષાઋતુના ચાર માસમાં તપસ્યા કરવી તેને, ચોમાસી તપ કરવો કહે છે.

૮ મહાસિદ્ધિ.— મહાસિદ્ધિયો આઠ છે તેમનાં નામ: અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ.

અણિમા—જેના યોગે અતિસૂક્ષ્મ રૂપ કરી ઝીણા છિદ્રમાં પેસે તેવી સિદ્ધિ.

મહિમા—જેના યોગે મેરૂથી પણ મોટું રૂપ કરવાની શક્તિ આવે તેવી સિદ્ધિ.

લઘિમા— જેના યોગે વાયુથી પણ હલકું શરીર કરવાની શક્તિ પેદા થાય એવી સિદ્ધિ.

ગરિમા— જેના યોગે વજ્રથી પણ ભારે શરીર કરવાની શક્તિ થાય એવી સિદ્ધિ.

પ્રાપ્તિ— જેના યોગે ભૂમિથી આંગળી વડે મેરૂનો સ્પર્શ કરી શકે તથા સૂર્યના કિરણને હાથ લગાડી શકે એવી સિદ્ધિ

પ્રાકામ્ય— જેના યોગે જમીનમા પાણીની પેઠે ડુબકી ખાય અને પાણી ઉપર જમીનની પેઠે ચાલે તેવી સિદ્ધિ.

ઇશિત્વ— જેના યોગે ત્રણ લોકની ઠકરાઇ ભોગવે, અથવા તીર્થંકર કે ઇંદ્રની ઋદ્ધિ વિસ્તારે એવી સિદ્ધિ.

વશિત્વ— જેના યોગે સર્વજીવ વશ થઇ જાય તેવી સિદ્ધિ.

પુલાકલબ્ધિ—સાધુઓને ચોથા આરામાં તથા પાંચમા આરાની શરૂઆ-

તમાં ૨૮ લબ્ધિયો થાય છે તે પૈકી આ એક છે. એના યોગે ધર્મની રક્ષા કરવા માટે સાધુ ચક્રવર્તિને સેનાસહિત ચૂર્ણવત્ કરી શકે છે.

ક્ષપકશ્રેણિ } જુઓ જૈનતત્વાદર્શનો છઠ્ઠો પરિચ્છેદ. પૃષ્ઠ ૨૭૧
ઉપશમશ્રેણિ }

પ્રતિમા વહેવી—શ્રાવકને અગીઆર પ્રતિમા વહેવાનું એટલે પ્રતિમા નામના તપ વિશેષને આદરવાનું શાસ્ત્રમાં કહેલું છે. પહેલી પ્રતિમામાં એક મહીના સૂધી સમકિતના યથાર્થ સેવન પૂર્વક ભય લજ્જાદિનો ત્યાગ કરી ત્રિકાલ દેવપૂજાદિ કરવાં પડે છે. બીજી પ્રતિમામાં બે માસ સૂધી ઉપરની ક્રિયા સાથે અહિંસાદિ પાંચ અણુવ્રત પાળવાં પડે છે. ત્રીજી પ્રતિમામાં ત્રણ માસ સૂધી ઉપરની ક્રિયા કરવાની સાથે બે વખત પ્રમાદ રહિત સામાયિક કરવું પડે છે. ચોથી પ્રતિમામાં તે ઉપરાંત ચાર માસ સૂધી બે આઠમ અને બે ચૌદશ એ ચાર પાર્વીમાં પોષધ કરવો પડે છે. પાંચમી પ્રતિમામાં ચોથીની ક્રિયા કરવાની સાથે પાંચ માસ સૂધી સ્નાન ન થાય, રાત્રે ચાર આહારનો ત્યાગ કરવો પડે, દહાડે બ્રહ્મચર્ય પાળે, કાછડી ધાલે નહીં અને ચારપર્વી ઘરમાં તથા ચોકમાં નિઃપ્રકંપ પણે રહી આખી રાત કાઉસ્સગ કરે. છઠ્ઠી પ્રતિમામાં ઉપર પ્રમાણે કરવાની સાથે છ મહીના સૂધી બ્રહ્મચારી રહે. સાતમીમાં છઠ્ઠીની ક્રિયા ઉપરાંત વધારેમા સાત માસ સૂધી સચિત્ત આહારનો ત્યાગ કરે. આઠમીમાં વળી તે ઉપરાત આઠમાસ સૂધી પોતે આરંભ એટલે જેમાં પાપ લાગે એવો ધંધો ન કરે. નવમીમાં તે ઉપરાંત નવમાસ સૂધી આરંભ કરાવે નહીં. દશમીમાં દશમાસ સૂધી નવમીના અનુષ્ઠાન સાથે ક્ષુરમુંડિત રહે (અસ્રાથી હજામત કરાવે) અથવા થોડી ચોટલી રાખે. પોતાના માટે ઘરમાં કરેલા આહારાદિ ન લે અને ઘરનું સર્વ કાર્ય વર્જી માત્ર દાટેલા ધન વિષે હા અથવા ના કહે. અગીઆરમી પ્રતિમામાં અગીઆર મહીના સૂધી દશમીની ક્રિયાના સેવન પૂર્વક આટલું વિશેષ કરવું પડે છેઃ ઘરનો ત્યાગ કરે, માથાના કેશનો લોચ કરે અથવા ક્ષુરમુંડિત કરે,રજોહરણ પાત્રાદિ લેઇ મુનિનો વેષ ધારણ કરી સ્વકુલમા ભિક્ષા લે અને મુખે ધર્મલાભને બદલે એમ કહે કે, प्रतिमाप्रांतपन्नाय श्रमणोपासकाय भिक्षा देहि " છેલ્લી પ્રતિમા વહેનાર સાધુના ઉપાસક ( શ્રાવક ) ને ભિક્ષા આપો, " એમ સર્વ રીતે સાધુ પ્રમાણે વર્તે. એકંદર અગીઆર પ્રતિમા વહેતાં સાડાપાંચ વર્ષ લાગે છે.

કાળમાપ—આંખ મટમટાવીએ એટલામાં અસંખ્યાત સમય થાય છે. અસંખ્યાત સમયની એક આવળી. ૪૪૪૬॥ આવળીનો એક શ્વાસોશ્વાસ થાય. ૧૬૭૭૭૨૧૬ આવળીનું એકમુહૂર્ત થાય, ૩૦ મુહૂર્તનો એક અહોરાત્ર, ૩૦ અહોરાત્રનો એક માસ, ૧૨ માસનું એક વર્ષ. અસંખ્યાત

વર્ષે એક **પલ્યોપમ** થાય. દસ કોડા કોડી ( કોડપ્રકોડ ) પલ્યોપમે એક **સાગરોપમ** થાય, દસ કોડાકોડી સાગરોપમે એક **ઉત્સર્પિણી** થાય અને **અવસર્પિણી** પણ દસ કોડાકોડી સાગરોપમે થાય. ઉત્સર્પિણી અને અવસર્પિણી એ બે મળીને એક **કાળચક્ર** થાય, અનંત કાળચક્રનું એક **પુદ્ગલ પરાવર્તન** થાય. એમ કાલ અનંતો છે.

**આરા.**—ઉત્સર્પિણી અને અવસર્પિણી એ દરેકના ૭ ભાગ કલ્પ્યા છે અને તે આરા કહેવાય છે. તેમના નામઃ સુખં સુખ, સુખ, સુખં. દુઃખં, દુઃખં સુખં, દુ ખં અને દુઃખં દુઃખં. આ ૭ આરા અવસર્પિણીમાં ઉપરના ક્રમથી વર્તે છે ત્યારે ઉત્સર્પિણીમાં ઉલટી રીતે વર્તે છે. મતલબ કે, અવસર્પિણીમા જ્યારે શુભ વસ્તુની ક્રમે ક્રમે હાનિ થતી જાય છે ત્યારે ઉત્સર્પિણીમાં તેની ક્રમે ક્રમે વૃદ્ધિ થતી જાય છે. હાલ અવસર્પિણી કાળનો પાચમો દુઃખં આરો પ્રવર્તે છે.

---

શ્રી.

# વાંચનારને બે બોલ.

---

## શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકાર તરફથી પુસ્તકપ્રસિદ્ધિના કામમાં થતા પ્રયત્ન.

વાંચનારાઓની આગળ આવનાં આ પુસ્તકો **શ્રીમંત ગાયકવાડ સરકાર** એમના હુકમથી તૈયાર થયેલાં છે, તેથી ભાષાની વૃદ્ધિ કરવાના કામમાં શ્રીમંત મહારાજા સાહેબ એમના તરફથી જે પ્રયત્ન ચાલે છે તે લોકોમાં મશહૂર થાય એ ઇષ્ટ જણાયાથી નીચે દર્શાવવામાં આવે છે.

૧. પુસ્તક સારૂં હોય તો તેને આશ્રય આપવાના નિયમ શાળાખાતા તરફથી ઠરેલા છે તે પ્રમાણે તે આપવામાં આવે છે.

૨. શ્રીમંત મહારાજા સાહેબ એમની સ્વારી કડી પ્રાંતમાં ગઇ હતી, તે વખતે પાટણમાં સંસ્કૃત ગ્રંથભંડાર તેમના જોવામાં આવ્યો. તે ઉપરથી તેમાંના ઉપયોગી ગ્રંથોની પસંદગી કરવી, અને સારા માલુમ પડે તેના જ્ઞાનનો લાભ જે લોકોને સંસ્કૃત આવડતું ન હોય તેમને સહજ મળી શકે, એવા હેતુથી (૧) ઇતિહાસ, (૨) શાસ્ત્ર, (૩) નાટક, (૪) ધર્મ, આ ચાર વિષયો ઉપર, સંસ્કૃતમાંથી ભાષાન્તર કરાવવાનો હુકમ કરવામાં આવ્યો, તે અન્વયે તે તૈયાર થયાં, અને હજી બીજાં પુસ્તકોનાં ભાષાન્તર કરવાનું કામ ચાલે છે. શ્રાવણ માસની દક્ષણા સંખ્યા ફંડમાંથી નવીન પુસ્તકો અને નિબંધો તૈયાર કરવાની તજવીજ થયેલી વાંચનારને માલુમ હશેજ.

૩. આ રાજ્યનાં જૂદાં જૂદાં ખાતાને ઉપયોગમાં આવે તેવાં પુસ્તકો ઈતર ભાષામાંથી તરજુમા કરી કિંવા નવીન તૈયાર કરી છાપવામાં આવે છે, અને હવે પછી તેવાં બીજાં તૈયાર કરવાને માટે હુકમ આપવામાં આવ્યો છે.

૪. નિયમરૂપે છાપવામાં આવતાં કેટલાંક પુસ્તકો જૂદાં જૂદાં ખાતાં માટે કરવામાં આવ્યા છે, તથપિ તેનો પણ મુખ્ય ઉદ્દેશ એવો છે કે તેથી કરીને લોકોને પદ્ધતસર કામ કરવાની ટેવ પાડવી. આ પ્રકારે પદ્ધતસર કામ કરવાની ટેવની આપણામાં કેટલી ખામી છે, તે કહેવાની જરૂર નથી. સરકારવાડા સંબધી થયેલાં પુસ્તકોનો પણ ઉદ્દેશ એવો છે.

૫. સેક્રેટરીની મારફત જે પુસ્તકો આશ્રય માટે આવે છે, તેમાંથી કેટલાંકને ખાનગી ખાતામાંથી સવડ પ્રમાણે આશ્રય આપવામાં આવે છે.

૬. આ પ્રમાણે જૂદાં જૂદાં ખાતાંના નિયમ અન્વયે તૈયાર થતાં પુસ્તકો ઉપરાંત શ્રીમંત મહારાજા સાહેબ વખતોવખત વિશેષ હુકમ આપી, તથા નવીન સૂચના કરી પોતાની દેખરેખ નીચે પોતાની હજૂરમાં રહેનાર માણસો પાસે પુસ્તકો લખાવી છપાવે છે. આ રીતે હાલમાં ભાષા વિષય, પાકશાસ્ત્ર, ગૃહશાસ્ત્ર, કાયદા, ક્રીડાશાસ્ત્ર, અશ્વકળા વગેરે વિષયો ઉપર પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો ક્રમ ચાલે છે. સામાન્ય વિષયોપર જરૂરની માહિતીવાળા ગ્રંથ મહારાષ્ટ્ર ગ્રંથમાલા નામની માલામાં પ્રસિદ્ધ થાય છે, અને તે ઉપરાંત રાષ્ટ્રકુશ્રાસંલા નામની બીજી એક ઐતિહાસિક ગ્રંથોની માલા પ્રસિદ્ધ થાય છે. 'ઇન્ટર્નેશનલ સાયન્ટિફિક સીરીઝ' નામની માલામાંના અંગ્રેજી ગ્રંથોના નમુના પ્રમાણે જૂદાં જૂદાં શાસ્ત્રીય વિષયો ઉપર સહેલાં સહેલાં પુસ્તકો તે તે વિષયોમાં પ્રવીણ ગૃહસ્થો પાસે લખાવવાનું કામ કલાભવન નામની શિલ્પશાળાના મુખ્ય ગુરૂને સોંપેલું છે. આ કામને માટે એક મોટી રકમ ખરચ કરવાનું સરકારે ઠરાવેલું છે; તેજ પ્રમાણે પાકશાસ્ત્ર ઉપર પણ દેશી ભાષામાં ગ્રંથો લખવાનું કામ ચાલે છે. આ વિષયની ગ્રંથમાલામાં મરાઠી, હિંદુસ્તાની, ફ્રેન્સી, મદ્રાસી અને અંગ્રેજી વિગેરે પાકક્રિયાના ગ્રંથોનો સમાવેશ કરેલો છે. આપણી સ્વદેશી રમતોનો પ્રચાર બંધ ન પડે તેટલા માટે તેનો સંગ્રહ તૈયાર થયો છે, અને જરૂરના અંગ્રેજી ખેલોના સંગ્રહ છપાયા છે. ઉર્દુ ભાષામાં

પણ કેટલાક ગ્રંથો છાપવાનું કામ ચાલે છે, આ સર્વ પુસ્તકો ગુજરાતી તથા મરાઠી, એ બન્ને ભાષામાં પ્રસિદ્ધ કરવા બાબત સરકારનો હુકમ છે. આ ઉપરથી શ્રીમંત મહારાજા સાહેબ એમની સમદૃષ્ટિ કેટલી છે, અને દરેક ઉપયોગી વિષયનું લોકોને શિક્ષણ આપવા તરફ તથા ભાષાની અભિવૃદ્ધિ કરવા તરફ તેમનું કેટલું લક્ષ છે તે સ્પષ્ટ જણાઈ આવેછે

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમને દ્રવ્યની અનુકૂળતા હોવાથી આવાં કામ કરવાનો હુકમ કીધો એટલે બસ, તે ઉપરાંત બીજો કાંઇ શ્રમ મહારાજા સાહેબને લેવો પડતો નથી, એવુ કદાચ કોઇનું ધારવું હોય તો તે ભૂલ ભરેલું છે. કોઇપણ માણસ એકાદ કામ પોતાને માથે લઇ તે કરવા માંડે એટલે તેમાં સેંકડો પ્રકારની ભાંજગડના સવાલો કેવી રીતે ઉઠે છે, તે તો તે પોતેજ જાણી શકે છે. શ્રીમંત મહારાજા સાહેબનો આ હેતુ આજ ઘણા દિવસનો છે, અને તે પાર પાડવાના કામમાં તેઓ પોતે પુષ્કળ શ્રમ લે છે, તોપણ તે હજી જોઇએ તેટલે દરજ્જે ફળીભૂત થયો નથી. શ્રીમંત મહારાજા સાહેબ એમનો વખત અત્યંત અમુલ્ય હોવાથી તેઓ આવા વિષયો તરફ આટલું બધું લક્ષ આપે છે, એજ વિશેષ છે. શ્રીમંત સરકારના આ ઉદ્યોગનો ઉપયોગ સઘળાઓએ કરી લીધો, એવું એમને માલુમ પડશે એટલે પોતાના શ્રમ અને પૈસાનું સાર્થક થયું એવું તેઓ માનશે.

આ ઉદ્યોગ સંબંધી વધારે લખી વાંચક વર્ગનો વખત લેવો બરોબર નથી; તેમાંના ગુણ દોષ જોવાનું કામ વાંચક વર્ગનું છે, તે તેઓ પોતાના સારા ભાવથી બજાવશે તો શ્રીમંત મહારાજા સાહેબ એમને ઘણો સંતોષ પ્રાપ્ત થશે.

શ્રીમંત સરકારના હુકમથી તૈયાર થતાં ઉપર જણાવેલાં કેટલાંક પુસ્તકોની યાદી આ સાથે આપવામાં આવે છે.

---

# શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડ એમની આજ્ઞાથી તૈયાર થયેલાં અને થતાં પુસ્તકો.

## વડોદરા સરકારી કિતાબખાનામાંથી
તથા
## મુંબઈ, પુના વગેરે ઠેકાણેથી વેચાતાં મળશે.

| પુસ્તકનું નામ, | ગ્રંથકર્તાનું નામ. | કિંમત, | | | ટપાલ ખરચ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | રૂપૈયા. | આના. | પાઇ | રૂપૈયા. | આના. | પાઇ |
| **ગુજરાતી.** ( છપાઈ તૈયાર. ) | | | | | | | |
| **રાજધર્મ**–મેકિયાવેલીના 'પ્રિન્સ' નામના ઇંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર. .... .... | રા. છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ. | ૦ | ૮ | ૦ | ૦ | ૧ | ૬ |
| **ક્રિડામાળાના ગ્રંથો.** | | | | | | | |
| **કમાન દડાનો ખેલ**–'ક્રોકે' નામની ઇંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક. .... | " | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૬ |
| **દડોમારનો રમત**–'ક્રિકેટ' નામની ઇંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક. .... | " | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૬ |
| **ગેડીદડાની રમત**–'ગૉલ્ફ' નામની ઇંગ્રેજી રમતની સમજુતીનું પુસ્તક. .... .... | " | ૦ | ૩ | ૦ | ૦ | ૦ | ૬ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જાળદડાનો ખેલ—'લૉન ટેનિસ' નામની ઇંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક. .... | રા. છગનલાલ ઠાકોરદાસ મોદી. બી. એ. | ૦ | ૧ | ૬ | ૦ | ૦ | ૬ |
| બિઝિક નામની પાનાની રમત—સદર નામની ઇંગ્રેજી રમતની સમજુતીનું પુસ્તક. .... | " | ૦ | ૧ | ૬ | ૦ | ૦ | ૬ |
| ઇજિપ્ત—ઇંગ્રેજી 'સ્ટોરી ઑફ ધ નેશન્સ' સીરીઝમાંના એ નામના ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર. | રા. મણિશંકર રતનજી ભટ્ટ. બી. એ | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૬ |
| **મરાઠી.** | | | | | | | |
| ૧ राष्ट्रकथामाला. | | | | | | | |
| ( Story of the Nations Series **નાં** પુસ્તકોનાં ભાષાન્તર. ) | | | | | | | |
| ( છપાઈ તૈયાર ) | | | | | | | |
| ઈરાણ. . . .... .... | રા. શંકરવિષ્ણુ પુરાણિક બી. એ. | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૬ |
| કાર્થેજ ... .... .... .. | રા. નાગેશ આબાજી કાથવટે બી. એ. | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૦ |
| તુર્કસ્થાન. ... .... .... | રા. રાવજી ભગવાનરાવ પાવગી બી. એ. | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૦ |
| ફ્રાન્સનો જૂનો ઇતિહાસ. .... .... | રા. કૃષ્ણ અર્જુન કેળૂસકર. | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૦ |
| સ્પેનિશ મુસ્લોક. .... .... .... | રા. રામકૃષ્ણ સખારામ આઠવલે. એમ. એ. | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૦ |
| જર્મનિ. . . .... .... .... | રા. હરિ સદાશિવ બેલવલકર બી. એ. | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૦ |
| એસિરિયા. .... .... .. | રા. સીતારામ રામચંદ્ર ગાયકવાડ. | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૦ |

| પુસ્તકનું નામ. | ગ્રંથકર્ત્તાનું નામ. | કિંમત | | | ટપાલ ખરચ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | રૂપિયા. | આના. | પાઈ. | રૂપિયા. | આના. | પાઈ. |
| ( તૈયાર થાય છે ) | | | | | | | |
| રોમ. .... .... .... .... | રા. વિનાયકરાવ કોંડદેવ ઓક. | | | | | | |
| રશિયા .... .... .... .... | સર્જન મેજર કીર્તિકર કા.ર. | | | | | | |
| ૨ મહારાષ્ટ્રગ્રંમાલા. | | | | | | | |
| ( છપાઈ તૈયાર ) | | | | | | | |
| રાજધર્મ—મેકિયાવેલીના 'પ્રિન્સ' નામના ઇંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર .... .... | રા. ગોવિંદ સખારામ સરદેસાઈ બી એ | ૦ | ૮ | ૦ | ૦ | ૧ | ૬ |
| વિચાર રત્નાકર—'બેકન્સ એસેઝ' નામના ઇંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર. .... .... | રા. વાસુદેવ નરહર ઉપાધ્યે. | ૨ | ૦ | ૦ | ૦ | ૩ | ૦ |
| ઇંગ્લંડ દેશાચા વિસ્તાર—'ઍક્સ્પાન્શન ઑફ ઇંગ્લંડ' નામના ઇંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર. | રા. ગોવિંદ સખારામ સરદેસાઈ બી. એ. | ૨ | ૦ | ૦ | ૦ | ૪ | ૬ |
| માર્કસ ઑરેલિયસ બાદશાહચી બોધ-વચને—'મેડિટેશન્સ ઑફ માર્કસ ઑરેલિયસ' નામના ઈંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર. .... | મી. સિમિયન બેન્જમિન. | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૦ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પ્રાચ્ય વ પાશ્ચાત્ય દેશાંતીલ ગ્રામસંસ્થા–'મેન્સ વિલેજ કમ્યુનિટીઝ' નામના ઇંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર. .... .... .... | રા. મહાદેવ રાજારામ બોડસ. એમ. એ | ૧ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૬ |
| રોમ વ કાર્થેજ–'ઍપોકસ ઑફ એન્સ્યન્ટ હિસ્ટરી' નામના ઇંગ્રેજી ગ્રંથ ઉપરથી. .... | રા. ગણેશ અનંત લેલે. બી. એ. | ૧ | ૮ | ૦ | ૦ | ૪ | ૬ |
| ગૃહિણી શંકાનિરસન–'હાઉસવાઈફ્સ રીઝન વ્હાય' નામના ઇંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર. | રા. કેશવ બાળકૃષ્ણ પરાંજપે. | ૧ | ૮ | ૦ | ૦ | ૩ | ૦ |
| ( તૈયાર થાય છે ) | | | | | | | |
| ઘર વ ત્યાચ્યા ભોંવતાલચી જાગા–'હાઉસ ઍન્ડ ઈટ્સ સરાઉન્ડિંગ્ઝ' નામના ઇંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર. .... .... .... | રા. ભાનુ કેશવ ગાંગનાઇક. | | | | | | |
| ગુન્હા વ ત્યાચી કારણે–'ક્રાઇમ ઍન્ડ ઈટ્સ કૉઝીસ' નામના ઇંગ્રેજી ગ્રંથ ઉપરથી. .... | રા. રામચંદ્ર હરિ ગોખલે બી. એ. એલ એલ. બી. | | | | | | |
| ૨ પાકશાસ્ત્ર. | | | | | | | |
| ( છપાઈ તૈયાર ) | | | | | | | |
| પાશ્ચિમાત્ય પાકશાસ્ત્ર–ભાગ ૧ લો.'કુલિનરી જોટીંઝ ફોર ઍંગ્લો ઇન્ડિયન એક્ષાઇલ્સ' નામના ઈંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર. .... .... | રા. ભાનુ કેશવ ગાંગનાઇક. | ૪ | ૮ | ૦ | ૦ | ૫ | ૦ |

| પુસ્તકનું નામ. | ગ્રંથકર્તાનું નામ. | કિંમત. | | | ટપાલ ખરચ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | રૂપીયા. | આના. | પૈ. | રૂપીયા. | આના. | પૈ. |
| સૂપશાસ્ત્ર—અંક ૧ ભાગ ૧ લો ( મદ્રાસી ચાલીચે પદાર્થ. અંક ૧ ભાગ ૨ જો ( માંસ મિશ્રિત મદ્રાસી, ઇંગ્રેજી વ મુસલમાની પદાર્થ. અંક ૨ જો ( તંજાવરી ચાલીચે પદાર્થ. ) અંક ૩ ભાગ ૧ લો ( મુસલમાની ચાલીચે પદાર્થ. ) અંક ૩ જો ભાગ ૨ જો | રા. બળવંત રામચંદ્ર મરાઠે. | ૫ | ૮ | ૦ | ૧ | ૧ | ૬ |
| અંક ૪ ( અલવાને ન્યામત ) .... ... | વડોદરા વત્સલના મેનેજર. | ૦ | ૮ | ૦ | ૦ | ૨ | ૦ |
| ( તૈયાર થાય છે. ) પાશ્ચિમાત્ય પાકશાસ્ત્ર ભાગ ૨, ૩. ૪ ક્રીડામાલા. ( છપાઈ તૈયાર. ) | રા. ભાનું કેશવ ગાંગનાઈક. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કમાન ચેંડૂચા ખેલ—'ક્રોકે' નામની ઇંગ્રેજી રમત સબધી સમજુતીનું પુસ્તક. .... | રા. રામચંદ્ર સખારામઆઠવલે એમ. એ. | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ચેંડૂ દાંડૂચા ખેલ–'ક્રિકેટ' નામની ઇંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક. .... | ,, | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૬ |
| કુબડી ચેંડૂ અથવા ડાંગ ચેંડૂ–'ગૉલ્ફ' નામની ઇંગ્રેજી રમત સંબધી સમજુતીનું પુસ્તક. .... .... | રા.રામચંદ્ર સખારામ આઠવલેએમ. એ. | ૦ | ૩ | ૦ | ૦ | ૦ | ૬ |
| ઝેલચેંડૂ–'લૉન ટેનિસ' નામની ઇંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક ... | ,, | ૦ | ૧ | ૬ | ૦ | ૦ | ૬ |
| ચૌરંગ ગોટયાંચા ખેલ–'બિલિયર્ડસ' નામની ઇંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક. | ,, | ૦ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૦ |
| પાટ નાંવાચા પત્યાંચા ખેલ–'બિઝિક' નામની ઇંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક. .... .... .... | રા. ગોવિંદ સખારામ સરદેસાઇ. બી. એ. | ૦ | ૩ | ૦ | ૦ | ૦ | ૬ |
| મુદ્રા પરિવર્તન અથવા ઉલટા પાલટીચા ખેલ–'રીવર્સી' નામની ઇંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક. .... .... | ,, | ૦ | ૧ | ૬ | ૦ | ૦ | ૬ |
| અંધક–'મગિન્સ' નામની ઇંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક .... .... | ,, | ૦ | ૦ | ૯ | ૦ | ૦ | ૬ |

| પુસ્તકનું નામ. | ગ્રંથકર્તાનું નામ. | કિંમત. | | | ટપાલ ખરચ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | રૂપીયા. | આના. | પાઈ. | રૂપીયા. | આના. | પાઈ. |
| ઉતાણા રૂપાયા—'પીચ એન્ડ ટૉસ' નામની ઈંગ્રેજી રમત સંબંધી સમજુતીનું પુસ્તક. | રા. ગોવિંદ સખારામ સરદેસાઇ. બી. એ. | ૦ | ૦ | ૯ | ૦ | ૦ | ૬ |
| ઉર્દુ. | | | | | | | |
| મુસાફા કિસ્સા—(દેવ નાગરી લિપીમાં). | ષરીફુદ્દીન વલદે હકીમ મૌલવી ખાકી સાહેબ. | ૦ | ૧૦ | ૦ | ૦ | ૧ | ૬ |

'ઈન્ટર્નેશનલ સાયન્ટિફિક સીરીઝ' નામની ગ્રંથમાલાના નમુનાં પ્રમાણે શ્રીસયાજી જ્ઞાન મંજુષા એ નામની નવીન ગ્રંથમાલા તૈયાર કરવાનું કામ ચાલે છે.

---

# દેશી કેળવણી ખાતા મારફત તૈયાર થયલાં અને તૈયાર થતાં પુસ્તકો.

## સરકારી પુસ્તકો.

( મળવાનું ઠેકાણું—વડોદરા સરકારી કિતાબખાનું. )

| પુસ્તકનું નામ. | ગ્રંથ કર્તાનું નામ. | કિંમત. | | | ટપાલ ખરચ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | રૂપિયા. | આના. | પાઈ. | રૂપિયા. | આના. | પાઈ. |
| ( છપાઈ તૈયાર થયલાં પુસ્તકો. ) **ગુજરાતી.** | | | | | | | |
| **નીતિવાકયામૃત.** .... .... .... | રા. રામકૃષ્ણ હર્ષજી શાસ્ત્રી. | ૦ | ૧૦ | ૦ | ૦ | ૧ | ૬ |
| ગોરક્ષશતક—હઠયોગ વિષે મૂળ સંસ્કૃત ગ્રંથ ઉપરથી ભાષાન્તર..... .... .... | રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી બી.એ. | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| તર્કભાષા—ન્યાય વિષે કેશવમિશ્રકૃત મૂળ સંસ્કૃત ઉપરથી ટીકા સાથે ભાષાન્તર. .... | ,, | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| ભોજ પ્રબંધ—પ્રાસ્તાવિક કથા તથા મુજ અને ભોજનો ઇતિહાસ, પાના ૨૩૨, મૂળ સંસ્કૃત ઉપરથી ભાષાન્તર. .... .... | ,, | ૧ | ૦ | ૦ | ૦ | ૨ | ૬ |
| બુદ્ધિસાગર—નીતિ સંબંધી શ્લોક મૂળ સંગ્રામસિંહકૃત સંસ્કૃત ઉપરથી ભાષાન્તર. .... | ,, | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **અનુભવ પ્રદીપિકા**—અદ્વૈત વેદાન્ત રાજ યોગ વિષે મૂળ સટીક સંસ્કૃત ઉપરથી ભાષાન્તર. | રા. મણીલાલ નભુભાઇ દ્વિવેદી બી.એ. | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| **સમાધિશતક**—જૈન મતાનુસાર રાજ યોગ વિષે મૂળ સટીક સંસ્કૃત ઉપરથી ભાષાન્તર. .... | ” | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| **શ્રૃતિસાર સમુદ્ધરણ**—તત્ત્વમસિ આદી મહાવાક્ય વિચાર, મૂળ શ્રીમંત તોટકાચાર્ય કૃત સંસ્કૃત ઉપરથી ભાષાન્તર. .... .... | ” | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| **શિશુશિક્ષણ**—અંગ્રેજી ‘ પૅરડાઇઝ ઓફ ચાઈલ્ડહુડ ’ નામના કિન્ડર્ગાર્ટન પદ્ધતિ સંબંધી પુસ્તકનું ભાષાન્તર—૭૬ ચીત્રપટ( પ્લેટ )સાથે. | ( ભાષાન્તર કરનાર ) મિસિસ ટોમસ ( સુધારનાર ) રા. છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ. | ૧ | ૮ | ૦ | ૦ | ૩ | ૬ |
| **ઉન્નતિ વિષે નિબંધ**—હિંદુ યુનિયલ કલબના આશ્રય નીચે અપાયલા મરાઠી વ્યાખ્યાનનું ભાષાન્તર. .... .... .... | રા. છગનલાલ ઠાકોરદાસ મોદી બી.એ. | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૬ |
| **બાળવિવાહ ઉપર વ્યાખ્યાન**—ઉપર મુજબના મરાઠી વ્યાખ્યાનનું ભાષાન્તર. .... | ” | ૦ | ૨ | ૬ | ૦ | ૦ | ૬ |
| **સ્રી શિક્ષણ**—સ્રી ઉપયોગી મરાઠી ગ્રંથનું ભાષાન્તર. .... .... .... .... | ” | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| **દ્ર્યાશ્રય**—ગુજરાતનો મૂળરાજથી કુમારપાળ સુધીનો ઇતિહાસ. .... .... .... | રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી બી.એ. | ૧ | ૮ | ૦ | ૦ | ૩ | ૦ |

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત. | | | ટપાલ ખરચ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | રૂપીયા. | આના. | પાઈ. | રૂપીયા. | આના. | પાઈ. |
| ષડ્દર્શનસમુચ્ચય—જૈન મતાનુસાર ન્યાય વૈશેષિક ચાર્વાક મિમાંસક, બૌધ અને સાંખ્ય મતોનું ખંડન તથા સ્યાદ્વાદનું સ્થાપન. .... | રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી બી.એ | ૧ | ૪ | ૦ | ૦ | ૨ | ૬ |
| પાકશાસ્ત્ર ભાગ ૧ લો—મુસલમાની, તંજાવરી તથા મદ્રાસી ચાલીના મરાઠીમાં થયલા સૂપશાસ્ત્ર ગ્રંથ ઉપરથી નિરામિષ ભાગના ભાષાન્તરનાં પુસ્તક. .... .... ... | રા. છગનલાલ ઠાકોરદાસ મોદી.બી.એ. | ૦ | ૧૨ | ૦ | ૦ | ૨ | ૦ |
| સદર ભાગ ૨ જો..... .... .... | ,, | ૦ | ૧૦ | ૦ | ૦ | ૨ | ૦ |
| સદર ભાગ ૩ જો..... .... .... | ,, | ૦ | ૧૦ | ૦ | ૦ | ૨ | ૦ |
| દેશી રમતો સચિત્ર—ગુજરાતમાં રમાતી દેશી રમતોનો મોટો સંગ્રહ જૂદા જૂદા ભાગમાં વપરાતાં અનેક નામો અને વર્ણન સહિત .... | રા. છગનલાલ ઠાકોરદાસ મોદી તથા રા. જીભાઈ ગોકળદાસ. | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કુમારપાળપ્રબંધ—શ્રી જિન મંડન ઉપાધ્યાયકૃત—અણહિલપુરપાટણની સ્થાપનાથી કુમારપાળના રાજ્યના અંત સુધીનો ગુજરાતનો | રા. મગનલાલ ચુનીલાલ વૈદ્ય. | | | | | | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ઈતિહાસ, પ્રાસંગિક નીતિ અને જૈન ધર્મ સંબંધી ઉપદેશ સાથે. .... .... .... | | | | | | | |
| વિક્રમ ચરિત્ર. ... .... .... | રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી. | ૨ | ૪ | ૦ | ૦ | ૪ | ૦ |
| ચતુર્વિંશતિ પ્રબંધ. .... .... | ” | | | | | | |
| સારસંગ્રહ—સંસ્કૃત ઐતિહાસિક પુસ્તકો ઉપરથી ઈતિહાસનું પુસ્તક. ... ... | ” | | | | | | |
| સુકૃત સંકીર્ત્તન. .... .... .... | વે. શા. સં. રામકૃષ્ણ હર્ષશાસ્ત્રી. | | | | | | |
| સંગીત પારીજાત—સંગીત સંબંધી મૂળ સંસ્કૃત ગ્રંથનું ભાષાન્તર. .... .... | વે. શા. સં. કૃષ્ણશાસ્ત્રી યજ્ઞેશ્વરશાસ્ત્રી. | | | | | | |
| નરસિંહ મેહેતાનું મામેરૂ.— | પ્રો. મૌલાબક્ષ મારફત. | | | | | | |
| ભગવંત ગરબાળી. | ” | | | | | | |
| ગાયનનું પુસ્તક બીજું. | ” | | | | | | |
| ” ” ત્રીજું. | ” | | | | | | |
| ” ” ચોથું. | ” | | | | | | |
| ” ” પાંચમું. | ” | | | | | | |
| ” ” છઠું મરાઠી | ” | | | | | | |
| નીતિવાક્યામૃત. .... .... .... | રા. નારાયણ ધોંડદેવ ખાંડેકર. | ૦ | ૧૦ | ૦ | ૦ | ૧ | ૬ |
| કાવ્યકલ્પલતા. .... .... .... | પંડિત વામન શાસ્ત્રી ઈસલામપુરકર. | ૨ | ૮ | ૦ | ૦ | ૨ | ૬ |

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ. | કિંમત. | | | ટપાલ ખરચ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | રૂપીઆ. | આના. | પૈ. | રૂપીઆ. | આના. | પૈ. |
| ( છપાવાનાં પુસ્તકો. ) | | | | | | | |
| **ગુજરાતી.** | | | | | | | |
| સંગીત રત્નાકર—સંગીત સંબંધી મૂળ સંસ્કૃત ગ્રંથનું ભાષાન્તર. .... .... | વે. શા. સં. કૃષ્ણશાસ્ત્રી યજ્ઞેશ્વરશાસ્ત્રી. | | | | | | |
| **ડભોઇનાં પુરાતન કામો**—ગુજરાતમાં આવેલા વડોદરા રાજ્યના કિલ્લે ડભોઇ ના કોટ વગેરે પુરાતન કામોની હકિકત ૨૨ ચિત્રપટ સહીત ડા. બર્જેસના ઇંગ્રેજી ઉપરથી ભાષાન્તર. ... .... .... .... | રા. છગનલાલ ઠાકોરદાસ મોદી બીએ.. | | | | | | |
| **મરાઠી.** | | | | | | | |
| હરિવિક્રમ ચરિત્ર. | રા. વાસુદેવ નરહર ઉપાધ્યે. | | | | | | |